

# પુસ્તક ઓગણીસમું

| | | | |
|---|---|---|---|
| ૧૦ | અનુરાધા-બડોદિદિ-વિ. | શરદ્‌બાબુ | ૩-૦-૦ |
| ૧૧ | શુભદા | શરદ્‌બાબુ | ૨-૦-૦ |
| ૧૨ | ચરિત્રહીન | શરદ્‌બાબુ | ૩-૮-૦ |
| ૧૩ | પ્રભાતકિરણો | પ્રભાતકુમાર મુખોપાધ્યાય | ૨-૮-૦ |
| ૧૪ | નવીના (શેષ પ્રશ્ન પુ. ૭. સાથે) | શરદ્‌બાબુ | ૩-૦-૦ |
| ૧૫ | ક્ષિતિજ પૂર્વાર્ધ | ર. વ. દેસાઈ | ૨-૮-૦ |
| ૧૬ | ક્ષિતિજ ઉત્તરાર્ધ | ર. વ. દેસાઈ | [illegible] |
| ૧૭ | દરિદ્રનારાયણ પૂર્વાર્ધ | ગુ. આચાર્ય | ૨-૮-૦ |
| ૧૮ | દરિદ્રનારાયણ ઉત્તરાર્ધ | ગુ. આચાર્ય | ૩-[illegible] |





સંસ્કાર ગ્રંથાવલિ પુસ્તક ઓગણીસમું

# બીડેલાં દ્વાર

ઝવેરચંદ મેઘાણી

: પ્રકાશક :
આર. આર. શેઠની કું.
બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ
કેશવબાગ પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ

: પ્રકાશક :

ભુરાલાલ ર. શેઠ
આર. આર. શેઠની કંપની
પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ



રૂા. ૨—૦—૦

પહેલી આવૃત્તિ
તા. ૨૫ : ૮ : ૩૯

: મુદ્રક :
મનુભાઈ અમૃતલાલ શેઠ
સ્વાધીન મુદ્રણાલય
સૌરાષ્ટ્ર રોડ : રાણપુર

અ ર્પ ણ

ગુજરાતના યૌવનને અથાક પુરુષાર્થ વડે
શોધી, શોધી સંભાળપૂર્વક ઘડી રહેલા

**માનવતાના સાચા શિલ્પી શ્રી રવિશંકર રાવળને**

# એ મથાળું શાને ?

'બીડેલાં દ્વાર' એ મથાળા નીચે આ વાર્તા પાંચેક વર્ષ પર 'જન્મભૂમિ'માં માંડી હતી : એ મથાળા પાછળ ભાવ એવો હતો કે સંવનન, ગર્ભાધાન અને પ્રજનનની ક્રિયાઓનાં જ્ઞાન-દ્વાર લજ્જાને કારણે આપણા નવપરિણીત યુવાનોની આંખો સામે બીડાઈ રહેલાં પડ્યાં છે. વાર્તાનો ઉત્તરખંડ તો તે પછી લખાયો, અને તેને પણ 'બીડેલાં દ્વાર'નું જ મથાળું આપ્યું-એક દૃષ્ટિએ એ પણ સુસંગત છે. કેમકે પાછલાં પ્રકરણો પણ સંસારી જ્ઞાનનાં કેટલાંક બીડેલા દ્વારને જ ખોલનારાં બને છે.

ઝવેરચંદ મેઘાણી

# અનુક્રમ


**ખંડ પહેલો** — પૃષ્ઠ

કડી પહેલી ૧
,, બીજી ૭
,, ત્રીજી ૯
,, ચોથી ૧૨
,, પાંચમી ૧૭
,, છઠ્ઠી ૨૦
,, સાતમી ૨૫
,, આઠમી ૨૯
,, નવમી ૩૨
,, દસમી ૩૬
,, અગિયારમી ૩૯
,, બારમી ૪૨
,, તેરમી ૪૭
,, ચૌદમી ૫૦
,, પંદરમી ૬૧
,, સોળમી ૬૭
,, સત્તરમી ૭૩
,, અઢારમી ૭૮

**ખંડ બીજો** — પૃષ્ઠ

૧ દુનિયાની સલાહ ૮૭
૨ ભૂખ્યું પેટ ૯૭
૩ 'કાંઈક વ્યવહારૂ!' ૧૦૫
૪ પ્રતિભાના સોદા ૧૧૬
૫ મિસ મૃણાલિની ૧૨૮
૬ નટીનું રમકડું ૧૪૦
૭ સંસારની બખોલમાં ૧૫૦
૮ સનાતન પ્રશ્ન ૧૬૫
૯ જીવવાનું પ્રયોજન ૧૭૧
૧૦ બે પરોણા ૧૭૯
૧૧ મીનાક્ષી ૧૮૬
૧૨ છબીલભાઈ ૧૯૫
૧૩ સખા સાંપડી ૨૦૭
૧૪ મિશનરીની ધગશ ૨૧૩
૧૫ 'એ મને ગમે છે' ૨૧૯
૧૬ પાપછૂટી વાત ૨૨૫
૧૭ નવી સમસ્યા ૨૩૨
૧૮ મુક્તિનો નિર્ણય ૨૩૮
૧૯ લગ્ન સંબંધના મૂળમાં ૨૪૫
૨૦ નવી જંજીરો ૨૫૨

# કડી પહેલી

અજીત જ્યારે હોટલના દ્વારમાં દાખલ થયો ત્યારે એની ઇચ્છા હતી કે છેવાડાની કોઇ એકાંત બેઠક શોધીને આરામથી ખાઇશ. પરંતુ ૨૮ કલાકની ક્ષુધાએ એના પગને આગળ વધવા આપ્યા નહિ. તમ્મરે ઘેરાયલી એની આંખો એટલું પણ ન જોઇ શકી કે પોતે વચલા ખંડની કોઇ ખાલી ખુરસીમાં બેસવાને બદલે બીજા બેઠેલા આદમીના ખોળામાં જઇ પડેલ છે.

એને કોઇ ઢીંચેલો માતેલો સમજીને એ ખુરસીના આસનધારીએ બાજુની ખાલી બેઠક ઉપર ધકાવી દીધો.

'પાઘેલો છે પાઘેલો !' એવા થોડાક સંજ્ઞા-સંદેશા એ હોટેલના રસોઇયા, પિરસણીયા અને દરવાન ભૈયા સુધી પહોંચી ગયા. પણ

તેઓ વધુ તમાશો નિહાળી શકે તે પહેલાં તો અજીત પાછો સ્વસ્થ બનીને બેસી ગયો હતો, ને પોતાને ધકાવનાર પુરૂષની ચહા ઢોળાયા બદલ 'માફ કરજો ભાઇ !' એવા ચોકખા બોલ બોલતો હતો.

સામેના ટેબલ ઉપર બન્ને હાથની કોણીઓ ટેકવીને એણે પોતાની આંખોને હથેળીઓમાં દબાવી દીધી.

બીજી કશી ચેષ્ટા કે દારૂની દુર્ગંધ માલુમ ન પડવાથી, એકઠા થઇ ગયેલા તમામ હોટેલવાળાઓને એક પ્રકારની નિરાશા આવી ગઇ. બે ત્રણ જણાઓએ આ મામલાને આમ નિર્માલ્ય રીતે ખતમ થઇ જતો જોઇ ઉદ્દગાર કાઢ્યા કે "હારેલો સટોડીઓ લાગે છે."

કશો ખુલાસો કરવા જેટલી તાકાત અજીતમાં રહી નહોતી. થોડી વારે તમ્મર ઉતર્યા બાદ એણે પોતાની સન્મુખ નજર ચોડી, આઘેના (અ) નંબરના ખંડમાં એક ડુંગરા જેવી ફાંદના ભાર તળે ચંપાઇને પડેલો કોઇ મારવાડી વ્યાપારી આઇસ્ક્રીમની ગુલાબી રકાબી પોતાના મ્હોંમાં ઠાલવી રહ્યો હતો અને એ થીજેલી મલાઇમાંથી ઓગળતા દૂધના રેગાડા એની દાઢી ઉપરથી પસીનાની ધારોમાં સંગમ કરીને છાતી પર ઉતરતા હતા.

એ જોતાં જ અજીત મનમાં મનમાં બબડી ઉઠ્યો:

"આખી પૃથ્વી પર અકેકક સેકન્ડે આવા બબ્બે–બબ્બેનો જન્મ થાય છે. વાહ કરામત ! દાકતરે સાચું કહ્યું. સાચું કહ્યું.'

એના ફફડતા હોઠો તરફ એ ઓરડાની ચહા પીનારાઓ તાકી રહ્યા હતા. કોઇ કહેતું હતું: "બેટો ફટકી ગયેલ લાગે છે." અજીતની આંખો તો પેલા પાંચમણીયા મારવાડી તરફજ હતી. પોતે બબડતો હતો: "અકેકક સેકન્ડે બબ્બેનો જન્મ ! હા–હા–હા–હા."

પાછું હસવું થીજી જતું હતું, ને એની બંને ભ્રુકૂટિઓ ખેંચાઇને અરસપરસ અડકી જતી હતી. મનમાં ને મનમાં એ બબડયો:

"છતાં, છતાં ઓ બેવકુફ ! તને કશી જ ગમ છે ખરી, કે તને એકને પ્રસવતાં પ્રસવતાં તારી માને શી શી યાતનાઓ વેઠવી પડી હતી ? તને એ ચમત્કારના ય ચમત્કારની કશી જ કીંમત છે તારા આંક ફરકની બજારમાં ? જગતની એક જનેતા તારે સારૂ જીવન-મરણનાં એ કડાંએ બાંધેલ હીંડોળે ફંગોળાઇ રહી હતી તારા જન્મ કાળે, તેની ખબર રહી છે તને ? તું અત્યારે પડયો પડ્યો મીઠાઇ ઉડાવે છે, પણ તને શું ભાન છે, કે તારું આ જગત પરનું આગમન જગતની એક સ્ત્રીને માટે કેવું ભયંકર થઇ પડયું હતું ?"

માનવીને હૈયે રમે છે તેટલી બધી જ વાતો જો હોઠે આવતી હોત તો દરરોજના બસો પાંચસો ખૂનો એકેક શહેરમાં ઉજવાતાં હોત.

આમ બબડાટ કરતા યુવાન અજીતની દૃષ્ટિ કોઇ લપાઇને બેઠેલ વરૂની તીણી ખૂની નજર શી ફરતી ફરતી એ હોટેલને દરવાજે ઉભીને કરગરતી, પોતાનું કંગાલ કલેવર ઝુલાવીને પીઠ પરની ખોઇમાં રડતા બાળને નીંદરમાં નાખવા મથતી એક લગભગ ન-વસ્ત્રી ભીખારણ પર ઠહેરાઇ. ને એના ફફડતા હોઠ જો કોઇ મૂંગો બહેરો જોઇ જાય તો સત્વર કળી કાઢે કે એના અંતરમાં શા શા બબડાટ ચાલતા હતા. (છૂપી પોલીસમાં મૂંગા-ટુકડી વસાવવાનું હજુ કેમ નહીં સૂઝયું હોય કોઇને !)

ભિખારણને સંબોધીને અજીત જાણે પૂછતો હતો, કે ઓ સ્ત્રી ! તું શું છે તેની તને ખબર શાની હોય ? તું કેવી નિગૂઢ વિશ્વનિયતિની સાથે મરણના જંગો ઝૂઝી રહી છે ! તારી અંદર કેવું સામર્થ્ય વસે છે ! એક નાના પરમાણુંમાંથી નવીન માનવી સર્જવાની એ તારી

શક્તિઃ યુગયુગાન્તરો સુધી આ દુનિયા બસ ચાલ્યા જ કરે, સંસાર સિંધુનો જનપ્રવાહ કાળકાળાન્તરને આરે આરે અનવરત વહેતો જ રહે, તેવું પરમ નિર્માણ સાધવાની તારી એ ગુપ્ત ચેતના: તારા આ હાડકાંના માળખામાં પોતાની કામક્ષુધા ટાલવનારો કોઇક ગંજેડી ભંગેડી બાવો સાધુ તારામાં રમણ કરતી એ ચેતનાને ક્યાંથી પામી શક્યો હોય ? કોને ગરજ પડી છે ?"

આ બધા પ્રલાપો કેવળ હોઠને જ ફફડાવતા નહોતા, પણ અજીતના ગળાનેયે જરી જરી બોલાવતા હતા. એનો ચહેરો પણ ભેગો હાવભાવ પૂરતો હતો.

ચહા પીનારાઓ એકેક બીજો 'કપ' મગાવીને આ દૃશ્ય નિહાળવા સારૂ સ્થિરતા પકડી બેઠા હતા. એકે કહ્યું:

"કોઇક દુખિયારો લાગે છે. કશુંક કહેવા મથે છે. પણ કહી શકતો નથી."

અજીતે અસ્પષ્ટ અને ત્રુટક અવાજે સંભળાવ્યું.

"સાચે જ મારે ઘણું કહેવાનું છે. પ્રસૂતિની વેદના મારે પ્રત્યેક કાનમાં જઇને વર્ણવવી છે. પરંતુ માતા છોકરું જણે એની વાતનો ઉચ્ચાર કરવામાં ય આજ અસભ્યતા મનાય છે. માનવી જેવા માનવીનો જગત–પ્રવેશ, એની પ્રગટ વાત સંભળાવવા–સાંભળવામાં શરમ આડે આવે છે. એ વાતોને વાણીમાં મૂકવા જતાં ઉપર શિષ્ટતાના ને અસ્પષ્ટતાના સુનેરી ગાભા વીંટવા પડે છે. એ પૃચ્છાના પ્રતિબંધે જગતની લાખો જુવાન માતાઓના ભોગ લીધા છે. નાનો ભાઇ ક્યાંથી આવ્યો એવું પૂછનાર બાર વર્ષની બહેનને માબાપ 'ભગવાન નાખી ગયા' 'વાડામાંથી જડ્યો' એવા ઉટાઉ ઉત્તરોથી ઠગે છે. જુવાન દીકરાને ચારસો ગાઉ દૂર રાખીને એનાં આપ્તજનો વહુની

સુવાવડ સારે છે. હા ! હા ! જગતનો એક મહાપ્રશ્ન, વિજ્ઞાનનું એક પરમ રહસ્ય, ફિલ્સુફીની એક ઉત્કૃષ્ઠ નિગૂઢતા, એને સમજવી સમજાવવી આજ અખિલતામાં ખપે છે. એના અજ્ઞાનના ખપ્પરમાં બલિદાન ચડતી માતાઓ 'ઇશ્વરની મરજી' હોય તો જ ઉગરે છે, બાકી તો એની દરેક સગર્ભાવસ્થા એને ફાંસીની સજા રૂપ જ લેખવામાં આવે છે. માટે જ પીયર પ્રસવ કરવા જતી પુત્રવધુના અંગ પરથી સાસુજી તલેતલ સોનું ઉતારી લે છે !"

આવા કદ્દર વિચારોથી વલોવાઇ રહેલા અજીતે અજાણ્યે અજાણ્યે પણ હાથની મુઠીઓ વાળી. પાસે બેઠેલાઓએ ફક્ત એટલો જ પ્રલાપ સાંભળ્યો કે "આજે નહિ—એક દિવસ : એક દિવસ : કોઇક દિવસ."

"ક્યાંક માર ખાઇને આવ્યો લાગે છે." એક ચાહ પીનારાએ અન્યની સામે આંખમિચકારો કર્યો.

અજીતનો આત્મા બોલતો હતો કે આજે ભલે નહિ, પણ એક દિવસ દુનિયાને ભાન થશે, એક દિવસ જગતને વિચાર આવશે કે માતૃત્વ એટલે પ્રકૃતિનું કેવું મહિમાવંત દાન છે ને એને કેવા જતનથી રાખવું ઘટે છે. આજે જગતને જો જાણ હોત તો તો પછી માનવ જાતિની યંત્રણાઓ ને વેદનાઓના વિષકટોરા મૂંગી મૂંગી પી રહેલી જે માતાઓ, તે આજ પુરુષોના આલમીરાની ઢીંગલીઓ કે ખાણો–સડકોની ને મીલો કારખાનાંની ગુલામડીઓ શાની હોત? જગત પર માનવની જીંદગી એટલી સસ્તી શી રીતે હોત?

અજીતના એ વિચારવહેનમાં કોઇ મોટો જુવાળ આવ્યો હોય તેવા બેન્ડ પડઘમનાં રણવાજીંત્રો રસ્તા પરથી ગાજી ઉઠ્યાં. એ ધ્વનિને તાલ દેતા ચારસો પાંચસો માનવપગલાંની કૂચકદમ એને કાને પડી.

કોઈએ આવીને ખબર આપ્યા કે નં. ૧૧ની પલટનને લઈ જાય છે—સરહદ પરનો દંગો શમાવી દેવા.

એ સાંકળના અંકોડા અજીતની વિચારકડી સાથે પરોવાઈ ગયા: આ દરેક સિપાહીને જણવા સારૂ અકેક માતાએ દારૂણ ચીસો પાડી હશે. મારી પત્નીએ આજ પ્રભાતે મને સંભળાવી હતી તેના જેવી જ. સામે લડનાર સૈન્યનો પ્રત્યેક સૈનિક પણ એક એક માનું કલેવર ચીરી ચીરી બહાર આવ્યો હશે. એ તમામને લાલ, પીળા ને વાદળી રણસ્વાંગો સજાવી, રાઈફલો અને મશીનગનો ઝલાવી, શિસ્ત અને નિમકહલાલીને નામે, દેશ અને ધણીને નામે પરસ્પર જલ્લાદગીરી કરવા લઈ જવા, એ શું જેવુંતેવું પાતક છે!

રણવાદ્યોના ધ્વનિ ચાલ્યા ગયા. ચહા પી પીને સાથીઓ પણ ઉઠી ગયા, હોટલના છોકરાએ આવીને પૂછ્યું:

"માસ્તર, તમારે કંઈ ખાવું પીવું હોય તો બોલો. અહીં અમસ્થા બેસવાનું નથી."

આ તમાચા જેવા શબ્દોએ અજીતને ભાન કરાવ્યું કે પોતે ત્યાં અઠ્ઠાવીસ કલાકની ક્ષુધા ઓલવવા આવ્યો છે. મનન ચિંતન કરવા માટેની એ જગ્યા નથી. એણે પૂરી, શાક, દાળ ને ભાતની વરધી આપી. ખાતાં ખાતાં એની યાદદાસ્ત પોતાના ભૂતકાળના એક પછી એક પડદાને ઉચકતી ઉચકતી ડોકિયું કરવા લાગી.

# કડી બીજી

આજે બે કલાક ઉપર પ્રસૂતિ–ગૃહમાં પોતે પોતાની પત્ની પ્રભાની સુવાવડ દીઠી છે. અત્યારે તો એ શાંતિમાં સૂતી છે. પણ એક પહોર પહેલાં એ કયા નરકનો વાસ ભોગવી રહી હતી ? ગઇ આખી રાત પ્રભાને કેવા કાળ રાક્ષસની સાથે બાથંબાથાં સંગ્રામ કરવો પડેલો ! એની માના કહેવાને વશ બની જો મેં એને પિયરમાં પ્રસૂતી કરવા મોકલી હોત તો અત્યારે પ્રભા હયાત હોત કે નહિ ? જીવતા રહેવું ન રહેવું એ જુદી વાત છે, ત્યાંયે સરખી સંભાળ લેવાઇ હોત તો ત્યાં પણ એને કસોટીમાંથી પાર કરી શકાઇ હોતઃ પરંતુ હું આ દ્રશ્યોને જોઇ સાક્ષી ન જ થઇ શક્યો હોત ને ! અને નજરે જોયા વિના તો હું પોતે પણ હજારો દેશયુવકોની પેઠે પ્રસૂતના અવસરને તુચ્છ, બિભત્સ, અશ્લિલ, કે અસભ્ય કોઇ પરિહાસનો જ પ્રસંગ ગણી બેઠો હોત ને !

આઠ મહિના પહેલાંજ શું મને મારા સ્નેહીઓ આ ગર્ભાધાનની ઠઠ્ઠા મશ્કરી કરીને નહોતા રંજન કરાવતા ? પોતે કોઇ વીરતા કરી નાખી હોય તેમ શાબાશી દઇ દઇ સ્નેહીઓ મેહરીલ માગતા હતા અને પ્રભાના વધી ગએલા પેટની પણ હાંસી ઉડાવતા હતા.

તે દિવસોએ અજીતને યાદ આવી એનાં નેત્રોને સજળ કરી મુક્યાં. અજીત એક લેખક હતો, અને પોતે કવિ પણ હતો એવી એને ભ્રમણા પણ થઇ હતી. (તે કારણે એણે જુલફાં પણ વધારેલાં.) જગતમાં માનવી માનવી વચ્ચેની વિષમતાની દિવાલોને ભેદી નાખવા માટે કલમની સુરંગો પર સુરંગો ચલાવવા એનો પુણ્યપ્રકોપ સળગતો હતો.

જેને 'મૌલિક' શબ્દે ઓળખવામાં આવે છે એવી કૈંક કવિતાની હસ્તપ્રતો અને સામાજીક અત્યાચારોની નવલોના થોકડા બાંધીને એ પ્રકાશકો પાસે આંટા મારતો હતો, વિદ્વાનો એની 'મૌલિક વિચારણા તથા સંકલના તથા પાત્રાલેખન તથા વસ્તુગૂંથણી' વગેરે ઉપર ફિદાગીરી દાખવતા, પરંતુ આજનો સમાજ આવા નગ્ન વિચારોને સાંખી નહી શકે, પરિણામે ખપત નહીં થાય, એવો જવાબ અજીતના કાનમાં ફૂંકાતો. પરબીડિયાં બગલમાં નાખીને અજીત પાછો ફરતો.

માબાપ મરી ગયા હતાં, સાસુ સસરાની સંમતિ વિરૂદ્ધ તેઓની સુંદર કન્યાને, કોઇ અમીર ઘર શોભાવવા સર્જાએલી પ્રભાને અજીત પોતાની કાવ્યરચનાનાં કારણે વશ કરી છાનોમાનો પરણી બેઠો હતો. એટલે પ્રભાનાં માવતર જમાઇ ઉપર દાંત કચકચાવતાં હતાં.

'મૌલિક રચનાઓ'ના વેચાણમાંથી કો જાદુઇ ખજાનો હાથ લાગવાની આશાએ જે વેળા અજીત પોતાની અંધારી ઓરડીમાં દિવસો પછી દિવસો ધકેલ્યે જતો હતો, ચહા પીવાના જે બે જ કપ રહ્યા હતા તેમાં પણ છેલ્લી તરડ પડી ચુકી હતી, પ્રભાનાં છેલ્લાં બે છાયલાં ધોવાઇ ધોવાઇને ફુમાશ પકડી ઝીણાં બનવાની સાથે જીર્ણ પણ બની ગયાં હતાં, અરીસામાં પડેલી ચીરાડને 'જોયું પ્રભા, આપણા ઘરમાં બે અરીસા બની ગયા' એવું સુંવાળું હાસ્ય કરીને અજીત નભાવતો હતો, તે અરસામાં એકવાર એણે પ્રભાનું મ્હોં અત્યંત ચિંતાતુર દીઠું. પૂછ્યું; "કંઇ માંદી છે તું? કંઇ બેચેની?"

## કડી ત્રીજી

પ્રભા નિરૂત્તર રહેતી.

પછી તો કંઇ કંઇ વિનવણાંને અંતે એણે કબૂલ કર્યું. "હું આ મહિને કોરે બેઠી નથી. દિવસો પૂરા થઇ ગયા."

અંતર પર પડેલી ઉંડી ચિંતાની વાદળીને ખેસવવા પ્રયત્ન કરતો અજીત આશ્વાસન દેવા લાગેલો: "કંઇ નહિ, એ તો અકસ્માત હશે. અગાઉ પણ મહિના ખાલી ગયા હતા ને?"

બીજો મહિનો પણ હાથતાળી દઇને હસતો હસતો, જાણે કે ઉગારની વાટ જોઇને ઊભેલી પ્રભાને ઉંડા ગર્તમાં ધકેલતો રવાના થયો. એમ એક દિવસ–બે દિવસ, ત્રણે દિવસો ચોરડાકુઓની પેઠે સરકી ગયા. પ્રભાના અંતરમાં ભયનું કોઇ વરૂ જાણે ભરાઇ બેઠું. પ્રભા દોડી દાકતરની પાસે.

મૌલીક કૃતિઓ ઉપર મદાર બાંધીને બેઠેલો અજીત પોતાના કંગાલ ઘરમાં એક કુટુંબીની કાળરૂપ વૃદ્ધિ થવાની ચિંતાએ વાળ પીંખતો હતો. દાકતરે તો કહ્યું હતું કે ગર્ભાધાનને અટકાવી શકાય છે. ઘણા એ ઇલાજો સેવે છે. પણ કોણ જાણે શા કારણે અજીતનું કલેજું એવા ઉપચારની સામે બળવો કરી ઉઠયું.

આવી હાલતમાં બાલક કેમ સાચવી શકાય ? બાપડી હજી તો નિશાળીયા જેવી પ્રભા સંતાનના ઉછેરમાં શું સમજી શકશે ?

તે વખતે બારણું ઉઘડયું અને પ્રભાના ચહેરા ઉપર અજીતે પોતાના ભાગ્ય–લેખ વાંચ્યા. અબોલ પ્રભા અંદર આવીને પથારી પર ઢગલો થઇ પડી.

"કાં ? શું કર્યું ?" અજીતે પૂછ્યું.

"આપણી બ્હીક સાચી ઠરી."

"શું બોલ્યા દાકતર ?"

"કે બેન, તારી શરીર સંપત્તિ બહુ જ ફક્કડ છે ને ખૂબ નિરોગી છે. નમણું બાળક તને સાંપડશે."

જીવન–સંગ્રામનું કઠોર સત્ય એ વેળાએ અજીતની સન્મુખ પૃથ્વી ફાડીને જાણે કોઇ ભભુકેલા જવાલામુખી જેવું હાજર થઇ ગયું.

આ વિપત્તિની સરખામણીમાં તો આજ લગીનાં અન્ય સંકટો સાથેનો મુકાબલો છોકરાંની રમતો સમાન ભાસ્યો. બન્નેએ એક બીજાની આંખોમાં ભયની ભૂતાવળો નિહાળી.

પ્રભાનો ચહેરો કોઇ અચાનક શોષાઇ ગયેલ મહાસાગરના અતલ અંધારા ગર્ત જેવો બની ગયો. એના ગાલની સુરખી સમાઇ ગઇ. રૂની પુણીઓ જેવા હોઠે એને એક બે કલાકમાં તો ઘરડી ડોશી કરી મૂકી. જીવનનું, યૌવનસુખનું સ્વપ્ન ભાંગી ગયા પછીની જાગૃતિ–વેદના બન્નેને દિગ્મુઢ બનાવી રહી.

આટલી બધી ઝડપે, આટલું ઓચીંતાનું એ ત્રણ માસનું દાંપત્ય–પંખી પાંખો પસારી ઉડી ગયું. એના ફફડાટ સુદ્ધાં ન સંભળાયા.

 

"અજીત ! વહાલા !" ઊંડે સ્વરે પ્રભાએ કહ્યું: "આ તો સત્યાનાશ થશે આપણું."

"સાચે જ." અજીત ભાવિના કૂપમાં દ્રષ્ટિ લંબાવતો હતો.

"ના, ના, તે પહેલાં તો હું મારા જ જીવતરનો અંત આણીશ. તમને હું એ સત્યાનાશના દરિયામાં નથી ખેંચી જવા માગતી."

અજીતની જીભ અવાચક રહી.

"સાંભળો અજીત, એક જ વાત વિચારવાની રહે છે. હવે મારે ગર્ભનો નિકાલ જ કરવો જોઇએ."

"નિકાલ ! શી રીતે ? "

"એ હું નથી જાણતી. પણ સ્ત્રીઓ અનેક વાર એ કરે છે."

"મેં પણ એ વાત સાંભળી છે. પણ એ તો બહુ ભયંકર પ્રયોગ છે ને ?"

"છો રહ્યો ભયંકર. મને એની પરવા નથી."

"પ્રભા, એવા અદ્‌ભૂત ઇલાજમાં ઉતરવા કરતાં દાકતર કને જ કાં ન જઇએ ?"

"દાક્તર કને ? ના રે ના. એને પૂછવામાં હવે કશો જ સાર નહિ કાઢીએ."

"કેમ નહિ ?"

"કેમકે એને—એને આ સત્યાનાશી વાતની ગમ નથી. એ તો એ બાબતની વિટંબનાનો વિચાર જ કરી શકતા નથી. એને તો છોકરાં ગમે છે. એનો એ ધંધો છે."

# કડી ચોથી

આંનેએ ચર્ચા કરી લીધા. પણ અજીતે તો તે છતાં ય દાક્તરને મળવાનો નિશ્ચય કર્યો. બીજું કંઇ નહિ તો પોતાના હૈયાની વરાળ ઠાલવવા સારૂ પણ જવું છે. કારણ કે અજીતને એનું અઢી વર્ષનું બ્રહ્મચર્ય વ્રત તોડાવીને આ વિનાશી પંથ પર મૂકનાર જ દાક્તર હતા.

અજીતે યાદ કર્યું: મૈત્રીને ખાતર, વિદ્યાપ્રાપ્તિને ખાતર અમે બન્નેએ લગ્ન કરેલાં. ભાઇ–બહેનની માફક રહ્યાં હતાં. કિલ્લોલ કરતાં હતાં. એ સંગીત શીખતી ને હું કાવ્યો રચતો. એ મારાં કાવ્યો સાંભળતી ને મને પ્રેરણાઓ આપતી. મારું દેવીપદ દીપાવતી. એમાં એક દિવસ ઓચીંતાનો એવો યોગ બની ગયો કે બેઠાડુ જીવનને કારણે બાદી બદહજમીથી પીડાતો પોતે પોતાના વડીલ મુરબ્બી પ્રતાપરાય દાક્તરની કને દવા લેવા ગયો હતો. વિદાય લેતાં લેતાં પ્રતાપરાય કાકાએ જરા રમૂજમાં પૂછેલું કે "કાં શું કરે છે તારી પ્રભા ? કેમ દેખાતી નથી ? તબીયત તો સારી છે ને ? કે છોકરાંને નવરાવવા ધોવરાવવામાંથી જ નવરી થતી નથી ?"

"છોકરાં !" અજીતથી આશ્ચર્યમાં ને આશ્ચર્યમાં બોલાઇ ગએલું. "છોકરાં વળી કેવાં ?"

"કેમ રે બેવકૂફ? શૃંગી ઋષિનો અવતાર લાગે છે! છોકરાં કેવાં!!"

"પણ–પણ પ્રતાપરાયકાકા, અમારે છોકરાં ન હોય."

"કેમ? નિયમન કરો છો?"

"ના–ના–અમે એ રીતે રહેનાં જ નથી."

"અરે મુરખા!" કાકા તાકી રહેલા: "ત્યારે કેવી રીતે રહો છો? આમ પાછો આવ. બેસ. અલ્યા, હું અત્યાર સુધી તો હસતો હતો, પણ હવે seriously ગંભીરપણે પૂછું છું: બોલ કઇ રીતે રહો છો?"

"ભાઇ–બ્હેનની રીતે."

"ગધેડા, ત્યારે પરણ્યાં શા માટે?

"અભ્યાસ કરવા માટે."

"શાનો–પત્થરનો અભ્યાસ?"

"દરેક વિદ્યાનો: મુખ્યત્વે સંગીતનો."

"ને ક્યાં સુધી એમ ચલાવે રાખવું છે?"

"ઘણાં વર્ષો સુધી, કંઇક વિદ્યા પ્રાપ્ત કરી લઇએ, કંઇક રળીએ ત્યાં સુધી."

સાંભળીને ડૉ. પ્રતાપ કાકા તો શ્વાસ જ લઇ ગએલા. બોલેલા. "હવે મને કશી જ અજાયબી નથી, કે તારી હોજરી કેમ આવી થઇ ગઇ છે."

"શું–શું કહો છો પ્રતાપકાકા?"

"કંઇ નહિ." દાક્તરે એ મુદ્દા પરથી સરી જઇને પૂછ્યું: "તને કંઇ ભાન છે ગદ્ધા, કે તું પ્રભાની શી દશા કરી રહ્યો છે ?"

"કેમ વારૂ ?"

"તું એની આખી જીંદગીનો ભુક્કો કરી રહ્યો છે–પ્રથમ પહેલાં તો એના શરીરનો."

"પણ એમ કેમ બને, દાક્તરકાકા ? એ તો સંપૂર્ણ સુખી છે. અમે બન્ને સંયુક્ત મક્કમતાથી આ માર્ગે ચાલ્યા છીએ."

"કપાળ તારું ! ત્યારે તો તારા પર એને હેત જ નથી. ખરું ?"

"છે છે. પણ એ રીતનું નહિ."

"શા પરથી જાણી શક્યો તું ?" કાકા હસ્યા.

"પ્રભાના પોતાના જ કહેવા પરથી."

"એ...મ ? એને તારા પર આ કારણે હેત ન હોય, સુખ ન હોય, તો શું તું એમ ધારે છે કે પ્રભા તને સાચી વાત કહી દેશે ?"

"કેમ નહિ કહે ?"

"દીકરા ! તે કરતાં તો એ મરવું વધુ પસંદ કરશે."

અજીત તો હરી જ રહ્યો.

દાકતર કાકા બોલ્યા: "જો સાંભળ. સ્ત્રી સ્વભાવનો મારો અભ્યાસ તને કહું. મને પરણ્યાં આજ ત્રીસ વર્ષ થયાં. ને અમે સાચેસાચ પરણ્યાં જ છીએ, કેમકે મારે પાંચ સંતાનો છે. પણ આ ત્રીસ વર્ષોમાં એક પણ વખત મારી પત્નીએ સામેથી ચાલીને મને એની વાસના વ્યક્ત કરી નથી."

અજીત જાણે કોઇ ગુપ્ત વિદ્યાના પોપડા પછી પોપડા ઉકેલી રહ્યો હતો.

દાકતર કાકાએ એને હજુ વધુ ઉંડાણે લીધો :

"બેભાન! તારે મન પ્રેમનું તત્વ તુચ્છ છે. કેમકે તારે પુસ્તકોનાં થોથાં છે, કવિતા છે, અને 'કેરીઅર' ઘડવાનો તનમનાટ છે; એટલે તું એમ માની લે છે કે પ્રભાએ પણ તારી જ મહત્ત્વાકાંક્ષાઓને પોતાની કરી લેવી? એણે તારી જ નકલ–તારી જ નાની આવૃત્તિ બનવું? તું એને તારી એરણ ઉપર તારે હથોડે ટીપીને તારી મુરાદોને બંધબેસતો ઘાટ ઘડવા બેઠો છે! એ સ્ત્રી છે: એનો પરમ જીવનરસ પ્રેમ છે: પ્રેમને સારૂ તો સ્ત્રીનું નિર્માણ છે: તેને બદલે તું એને 'મિત્ર' બનાવી રહ્યો છે. તું એનું જીવતર રોળી રહ્યો છે. એને સંતાનની ભૂખ લાગી હશે. એ તૃપ્તિનું ટાણું અત્યારે જ છે. પછી એ કાળ, એ ઋતુ ઉલ્લી જશે. ને તું એને અત્યારે બાલકની અવેજીમાં સંગીત અને તત્ત્વજ્ઞાન આપવા બેઠો છે. ડાહ્યા!"

"પણ કાકા, એને તો એ કશું નથી જોઇતું."

"એને શું જોઇએ છે તે આત્મભાન ઉપર જ તું ચાંપીને ચડી બેઠો છે. એની સ્વતંત્ર ઇચ્છા ઉપર તો તેં તારાં ચોપડાંનો ગાંસડો લાદેલ છે. તારી ડંફાસભરી મહત્ત્વાકાંક્ષાઓ ગાઇ ગાઇ તેં એની જીભમાંથી 'હા' ખેંચી છે. એના ઉંડા પ્રાણમાં પડેલો અવાજ તું કઢાવી તો જો! ખબર પડશે."

"પણ દાકતર, એ જરીકે રૂંધાએલી નથી. એ તદ્દન મુક્ત મનથી આવું જીવન ગાળે છે."

"કેમ? એ 'નર્વસ' નથી? કોઇ કોઇ વાર ઉદાસ નથી રહેતી? નથી ચીડાતી? તને ચુંબન કરવાનો ઉમળકો નથી દેખાડતી? તું એને

તારા બાહુપાશમાં પકડી રાખે છે ત્યારે શું એના ચિદાત્માને સ્વપ્નની લહેરમાં નથી ભાળતો ? ”

અજીતની જીભ ઉપડતી નહોતી.

કાકાએ ઉમેર્યું: “છોકરી બિચારી તારા પર પ્રેમ ઢોળવા તલપતી હોવી જોઇએ. તને એ વાત સમજવાની અક્કલ નથી.”

“પણ–પણ–બાલકો થાય તો ? તો અમારી શી ગતિ ? મારી કને પૈસા નથી.”

“તો પછી બાળકો બિલકુલ ઉત્પન્ન કરવાં જ નહિ.”

“તે શી રીતે ? ”

“એ બોતડ ! એ પણ ખબર નથી ?” એમ કહી દાક્તરકાકાએ અજીતને વિગતવાર આખું પ્રકરણ સમજાવ્યું. અનેક પદ્ધતિઓથી વાકેફ કર્યો. બાવીસ વર્ષના અજીતની આંખો તે દિવસ પહેલી જ વાર ઉઘડેલી. ને જ્યારે એણે વિદાય લીધી ત્યારે ડૉ. પ્રતાપરાયે એની પીઠ પર થાપો મારીને એટલું જ કહેલું કે “બેટા, ઘેર જા, તારી સ્ત્રીની પાસે જા.”

# કડી પાંચમી

એ આખા વાર્તાલાપે તે દિવસે અજીતના સૂતેલા પ્રાણને કેવો જાગૃત કરી મૂકેલ હતો ! તે દિવસ સુધી પોતે પ્રભાને એક પૂજાની ાતિમા, એક આરસની પૂતળી, એક દેવપુષ્પની કળી ગણતો હતો. ે સૌંદર્યને રોળવામાં કોઇ ઘોર પાતક રહ્યું હોય તેવો ભાવ પોતાના ક્તાહૃદયમાં પોતે ધરી રહ્યો હતો. એવા યત્નો કરીકરી એ લાલસાને ાળગી રાખતો હતો. દેહના ઉશ્કેરાટને એણે કોઇ ધાર્મિક અપરાધ ાવ્યો હતો. પ્રભા પોતાની પત્ની છે, પોતાના જીવનવૃક્ષને રોપવાનો ારો છે, અમૃતનો કટોરો છે, એવા વિચારોને એણે અંતઃકરણની ડાર ધકાવી ધકાવી લગભગ મરણશરણ કર્યા હતા.

પરંતુ દાક્તરની દલીલોએ એના દિલનાં એ કૃત્રિમ બંધનોને ભાંગી-ડી ધરતી પર ઢાળી દીધાં. એની નસોમાંથી પુરુષાતને છલંગ મારી. ની રક્તકણીઓમાં દીપકો ચેતાયા. એને સ્મરણ થયું એ નાનકડી ૨ડીમાં જીવાતા જીવનના ઝીણા ઝીણા, રજેરજ વિગતવાર પ્રસંગોનું. ા શું મારાં ચુંબનોને, મારી બાથોને નહોતી ચાહતી ? શું એ આક્રમણની પ્યાસી નહોતી દેખાતી ? અને ઝકડાવા માટે ઉત્સુક લાં એનાં ગાત્રો શું મારા ખોળામાં નહોતાં ઢળી પડતાં ? અને

પછી અતૃપ્ત રહેવાથી છેક ઢીલાં, હતાશ, ઉદાસ બની નિરંતર વ્યગ્રતા નહોતાં બતાવ્યા કરતાં ?

ઓ પ્રભુ ! પ્રભાને મારી પંડિતાઇના બીબામાં ઢાળીને કૃત્રિમ ઘાટ આપવાના આંધળા યત્નમાં આ નિત્યનાં નિરીક્ષણો હું ખરેખર જ ચૂકયો હતો. એના તલસાટોની અણછીપી આગના ભડકાઓને મેં મારી મૂઢ દૃષ્ટિએ સુવર્ણરંગી આનંદો જ સમજી લીધા હતા. મેં એની સ્વાભાવિક દેહોર્મિઓના છુંદનને 'સબ્લીમેશન ઓફ ઇમ્પલ્સીઝ' જેવા ગોખેલાના વાક્યોથી ઓળખાવી, એને પણ એ ગોખણપટ્ટી કરાવી હતીઃ બ્રહ્મરસ, અધ્યાત્મ–પ્રેમ, પરમ તૃપ્તિ વગેરે શબ્દોની.

પછી અજીતે ઘેર આવીને પ્રભાના દેહપ્રાણમાં પોતાના જીવનને કેવી રીતે ઢાલવી નાખ્યું હતુંઃ પછી 'પ્રભા ! મારી પ્રભા !' પોકારતો એનો પ્રાણ એ સહચરીના દેહ–મરોડમાં શાં શાં સૌંદર્ય વાંચતો, પ્રત્યેક ચેષ્ટામાં કેવાં નવીન સૂચનો સમજતો, એના શ્વાસોચ્છ્વાસમાં કોઇ અવર્ણનીય પરાગ સુંઘતો, એના કમ્પો પ્રકમ્પોમાં મીઠી રાગિણીઓના ઝંકાર સાંભળતો એક પ્રકારની સમાધિમાં લ્હેરીયાં ખાતો હતો તે પણ અજીતને અત્યારે સાંભરી આવ્યું.

'તું મારી ! મારી ! મારી !' એ હતા અજીતના જીવનધ્વનિઃ 'હું તારી : તું ચાહે તે કરી નાખ આ જીવનને ! હું તારી ! ઓ પ્રેમ ! હું ચગદાઇને નિષ્પ્રાણ બની જવા માટે પણ તારી !' એ હતા પ્રભાના કંઠના વીણા–સ્વરો. કંઇક દુર્ગ જેવું, એ બે વચ્ચેથી, તે દિવસ ભેદાઇ ગએલું ભાસેલું.

અગાઉના કૃત્રિમ ભાવોના વરખો ચઢાવેલી 'દેવી' મટીને પ્રભા 'મારી ! મારી ! મારી !' બની જઇ, પોતાની દેહ પાંદડીઓને ઢાળી દઇ તે દિવસ અજીતના ખોળામાં અર્ધનિમિલિત નયને પોઢી હતી.

અને કેવી એકાએક એ આત્મસમર્પણની સુખ–સમાધિમાં કોઇ ભાવિ ભયનો ઓળો પડતો દેખતાંની વાર જ પ્રભાને ઠેલતો, ધ્રૂજારી અનુભવતો પોતે ચોંકી ઉઠ્યો હતો.

"શું થયું વહાલા ?" પ્રભાએ પૂછેલું.

"કંઇ નહીં, એ તો મને એક ભયનો વિચાર આવી ગયો હતો."

"શાનો ભય ?"

"હું કદાચ છેક સંસારી બની જઇશ એ વાતનો."

આજે શું એ ભય સાચો ઠરવાનાં ચિહ્નો મારા જીવન–વ્યોમમાં જણાય છે ? દાક્તરે શું તે દિવસે મને ફસાવ્યો હતો ? દાક્તર કાકાની કને જઇને હું મારા આજના અંતઃતાપનો ઉકળતો ચરૂ ખાલી કરી આવું.

# કડી છઠ્ઠી

ડૉ. પ્રતાપકાકાની કને ગયો. પોતાની 'મૌલિક રચનાઓ'નું મૂલ આંકવા જગત જ્યાં સુધી તૈયાર નથી ત્યાં સુધી સંતતિને પોતે કયા ગજવામાં સાચવશે, વગેરે વગેરે ચિંતાઓ વ્યક્ત કરી. અને ગર્ભનો નિકાલ કરી નાખવા વિષે સલાહ પૂછી.

પ્રતાપકાકાએ પોતાની આંખોની અંગાર–અણીઓ અજીત તરફ તાકી. પૂછ્યું: "તું અને પ્રભા શું એબોર્શન–(ગર્ભપાત) કરવાના મનસુબા ગોઠવો છો?"

"મને–મને બરાબર ખબર નથી." અજીત થોથરાયો. 'એબોર્શન' શબ્દ એને અતિ અસભ્ય લાગ્યો.

"પ્રભાના મનોભાવ મને એવા જણાયા." ડૉ૦ પ્રતાપે કહ્યું: "પણ હું તને ચેતાવું છું અજીતડા, કે એ પગલું તને એવા તો સત્યાનાશમાં ઉતારશે કે તું જીવનભર એના જખમને ભૂલી નહી શકે. તું તારી પ્રભાને ખોઇ બેસીશ. એ ભયંકર ઉપચાર પછી ભાગ્યે જ કોઇ સ્ત્રી હતી તેવી રહી શકી છે. ફરીવાર કદાચ ગર્ભધારણને માટે તું એને કાયમની નકામી બનાવી બેસીશ. ને એ રીતે એનો અવતાર

અગાડી મૂકીશ. વળી તારે એને કોઇક બદમાશના પંજામાં મૂકવી પડશે. ને તું જાણે છે કે ગર્ભપાત તો ફોજદારી ગુન્હો છે?"

"હા."

"સરકારનો જ નહિ. ઇશ્વરનો પણ ગુન્હો છે. આપણા આ યુગનું એ ઘોર પાપ છે. એણે આપણી ભૂમિને રૌરવ બનાવી મૂકી છે."

ચુપકીદીનો એક આંતરો પડ્યો.

"પણ પ્રભાને પોતાને આમાં શો વાંધો છે?" ડૉ૦ પ્રતાપે પૂછ્યું.

"એ એ હજુ નાની છે."

"નોન્સેન્સ. એ ઓગણીશ વર્ષની તો થઇ છે. નહિ? અને એના શરીરની સંપત્તિ તો હાલ છે તેવી સુંદર કદી જ નહોતી, કદી જ નહિ હોય."

" પણ એનો માનસિક વિકાસ હજુ ઘણો અધૂરો છે."

"તો તો એને દુનિયામાં બીજું કશું પણ ન આપી શકે તેવો માનસિક વિકાસ માતૃત્વ આપશે. અને એટલું જોતો નથી તું, કે એને બાળક જોઇએ છે?"

'એને જોઇએ છે?" અજીત ચમકયો.

"હા, હા, બેશક એ માગી રહી છે. તારા પરના હેતમાં એ ડુબાડુબ છે. એ પ્રીતિનું પકવ ફૂલ પ્રભા માગી રહી છે. કેમ ન માગે?"

"ઓ ડાકટર કાકા, હું તમને શી રીતે સમજાવું?"

"મારે કશું જ બીજું સમજવાની જરૂર નથી. મારી કને અનેક સગર્ભાઓ આવે છે. સહુ પોતપોતાની ખાસ મુશ્કેલી રજૂ કરે છે. કોઈને ગરીબી નડે છે. કોઈને સામાજીક ફરજોમાં વિક્ષેપ પડે છે તો કોઈને પોતાની કલાસાહિત્યની કામગીરીમાં નડતર થાય છે. કોઈને વળી ધાર્મિક કર્તવ્યોની તો કોઈને પરમાર્થ સેવાની આડે આવે છે આ સંતતિ–સાલ ! સહુને એવાં એવાં નિમિત્તે ગર્ભપાત કરાવવા છે. અંતરની વેદનાએ વલોવાતાં તેઓ મને મોંમાગી રકમો આપવા તૈયાર થાય છે, ને હું ધારું તો દસ દસ મિનિટે રૂપીઆની કોથળીઓ ભરી શકું. પરંતુ મારે અંતરાત્મા જેવી એક ચીજ હજુ છે ભાઈ ! માટે જા, અને આ બધું ભૂસું ભેજામાંથી ફગાવી નાખ."

મનમાં બબડતો અજીત દાક્તર કાકાની પાસેથી છેલ્લો ધબ્બો ખાઈને નીકળી પડ્યો.

એ બબડાટ હતા 'બાલક' વિષેના. બસ બાલકો એ તો દાક્તરોના લાભની વાત છે. આખા જગતનો એ જ ધંધો થઈ પડ્યો છે. લોકો લગ્ન કરે છે–બાલક મેળવવા માટે; બસ આંહી પૃથ્વી પર અવતાર ધરે છે જ જાણે સંતાન સારુ, બાકીનું બધું કેમ જાણે ધાંધલ જ હોય ! આજકાલ લોકોને જીવવાનું નિમિત્ત માત્ર બાલક છે. બાલકનાં રૂપ લાવણ્ય પ્રભુતાભર્યાં : બાળકનાં હૈયાં નિર્દોષ : બાળકની આંખો પવિત્ર : બાળક તો ઈશ્વરી ભેટ, સ્વર્ગનો પરાગ, જગતનું પુષ્પ : બાળકો જેમ વધુ તેમ જગત પર હાસ્યકલોલની છોળો વધારે : આવી આવી ઘેલછાએ અત્યારે સારા વિશ્વને આવરી લીધેલ છે !

સ્ત્રીઓને પણ જાણે કે સંતતિ નીપજાવવાનો જ ધંધો; કવિતા કે સંગીતનું જ્ઞાન લેવાનો નહિ ! શરૂ શરૂમાં નારાજી બતાવે, પણ પછી તો એમ જ માની બેસે કે કુદરતની સંકેત પાસે આપણું શાણપણ

શા ખપનું ? ઇશ્વરથી વધુ ડાહ્યલા થનારાં આપણે કોણ ? બાળકોથી સ્ત્રીઓના જીવનની અપૂર્ણતા પૂરાય. ને તેઓનાં જ્ઞાનતંતુઓ શાંતિ પામે. બાળકો મળ્યાં એટલે આ શૂન્ય જગતમાં તેઓને કશુંક ચિત્ત ઠેરવવાનું સાંપડ્યું, આ ખારા ઉંડા સાગરમાં કોઇ કિનારો હાથ લાગ્યો. હીસ્ટીરીઆ, ચીડિયાપણું અને વાત વાતના ઉશ્કેરાટમાંથી બચાયું !

આવી આપદાઓને હ્રદયમાં ફેરવતો ફરવતો અજીત દાક્તર કનેથી ચાલ્યો જતો હતો ને એને પ્રતીતિ થઇ રહી હતી કે પોતાના મનોરથો, યોજનાઓ, પેરવીઓ ચાહે તે હોય, પોતે તો કુદરતની આંધળી જનન–લીલાનું જ રમકડું હતો. પોતાની તમામ યોજનાઓની સંગાથે એ આજ પ્રકૃતિની જ પરમ યોજનાના મહાધોધમાં તણાયો ચાલ્યો હતો.

બાર મહિના ઉપર જ અજીત એક કુમળો જુવાન હતો. ચીંતાવિમુક્ત, સંતોષી અને પોતાની કલાના સ્વપ્નમાં લપેટાયલો હતો: આજ એ વિવાહિત પતિ હતો ને એના બરડા ઉપર પિતાપદનો મણીકો લટકતો હતો. આવું ટીખળ, આવો તમાશો પોતાના ઉપર ખેલાવાનાં છે એવું કોઇએ એને એક વર્ષ પર કહ્યું હોત તો એ અટ્ટહાસ્ય કરત. પણ આજ એણે જોયું કે પ્રકૃતિના ફાંસલામાં એ આબાદ પડી ગયો.

પોતાનાં સ્વપ્નો સિદ્ધ કરવા સારૂ પોતે અને પ્રભાએ કેવા કેવા ગંભીર નિશ્ચયો ને પ્રતિજ્ઞાઓ કર્યાં હતા ને કેવી બારીકાઇથી અમુક પ્રકારનું જીવન જીવવાની પાર વિનાની ગડમથલ કરી મૂકી હતી; તે સર્વ ભુક્કે ભુક્કા થઇને આજે ક્યાં ઉડી ગયું ? કુદરતે પોતાના જુગાન્તર જૂના જનન–નાટકના પ્રત્યેક પ્રવેશની અંદર બેઉને રમાડવાની રચેલી બાજી કેવી આબાદ ખેલાઇ ગઇ હતી. એ બધો ભૂતકાળ યાદ કરતાં અજીતથી ઇચ્છા વિરૂદ્ધ પણ હસી જવાયું. ઉકળતા અંતકરણે

પણ એક કલાકાર તરીકે એણે કુદરતની આ અજોડ કરામતશક્તિ ને કસબનવેશી ઉપર સાચા હૃદયનું આફ્રીન વરસાવ્યું. વાહ રે કલાવિધાત્રી! તારું કલાવિધાન અજોડ છે.

"આ તો હજુ પહેલા પ્રથમનું જ જવનિકા–છેદન છે બચ્ચા !" પ્રકૃતિના નાટ્યાલયમાંથી એને અવાજ સંભળાયો ; "હજુ તો મારો સુત્રધાર ઇશ્વરસ્તુતિ ગાય છે. હજુ તો મારે કૈંક પાઠ પહેરવા બાકી છે. અત્યારથી આટલો આકુળવ્યાકુળ કાં થાય છે?

# કડી સાતમી

અજીત આ આંતર્નાદને મીઠાશથી સાંભળી રહ્યો. અને પોતાની બાજી સાધવા માટે પ્રકૃતિ કેવી વિરાટ ઉડાઉગીરી આચરી રહી છે તે નિહાળી રહ્યો. એકાદ માછલું જન્માવવાને કાજે કુદરત એના ખજાના-માંથી એક કરોડ ઇંડાં વેડફે છે. માંસના એક લોંદાં જેટલું માનવબાળ ઘડવા સારૂ થઇને કુદરત એક કરોડ ઉર્મિઓને વેરણછેરણ કરે છે! શી શી કવિતાઓ રચાવી છે કુદરતે એ અકકેક ઉર્મિને જાગ્રત કરવા સારૂ! શાં શાં ગીતો ગાયાં છે એણે એ લીલામાં બબ્બે બેવકુફોને લપટાવવા માટે? યુગલોની વાટમાં એણે ગુલાબો વેર્યાં, પ્રેમીઓના કંઠમાં એણે મધુના કુંભો ઠાલવ્યા, કાનમાં હરએક જાતનાં વાદ્યો ગોઠવ્યા, પછી એની આંખે પાટા લપેટી અને ડંખ મારી જડભરત બનાવી ઘેનઘેરૂર આંખે ને લથડતે પગલે એનાં મુકદ્દરને મુકામે ધકેલી દીધાં.

અરે, મારાં પોતાનાં કલા સાહિત્ય, મારી વિદ્વતા અને મારી બુદ્ધિ-પ્રતિભા કે જેને મેં મારાં રક્ષકો માનેલાં, તે પોતે જ પ્રકૃતિની કપટ-જાળના તાંતણા બની ગયા. કેમકે એ મારાં કવચ-સૌંદર્યો જ મારા પ્રત્યે પ્રભાનું ખેંચાણ કરાવનારાં થઇ પડયાં. મોરનો પિચ્છકલાપ, કબુ-તરની સળગતી ડોક, કુકડાની મુગટ-કલગી, અને પતંગીયાના પાંખ-

દુપટ્ટા, એ તમામની પેઠે મારાં સ્વપ્ન, મારાં બુદ્ધિતેજ, અને મારા ભવ્ય મનોરથો જ કેવળ નર-માદાનું બંધબેસતું યુગલ ઉભું કરવામાં સાધનરૂપ બની ગયાં. હું બીજું કશું જ નહોતો; હતો એક મોરલો-ને પ્રભા હતી પ્રકૃતિના અનંતાનંત માદા સમૂહ માંહેલી એક માનવ-ઢેલડી. મારો પિચ્છ-વિંઝણો પસારીને હું ઉન્નત ગર્દને થોડી વાર જગત સન્મુખ ગર્વથી નાચવા ગયો. વિશ્વ મારી સામે હસ્યું. એણે મને એક મુગ્ધ મયુરી મેળવી આપી !

હા-હા-હા-હા ! અજીત ખડખડાટ હસી પડ્યો.

એને સ્મરણ થતું હતું એ દિવસોનું: જ્યારે એ જનસમૂહથી ત્રાસીને ન્હાસતા એકાન્તવાસી અજીતને પોતાની નવતર કાવ્ય-કૃતિ સારૂ શ્રોતા તરીકે પ્રભા સાંપડી હતી. આબુ પર પોતે જ્યાં રહેતો તે જ સ્થળ નજીક આ કન્યાને લઇ એનાં પિતા માતા હવા ખાવા આવ્યાં હતાં. અને ત્યાં રહેનારા સર્વને મન પુસ્તક-કીડો, વેદિયો, એકલસુરો ને અણઘડ ભાસતો અજીત પ્રભાના યૌવનમુગ્ધ હૃદયને આકર્ષી લઇ પોતાના કાવ્યમાં પોતે સીંચેલી સ્નેહ-ઉર્મિઓનાં દર્શન કરાવી શક્યો હતો. માન્યું હતું તે દિવસ કે પ્રભા ખેંચાતી આવે છે પોતાના આરાધ્ય વિષય ઉપર, એટલે કે પોતે સમાજને સળગાવી મૂકવાના જે નવતર વિચારોનું આલેખન કરી રહ્યો હતો તેના ઉપર. પરંતુ એને આજે જાણ થઇ કે નવ મહિનાના બ્રહ્મચર્ય-ગાળામાં જે પ્રભા પોતાની કાવ્ય-કૃતિઓ પર મંત્રમુગ્ધ બની હતી છતાં પાણીમાં પડેલ તેલ-બિન્દુ શી અળગી ને અળગી જ રહી હતી, તે જ પ્રભા આજે આમ જીવનમાં એકરસ બની ગઇ છે—પાણીમાં મીસરીની પૂતળી ઓગળે તેમ દ્રવીભૂત બની ગઇ છે. તેનું કારણ જુદુ જ બન્યું છે.

એ કારણ બન્નેનું એક જીવન-ધ્યેય નથી. સંસારની નવરચનાના કોઇ આદર્શનું સેવન પણ નથી: એ કારણ તો પડ્યું છે પેલી રાત્રિની

અંદર, જે રાત્રિએ દાકતરનો દોર્યો અજીત પ્રભાના દેહમાં નિજ દેહનો વિલય કરી બેઠો હતો. સુખમય આક્રમણુની એ ઠગારી રાત!

ત્યારે તો આખરે, કુદરતે બીજી બધી નદબીરોને કેવળ ધતીંગ પુરવાર કરીને કેવળ ઊર્મિઓની તૃપ્તિની જ સાર્થકતા સાધી? જનનની લિપ્સાને જ સાચા સહજીવનની કડી બનાવી!

ને હવે હું?–મારી પણ ગતિ શું પેલા જંતુસૃષ્ટિના નરો જેવી થવાની? મધપૂડાની અંદર કુદરતે જે નિર્માણ નર–માખોનું ઠરાવ્યું છે તે જ શું મારું થવાનું? પલકની સુખસમાધિ દેનાર મિથુનની સમાપ્તિ બાદ શું એ માખાઓએ માદાઓના ડંખો ખાઇ, ચીરાઇ, કોલાઇ, કેવળ એક ફોતરું બનીને જ નીચે પટકાવાનું છે?

એક વધુ વિચાર ચમકારોઃ અને અજીતને સૂઝ પડી કે, ના, ના, આ માનવ–મધપૂડાને વિષે તો નરને કેવળ બીજ રોપનાર બન્યે જ છુટકારો નથી મળવાનો; એને તો જીવન–વિગ્રહના શ્રમમાં પણ સાથી બની સંસાર પોષવાનો છે. પોતાની "મૌલિક કૃતિઓ"નાં મૂલ જગત જ્યાંસુધી ન મૂલવે ત્યાં સુધી એણે સતત એક લેખક–સંચો બની જઇ ખપત પામે તેવાં વેચાઉ ચોપડાં ઘસડયા જ કરવાનાં છે. પત્રકારો સુપ્રત કરે તેવી સારી નરસી ચોપડીઓનાં પાનાં વાંચી વાંચી અવલોકનો લખ્યા જ કરવાનાં છે. તે વગર ઓરડીનું ભાડું ચુકવાશે નહીં: ને સગર્ભા પ્રભાને લઇ ફુટ–પાયરી પર રાત સૂવાશે નહિ.

ચમત્કાર તો એ હતો કે આ કુદરતના ફાંસલા વણાયેલ હતા પ્રેમ અને મૃદુતાના વાણાતાણામાંથી. ને એના સાંધા થયા હતા પોતાના હૃદય–તાંતણાની જોડે. પોતે એ તારનું છેદન કરી શકે તેમ નહોતું. સ્ત્રી અને બાળકને પોતાની મહાસિદ્ધિઓને ખાતર પણ ત્યજી શકાય તેવી એની તાકાત નહોતી. એ તાંતણા છેદાતાંની વાર જ

પોતે કોઇ અકથ્ય વેદના–ખાઇમાં ગબડી પડે તેવું હતું. પ્રભા પોતે જ સામેથી ચાલીને મરવા–ખતમ થઇ જવા તત્પર હતી અજીતને ઉગારવાને કારણે. અને કુદરત સમજી હતી કે એટલે જ અજીત એવડા આત્મબળ થકી પ્રભાને બચાવી લેવા મથશે ! પ્રભા જેમ જેમ એને કહેશે કે તમારા ઉદ્ધાર ખાતર તમે મને ફગાવી દો, તેમ તેમ તો ઉલટાનો એ પ્રભાની છાતીએ ચંપાતો જશે. અંત એ આવશે કે એ પ્રકૃતિની લીલાના સાફલ્યને કારણે અજીત પોતાની તમામ જગપરિવર્તક તેજસ્વિતાને, મહાકાંક્ષાને, મનોરથને કરમાવી હવામાં ફુંકી દેશે.

# કડી આઠમી

એ ક્વીસ વર્ષના દુધમલ યુવાને પોતાની સન્મુખ આ જોયું સત્ય જીવન : એ જુવાનના ચહેરા પરથી કલ્પના-શૌર્યનું તમામ લોહીમાંસ ખરી ગયું. કંકાલની ખોપરી નજરે પડી. પોતે હસી પડ્યો પોતાની જ બેવકુફી ઉપર. પોતે અરજી દઇ કેદી થનારો હતો. કેદખાને જ ઠીક હતો. પ્રેમ અને શ્રદ્ધાને પંથે એ પકડાયો હતો ને એ જ પંથે એ ખતમ થવાનો હતો.

શહેરમાં અજીતની ઓળખાણવાળાં અનેક જુજવાં જુજવાં કુટુંબો હતાં. એ સહુ ઘરોની અનુભવી સ્ત્રીઓએ પ્રભાની અત્યારની અવસ્થામાં રસ લેવા માંડ્યો. સહુએ આ અજાન છોકરીને પોતાના વિશ્વાસમાં લીધી. અત્યારની અવસ્થામાં સંતાન જણવું એ તો એક વિનાશી આફત જ થશે એ ખ્યાલ પ્રભાના મનમાં એટલો તો જોરથી ઠસ્યો હતો કે પ્રભાની તમામ ગુપ્ત પૂછપરછનું નિશાન એક જ હતું. બાલકથી બચાવ કરી લેવાનું.

અનેક સ્ત્રીઓએ એ સૂરમાં પોતાના સૂર પૂર્યા: મધ્યમ વર્ગના વૈરાંને જીંદગીનાં અરધાંઅરધ (જો પુરાં ૮૦ વર્ષ જીવે તો) કે પોણા ભાગના કાળ સુધી વર્ષોવર્ષ અકેક સુવાવડ ભોગવવા લખેલા ભાગ્યલેખે

હજારો મૈરાંનું જીવતર કેવું કડુ કરી મૂકેલ છે તેનો એકરાર સાંભળવા ઇચ્છનારે પ્રભા જોડેની તે બાઇઓની રહસ્ય–ગોષ્ઠી સાંભળવી પડે.

"વરસના આઠ મહિના સુધી બાઇ, કદરૂપું ભૂંડું ભુંડણ જેવું શરીર લઇને બહાર નીકળતાં ત્રાસ છૂટે છે. પાણી ભરવા, બેસવા ઉઠવા કે સભા–સંમેલનોમાં જઇએ તો લાજી મરીએ છીએ."

"અરે બેન ! રૂપ અને નમણાઇ ચાલ્યાં જાય, એટલે ઘરના ભાય-ડાઓને ગમીએ નહીં. પાસે જઇને ઉભાં રહીએ એટલે મ્હોં બગાડે ! કેમ જાણે આપણે કંઇ ગુન્હો કર્યો હોય !"

"ને એ રૂડારૂપાળા ફુલફટાકીઆ બનીને ગમે ત્યાં આથડયા કરે ! એને કંઇ કોઇ વાતનો કંટાળો કે નિર્મોહ થોડો થાય છે !"

"ટૂંકી આવકમાં હાસ્પિતાલોનું ખરચ ઉપાડી શકે નહીં, એટલે આપણને ધકેલે દેશમાં–કાં સાસુ પાસે ને કાં મા પાસે બાપુ ! મોત સામે જ ઉભું હોય તેવી દશાઃ ધણીને દીકરો કે દીકરી જોતાં હોય તેથી ઉલટું જન્મે એટલે પણ અપરાધ આપણો : છોકરાંનાં મળમૂતર ધોવાં, ઉજાગરા ખેંચવા, માંદગી વેઠવી, બધું ભોગવવું આપણે. પાછાં સાજાં-તાજાં થઇને જઇએ ત્યારે જ ભાવ પૂછાય. રાતમાં જરાક પારણાની દોરી હલાવવી પડે તો કહેશે ઉજાગરા થાય છે ! પૂરાં પેટ ભરવાનાં કે અંગ ઢાંકવાનાં સાંસાંઃ શો દોયલો આપણો સંસાર છે બેન !"

"અરે પેલો એક ગાવા આવેલો તે લટકાં મટકાં કરીને ગાતો હતો 'હાલાંવાલાં'નું ગીત. સહુ પુરુષોની આંખમાં પાણી આવી ગયાં. મને તો ચડતી'તી દાઝ : પીટયાઓ એવા ગાણાં ગાઇગાઇને જ આપણને ભાન ભુલાવે છે."

"પણ કરીએ શું ?"

"બીજું શું ? પુરુષોને જાણ જ ન થાય તે રીતે પહેલાં બે ત્રણ માસમાં જ નિકાલ કરી નાખીએ."

"પણ શી રીતે ?"

"અરે ઘણાં ઘણાં નર્સો દાકતરો એ ધંધો કરે છે."

"ક્યાંઇક ઓળખાઇએ જઇએ તો ?"

"તો નર્સો દાક્તરોને છોડી દઇએ—બીજાં ઘણાંય બરાં દેશી ઓસડીઆં રાખે છે."

"એ સાચું. કોઇકને લાભ થતો હશે. પણ પેલી સુમિત્રાને જોયું ને, લોહીમાં ઝેર જ ચડી ગયું ને મૂઇ તરફડી તરફડીને......"

"અને પેલી ગુલાબને જન્મારાનો દુઃખાવો થઇ ગયો."

"ત્રિવેણીને કસુવાવડ પર કસુવાવડો ચાલી છે."

"આપણી પીડાનો તો પાર નથી બેનો, પણ ગર્ભહત્યાને માર્ગે જવા જેવું નથી હો ! એક તો હત્યા, ને બીજું આપણું તો જીવતે જીવે મરણ."

# કડી નવમી

અનુભવીઓના આ તમામ જુજવા અનુભવોનાં પોટલાં લાવી લાવીને પ્રભાએ પતિની સામે ધરી દીધાં. છેલ્લો નિર્ણય લેવાને માટે હવે એક જ મહિનાની અવધ રહી હતી. બન્નેએ બાગમાં ફરતાં ફરતાં મસલત કરી.

પ્રભાનો બોલ તો એકનો એક જ હતો: “તમને હૈયે બેસે તેમ કરીએ. હું સમજું છું કે હું તમારા પર અત્યારે ખરેખરી ભારરૂપ થઇ પડી છું. ને હવે તો વધુ બોજો નાખવાથી તમને આ દરિયામાં તણાએ બેસારવા જેવું જ થાય. મને ઘણુંય મન થઇ જાય છે કે હું મારો દેહ પાડીને પણ તમને ચિંતામાંથી છૂટા કરું. માટે તમે જ છેલ્લો વિચાર કરી નાખો. મારી કશી જ ફિકર ન રાખશો.”

“પણ તને કેમ લાગે છે ? એમ શું નથી થતું કે તારો અભ્યાસ-કાળ નષ્ટ થાય છે ?”

“એ તો લાગે જ છે.” પ્રભા ટૂંકો ઉત્તર દઇને ચૂપ રહી.

દરમીઆન બાગમાં ફરતાં એક બે અકસ્માતો બન્યા, ને એ અકસ્માતે જ આખરી ફેંસલો લખી નાખ્યો. પોતાની આખી જ પ્રેમયાત્રાને પંથે અજીતનો ભાગ્ય–લેખ અકસ્માતો જ લખતા આવ્યા

હતા. આંખે પાટા બાંધીને ફરતું દૈવ જ એનો હાથ પકડી એને ખેંચતું ગયું હતું.

આબુનાં શિખરો પર એને કાવ્યગ્રંથ લખવા મોકલનાર દૈવ: ત્યાં પ્રભાનું ઓળખાણ કરાવી પ્રભા પાસે કાવ્યનું વાંચન કરવા પ્રેરનાર પણ દૈવ: પેટની બાદીને કારણે દાક્તરકાકા કને લઇ જઇ ઉંબરમાંથી પાછા કાઢતાં કાઢતાં દાક્તરકાકાને મ્હોંયે "કેમ પ્રભા તો બચ્ચામાં પડી ગઇ હશે !' એટલો પ્રશ્ન સેરવનાર પણ ગાંડું દૈવ: અને બે વર્ષોથી સુપ્ત રહેલા એના યૌવનને જાગૃત કરી તે રાત્રીયે એક નવા માનવાત્માને જગત પર પ્રવેશવાનાં દ્વાર ઉઘડાવી નાખનાર પણ દૈવ: એ જ દૈવે અત્યારે બાગમાં ફેરવતાં ફેરવતાં એક કેવો યોગ ઉભો કરી દીધો !

થકિલી પ્રભાને બગીચાના એક બાંકડા પર બેસારીને પોતે આ પ્રશ્નની ગડમથલમાં નિમગ્ન બની ટહેલતો હતો. તેવામાં એક ધોળાં વસ્ત્રોવાળી આયા ત્યાં એક બાબાગાડી હંકારતી આવી ચડી. બાંકડાની ખાલી જગ્યા દેખીને, કે પછી પ્રભાનું નમણું મ્હોં નિહાળીને આયાએ ગાડી ત્યાં જ થંભાવી એ જ બાંકડા પર બેઠક લીધી.

બાબાગાડીમાં બેઠેલા એક આઠ–દસ મહિનાના ભુલકાએ ડોક ઉંચી કરીને પ્રભા સામે જોયું. પ્રભાનું મ્હોં મલક્યું. એ મલકાટનું પ્રતિબિમ્બ બાલકની મુખ–આરસીમાં પણ ચમકી રહ્યું.

પ્રભાએ સીસકારા કર્યા: જવાબમાં બાળક ખડખડાટ હસ્યું.

પ્રભાએ એને ગળે હાથ પંપાળ્યો. બાળકે પ્રભાની આંગળી ઝાલી.

ત્યાં તો અજીત ચક્કર મારીને આવી પહોંચ્યો. એણે આ અજાણ્યાં વચ્ચેની મૈત્રી નજરે નિહાળી. છતાં પોતે કશો ખાસ રસ ન બતાવ્યો.

"કેવું સરસ પારેવડું છે !" પ્રભાએ અજીત સામે હસીને ઉચ્ચાર્યું.

અજીત પ્રભાની સામે કંઇક રમુજભર્યા ભાવે તાકી રહ્યો. વળતી ક્ષણે જ એણે પોતાના મનોભાવ છૂપાવી દીધા. પોતાને રસ પડ્યો હોય તેવો પણ દેખાવ કર્યો.

"કેવું રૂપાળું ! નથી હેં, નથી રૂપાળું ? જુવો તો એનો ઘાટીલો ચહેરો !" પ્રભાએ ભાર દઇને કહ્યું.

અજીત શો ઉત્તર આપે ? બાલકના સીદી જેવા ધીંગા હોઠ હતા. બેડોળ માથું હતું. ભુરીયા ભુંડા વાળ હતા. ને ચુંચી આંખો હતી. હબસી, ચીના ને ગોરા, ત્રણેના રૂપના કોઇ વર્ણસંકર સમી એ શકલ પ્રભાને શી રીતે 'ઘાટીલી' ને 'નમણી' લાગી ? કઇ આંખે પ્રભા જોઇ રહી હતી ? છતાં તત્કાળ અજીતે હાજર-જવાબી વાપરી.

"ખરે જ પ્રભા, ફક્કડ છોકરૂં છે."

દસ જ મિનિટ પરના તમામ દુઃખ સંતાપ ફગાવી દઇને પ્રભા આ એક બદસિકલ ભુલકાની સાથે રમતો રમવા લાગી પડી. અને બાળકને ધવરાવવા, નવરાવવા, સુવાડવા વગેરે બાબતો વિષે એ આયાની સાથે ભાંગીતૂટી મરાઠી તેમ જ ગુજરાતી અને હિંદીનો ભેળસેળ કરીને વાતો પૂછવા લાગી પડી. જાણે એ વિષયમાં પોતે પારંગત બનવા મથતી હતી.

પ્રભા કોઇ જ્યોતિષશાસ્ત્રીની કને જ્યોતિષ વિદ્યાની વાતો કરતી હોત તો પણ અજીતને આટલું વિસ્મય ન થયું હોત. પંદર જ મિનિટો પહેલાંની ઘડી સુધી બાલકની ઉત્પત્તિને કો કાળી આફત સમજીને ઘૃણા દાલવનાર સ્ત્રી શું આની આ પ્રભા જ હતી ? બાલક જણવા કરતાં

તો ગર્ભહત્યા બદલે જલસમાધિ કે ઝેરનું પડીકું લેવાની તત્પરતા બતાવનાર પ્રભા સાચી પ્રભા હતી ? કે આ પોતીઆં–બાળોતીઆં અને ધાવણના પાઠ પાકા કરી રહેલ પ્રભા સાચી પ્રભા હતી ?

બાલક જાણે અજીતની સામે તાકીને બોલી રહ્યું હતું: "કાં ભાઇ, બરાબર ચોટ પડયા ને ?"

અજીત અને પ્રભા ઉઠીને ચાલતાં થયાં. જતાં જતાં પ્રભાએ પેલા ભુલકાને એક બચી લીધી. બે ત્રણ વાર પછવાડે નજર નાખી. સ્ટેશનમાંથી ઉપડતી હંમેશની સેંકડો ટ્રેનો પર વિદાય દેવા આવનારાં હજારો લોકોમાંથી કોઇએ એટલી લાગણીપુર્વક રૂમાલો નહિ ફરકાવ્યા હોય.

# કડી દસમી

"તને છોકરાં ગમે છે, ખરું પ્રભા ?" અજીતે પૂછ્યું.

"ગમે તો ખરાં જ ને ?" પ્રભાએ ઉત્તર દીધો.

એ એક જ ચમકારાએ અજીતને સાચું દર્શન કરાવી આપ્યું. પ્રભાની એ છલ–રમત નહોતી, એ તો હતો પ્રકૃતિનો વિરાટ પંજો. વરવહુને બન્નેને ધોલકીની રમત રમવા દેતી એ પ્રકૃતિમાતા અંદર રહીને તો પોતાની જ પેરવી ચલાવતી હતી. એના નિગૂઢ પંજાની આંગળીઓ પ્રભાના જીવન–વણાટમાં છૂપી છૂપી પોતાના જ ઇચ્છિત વાણાતાણા વણ્યે જતી હતી.

આખરે ! – પ્રભાને બાળકો ગમતાં હતાં. સંગીત અને સાહિત્યથી અનંતગણાં વધુ વહાલાં એને સંતાનો હતાં. એ ઊંડી આતમ–ક્ષુધા ઉપર અજીતે જ ડહાપણનું બનાવટી ઢાંકણ પાથરવા પ્રયત્ન કર્યો હતો. પ્રભાને બાપડીને પોતાનો સાચો આંતર્નાદ સાંભળવાની તક નહોતી. અથવા પોતે આજ સુધી એ અવાજને ગુંગળાવવા જ મથી હતી. ઇરાદાપુર્વક એ રમત નહોતી રમી એ તો ચોકસ વાત છે.

"ત્યારે તો એને બાલક મળવાં જ જોઇએ. ભલે મેળવે." એ નિર્ણય પર અજીત આવી ગયો.

આ નિર્ણયની અંદર તો પોતાને જીવનની એક જબ્બર આંટીનો ઉકેલ પણ જડી ગયો. લગ્ન થયાં તે દિવસથી જ અજીતના અંતઃકરણ ઉપર એક અકળ અગમ ભયનો ઓળો રમતો હતો. પોતાના લગ્ન–જીવનના ઉંડાણે એક કરૂણ અંતનું–ધ્વંસનું બીજ રોપાયલું છે એવી ગુપ્ત વેદના એને રીબાવી રહી હતી. પોતાને જીવનમાં એક મહાન સિદ્ધિ પ્રાપ્ત કરવી છે, અને પ્રભા પોતાની સાથે ઝડપી ગતિ રાખી શકવાની નથીઃ એટલે આખરે એક દિવસ પ્રભાને ઘસડાતી જોઇ નહી શકાયઃ બેઉના પંથ જુદા ફંટાશેઃ અંતરીયાળ જ પ્રભાને છોડી દઇ, પોતાનો પ્રવાસ–દંડ ઉઠાવી પોતાને કલાયાત્રાના માર્ગ પર એકલા ચાલી નીકળવું પડશે; એવી આગાહી એનો આત્મા આપી રહ્યો હતો. ને તે દિવસ આવશે ત્યારે પ્રભાના રૂદનનો અંત નહિ રહેવાનો. પ્રભાનું હૃદય લોહીલોહાણ બનવાનું.

આજ એ ભયાનક પ્રસંગનો સુંદર નિકાલ સાંપડયો. પ્રભાને એનું બાળ મળશે–એટલે હું નિરાંતે મારી ચોપડીઓ ભેગો થઇશ. બાળકની અંદર પ્રભા તન્મય બની શકશે. એને એની તૃપ્તિ અને જીવતરની સફલતા જડી રહેશે. પછી એને મારી ઉણપ–મારો અભાવ નહિ વરતાય. હું નાસી છૂટીશ.

"પ્રભાને એ બાલક જોઇએ છે." એ બુઢ્ઢા દાક્તર કાકાના શબ્દો એની નજર સામે સળગી ઉઠ્યા.

ઘેર પહોંચતા પહેલાં તો આ ગાંઠ એણે દિલ સાથે વાળી લીધી. ગમે તેટલા ભોગે ને જોખમે બસ પ્રભાને બાળક મળવું જ જોઇએ. પરંતુ આ નિશ્ચયની પાછળનું સાચું કારણ કોઇને નથી કહેવાનું–પ્રભાને પણ નહિ. હું પોતે મોકળો બનવા સારૂ આ વિચાર પર ઠેરાયો છું એ કોઇ નહિ જાણે. પ્રભા જાણે તો તો સત્યાનાશ જ થાય ને !

પોતાની અને કુદરતની વચ્ચેનું જ એ રહસ્ય રહેશે. બસ, બધી ઘડીઓ બેસી ગઈ.

—ને અજીતે એ કાળી કાળી જવનિકાની પછવાડેથી પ્રકૃતિનું તોફાની હાસ્ય સાંભળ્યું. બુઢ્ઢી ખડખડાટ દાંત કાઢી રહી હતી—પ્રભાની આત્મવંચના પ્રત્યે "બેવકુફ ! બેવકુફ ! બેવકુફ !" એ બોલના ભણકાર ઉઠતા હતા.

'ગઝબ બેવકુફી કરી છે મેં.' અજીત બબડ્યો; "કુદરત પર શાસન કરવાનાં કંઇ ઓછાં એલફેલ કર્યાં છે મેં ! મારા અત્યાચારીપણાને મેં મુક્તિ માની પ્રભાની ગુલામીને મેં સત્યના નિશ્ચયમાં ખપાવી."

# કડી અગીયારમી

છ મહિનાને માટે તો એક પ્રચંડ શિલાનો ભાર અજીતના હૈયા ઉપરથી હેઠો ઉતરી ગયો. એ અર્ધા વરસની અંદર તો પોતાની 'મૌલિક કૃતિ' પર પોતે એવી મહેનત લઇ શકશે કે ગુજરાતના હૃદયમાં એક યુગ સુધી એનું ગુંજન રહી જશે! દરમીઆનનો સમય ખેંચી કાઢવા માટે રૂ. ૮૦–૯૦ની પ્રાપ્તિ તો પોતે જુદાં જુદાં અખબારોમાં પુસ્તક–પરિચયોનાં કોલમો ભરી ભરીને કરી લીધી હતી.

પુસ્તક–અવલોકનના કામની પ્રવીણતા એણે કેટલા ભોગે મેળવી હતી તે તો એનું મન જ જાણતું હતું. 'ગુજરાતનો નાથ' વિષે જૈનોનાં છાપાંમાં લખી મોકલેલું લખાણ અને 'કૌમુદી'માં આપેલ અવલોકન, બન્ને એના જ હાથનાં લખેલાં છતાં કેટલાં આબાદ બંધબેસતાં હતાં એ દરેક પત્રની નીતિને! 'ગોંડળ કોપ' પરની નોંધ 'પ્રસ્થાન'માં લીધી તેમાં નિરપેક્ષ વિદ્વતાને ભરી જાણ્યું હતું, સાથોસાથ 'સૌરાષ્ટ્ર'ની બે ખીચોખીચ કટારોમાં એ જ 'ગોંડળ કોપ'ની ખબર લેવા બેસતાં પોતે 'કોપ'ના ગુણદોષોનું વિચાર–દારજ બંધ કરી દઇ આખીય વિચારણાને ઠાકોરની રાજનીતિ, જીવનનીતિ, ખુશામતખોરોની ટોળકી અને 'એક નવી ઇંદ્રજાળ ગોંડળકોપ,' ઇત્યાદિ મુદ્દાઓ પર પોતે ખેંચી જઇ શકયો હતો.

એ રીતે કયા પુસ્તકનો લેખક કયા કયા પત્રકારનો મિત્ર અથવા શત્રુ છે એ વાતનો દોર પોતે અવલોકનો લખવામાં બરાબર સાચવી શકતો હતો. પુસ્તકપરિચયની પછવાડે રહેલી દરેક પત્રની નીતિ ભિન્ન ભિન્ન હોય છે. ખાસ કરીને જે પત્રમાં ગ્રંથકર્તાએ પોતાની ચોપડીની જાહેરાત એક પાનું ભરીને મૂકાવી હોય છે, એ પત્રની તે પુસ્તક પ્રત્યેની વિશિષ્ટ ફરજનું ભાન પણ અજીતને ઠીક ઠીક થઇ ગએલું. એટલે એની નજર હમેશાં જાહેર ખબરોની કટારોને પણ તપાસ્યા જ કરતી. ઉપરાંત લગભગ દરેક પત્રની પછવાડે અક્કેક મુદ્રણાલય અને અક્કેક પુસ્તક પ્રકાશન–મંદિર નભે છે એ વાત પોતે વીસરતો નહિ–એટલે અન્યોન્ય પ્રકાશનોની સ્તુતિની આપ–લે એ એક અચલ નિયમ થઇ પડયો હોવાથી અજીત પ્રત્યેક પત્રની પ્રત્યેક નવા પ્રકાશન વેળાની નવતર કર્તવ્યબુદ્ધિ પણ યાદ રાખીને જ લખતો. અને છેલ્લી વાત પોતે એ પકડી હતી કે કોઇ પણ ચોપડીને, પછી ભલે તે કરિયાણાના વેપારીની, સાક્ષરના છોકરાની અથવા દેશ–સેવકની લખેલ હોય–તુચ્છકારવી નહિ. પુસ્તક ચાહે તેવું હોય, એની કશી જ પરવા 'પરિચય' છાપનાર તંત્રીશ્રીને નહોતી. ખુદ 'પરિચય' એવો આકર્ષક હોવો જોઇએ કે હોંશે હોંશે છપાય. કેમકે નમાલી ચોપડીના પરિચયોને નામંજૂર કરી રદ કરવામાં આવે તો અજીતને જ નુકશાન હતું. આવાં અસત્યો અને ધૂર્તતાઓથી ભરેલ લખાણો લઇ જઇને અજીત તંત્રીશ્રીઓની સામે દીન વદને બેસતો, અને તંત્રીશ્રીની કાતર જેવી કલમ એ પાનાં પર ફરી રહે ત્યાં સુધી ફફડતે કલેજે રાહ જોતો. કોલમે આઠ આના એ રીતે એને મળતા.

છ મહિના માટેની વધુ વેતરણને માટે એણે બીજું પણ એક કામ મેળવ્યું હતું. 'શાર્દૂલ' છાપા તરફથી સાહિત્યસભાથી લઇ બંધાણીઓના દાયરા સુધીના બને તેટલાં સભા–સમ્મેલનોનાં લાક્ષણિક શબ્દ–ચિત્રો

(ફિક્કા ફક્ત અહેવાલો નહીં) લખવા : અને ખાસ કરીને એ પ્રત્યેકના ગુણદોષની તુલના દોરવામાં સોવિયેટ રૂશિયા, નૂતન તુર્કી તથા સ્પેનીશ રીપબ્લીક, એ ત્રણેના અચુક ઉલ્લેખો કરવા : હિંદુ વિધવાથી લઇ હડકાયાં કૂતરાંના ત્રાસ સુધીની બધીજ પરિસ્થિતિને માટે 'ધર્મનું અફીણ' જવાબદાર છે, એવી એવી કેટલીક ચાવીઓ પણ તંત્રીએ અજીતને આપી રાખી હતી : આ લખાણોની શૈલી (બેશક લાક્ષણિક શૈલી) પકડવામાં મદદગાર બને તે સારૂ 'શાર્દુલ'નાં છેલ્લાં ત્રણ વર્ષોની ફાઇલો પણ અજીતને આપવામાં આવી હતી. એટલે કોઇ પણ સભા, સમ્મેલન યા દાયરાનું લાક્ષણિક નિરીક્ષણ કરવા જતા પહેલાં અજીત એ ફાઇલોમાંથી એ ચાર નમુનાઓને નજર તળે કાઢી લેતો.

# કડી બારમી

બીજું એક જ્ઞાન પણ અજીતને સારૂ રાહ જોઇ ઉભું હતું.

સગર્ભા સ્ત્રીને ભાવા થાય છે એનું ભાન આજ પોતાને પ્રથમ વાર થયું. 'રઘુવંશ'ની કવિતામાં ભણ્યો હતો કે જાનકીને 'દોહદ' થયું હતું તપોવનોમાં વિચરવાનું, અને રઘુવીરે એને પોતાના ખોળામાં બેસારી પંપાળીને પૂછ્યું હતું. વાંચ્યું હતું અન્ય કોઇ પુસ્તકમાં કે શ્રેણિક બિમ્બીસારની ગર્ભવતી રાણીને ચંદ્રનાં કિરણો પીવાના કોડ થયા હતા તે પૂરવા માટે પતિએ હજારો છિદ્રો એક ઘુમટવાળા ઘરમાં પાડેલ ને તેમાં પત્નીને પૂર્ણિમા-રાત્રિયે બેસારી, મોં ફડાવી, ચંદ્રકિરણ-પાનનું. એવું મોહું છલ કર્યું હતું.

ભલેને અજીત રાજા નહોતો, બજારૂ લેખક હતો, છતાં પ્રભા તો કો' રાજવધુના જેવી જ ગર્ભધારિણી હતીને! એને કોડ ઉપજ્યા હતા કલાકો સુધી બસ ન્હાયા કરવાના. શહેરના કાતરીયાની નાનકડી ચોકડીમાં બેસીને એ શરીર પર બે બેડાનું પાણી ઢોળ્યા કરતી. ઘરની કામવાળી એવું નિરર્થક ઢોળાતું પાણી ભરવા તૈયાર નહોતી, અને નહોતો અજીત કોઇ 'કલબ'નો સભાસદ કે પ્રભાને એકાદ કલબના હોજમાં ન્હાવા લઇ જાય.

પ્રથમ તો અજીતને આ સગર્ભાવસ્થાની બેવકુફી ઉપર થોડો ગુસ્સો ચડી ગયો, પણ એણે આ જ જીવનમાં પહેલી જ વાર પ્રભાને મુખેથી યાચના ફૂટેલી સાંભળી. કેવળ ગરીબીને કારણે જ પ્રભાના આ ભાવા પોતે પૂરી શકતો નથી એ વાત એને વીંધતી હતી.

"ભૂતનાથ ચાલો પ્રભા, ભૂતનાથ જઇને રહીએ. બે મહિના ગાળી આવીએ.' 'એ યોજના અજીતને એકાએક સૂઝી. ભૂતનાથની જગ્યા એક ધાર્મિક યાત્રાસ્થાન છે અને ત્યાં એક મહંત વસે છે, આ વાતનો વિપ્લવવાદી અજીતને હૈયે ઉંડો ધિઃક્કાર છતાં એક રાત્રિયે એણે ને પ્રભાએ મળીને ઓરડીમાંથી ઉચાળા બાંધ્યા.

"ઠીક છે પ્રભા ! બે મહિનાનું ઘરભાડું પણ વીસ રૂપીઆ ઉગારી લઇએ." એવી વેતરણ કરીને ફાલતુ સામાન એણે પોતાના એક સ્નેહીના મેડા ઉપર પધરાવી દીધો, ને પછી એક સ્ટવ, લોટ દાળના ડબ્બા, કડછી તાવેથા, મરચાં મીઠાંની ડબ્બીઓ ઇત્યાદિ ઘર ચલાવવાની ઓછામાં ઓછી વખરી પ્રભાએ ને પોતે રાત જાગીને બાંધી લીધી.

એક દિવસની સંધ્યાએ સમુદ્રતીર પર અડોઅડ ઉભેલા ભૂતનાથ મહના એક ઓરડામાં બેઉ ઉતરી પડ્યાં. પોતાના સ્નેહી એક રાજ્યાધિકારીના ભલામણચિઠ્ઠી વડે આંહી માર્ગ થઇ શક્યો, તે ઉપરાંત મંદિરમાં જઇ ઠાકોરજીની મૂર્તિને લળી લળી નમન કરતાં, (અંતરમાં થોડી ગાળો ઉચ્ચારતાં) એક રૂપીયો, મહંતજીને કાને રણકાર જઇ શકે એવી કુનેહથી ધરી દીધો.

આવા ભાવિક મુસાફર એક છાપાના લેખક છે એટલું જાણ્યા પછી તો જગ્યામાં એને સારૂ સગવડની કશી ન્યૂનતા ન રહી. વીસમી સદીમાં ઠાકોરજીને પ્રથમ શરણું પત્રકારોનું જ લેવું રહ્યું છે. પત્રકારો

અને ખબરપત્રીઓને કોઇ પોતાનાથી વધુ પ્રમાણિક, વધુ પવિત્ર, કે વધુ શાણા, પોતે જેવું લખે છે તેવું આચરનારા સત્યનિષ્ઠ પુરુષો તરીકે સન્માનતું નથી. 'નાગા' 'આબરૂ પાડનારા' 'દાદાઓ' લેખે જ એમનો સહુને ડર છે. માટે જ જગત એમને નમતું ભજતું રહે છે.

પહોંચીને પહેલું જ કામ પ્રભાએ સાગરસ્નાનનું કર્યું.

ગાંસડાં પોટલાં કશું જ ઠેકાણે પાડ્યા પહેલાં, ગાંડા જેવી એ દોડી ગઇ. ભરતીનાં ફીણાળાં નીલાં પાણીમાં હજારો મોજાં, વિરાટ કોઇ શીશુ-સૃષ્ટિમાંથી રમવા નીસરેલા નાનાં બાલકો શાં, પ્રભાને આખે દેહે ગેલ કરવા લાગ્યાં. એને અડકી પંપાળીને પ્રભા પકડી પાડે તે પહેલાં તો મોજાં પાછાં વળી જતાં હતાં. ત્યાં તો બીજાં નવાં આવી પ્રભાના શરીર પર ચડી ચડી રમતાં હતાં.

આ દોટમદોટમાં એને શરમીંદી બનાવનાર કોઇ પાડોશણો ત્યાં નજર માંડવા સારૂ હાજર નહોતી. માથા પરથી લગાર સાળુ સરકી જાય તો મર્માળી દૃષ્ટિના કટાક્ષો વરસાવનાર કોઇ શહેરી સજ્જનો ત્યાં ઉભા નહોતા. જરા વધુ પાણી ઢોળાતાં જ ખાળકૂવો છલકી જવાની બીકે લડાલડી કરવા ધસ્યાં આવનાર સહ-ભાડુતો નહોતાં.

અને સહુથી વધુ રાહત તો ભૂતનાથજીને સાગર-તીરે ઘરધણીની 'શેઠાણી'ની ગેરહાજરીની હતી. પ્રભાને મન શહેરી મકાનની જાડી પાડી 'શેઠાણી'નો જે ત્રાસ હતો તે ત્રાસ ગીરની ગાયને સિંહવાઘની ધાસ્તી હોય તેને મળતો હતો. પૂરેપૂરાં ભાડાં ભરવા છતાં વાતવાતમાં આવીને શેઠાણીજી સંભળાવી જાય કે 'ઇ તો અજીતભાઇ શેઠ કને બહુ વિનવવા મંડ્યા કે તમારા ઘરમાં અમને રાખો ને રાખો, એટલે જ શેઠે તેમને આંહી જગ્યા દીધી, નીકર અમે અજાણ્યાં માણસોનો વશવાસ ન કરીએ માડી !'

વળી ફરીને પ્રસંગ કાઢી શેઠ–પત્ની ટકોર કરી જાય કે 'ઇ તો અજીતભાઇને લખવાનો ધંધો મોળો ચાલે, કંઇ આવક નહિ, એમ જાણ્યા પછી જ શેઠે આટલું ભાડું કબૂલ રાખ્યું. નહિ તો અમારે કાંઇ ભાડાંની થોડી ભુખ હતી ! અમે કાંઇ ભાડાં ખાવા સારૂ થોડાં આ ખોરડાં ચણાવેલ છે ! અમારે શેઠને તો એવી ચાડ છે કે ઘર ખાલી પડ્યાં રહે તો ઘોળ્યાં, પણ ભાડું ઓછું કરીને ઘરનો મોભો તો ન જ બગાડવો. વળી સૂઝે ઇ થાય પણ રોગીયાં માંદાંને તો અમે મકાનમાં રાખીએ જ નહિ. શેઠને હવા બગડે ઇ તો લાખ વાતેય ન પોસાય. પણ આ તો અજીતભાઇને દેખીને શેઠને દયા આવી ગઇ. એને ઉધરસનાં ઠસકાં આવતા'તાં તોય શેઠે કહ્યું કે બાપડા અજાણ્યા છે. ભલે રહેતા આપણા મકાનમાં. વળી આંહી ભાડુતોને ત્યાં કોણ આવે કોણ નહિ, માંહી સારાં પગલાંના હોય, માંહી હીણાં પગલાંના હોય, અમારે ઘરમાં જુવાન વહુદીકરીઓ રહી, એટલે બહુ અવરજવર શેઠને ઘરમૂળથી જ ન ગમે, ઘણી વાર તમારે ત્યાં તો માડી, મે'માન સેમાનનો ભરાવો રહે એ દેખીને શેઠનું મન માલીપાથી બહુ બહુ કોચવાય: છતાં અજીતભાઇનું મન મોં મેલાય નહીં. બીજાું હોયને તો રાતોરાત ખોરડું ખાલી કરાવીએં અમેં."

આવું આવું કહી સંભળાવવાની અનેક તકો શોધ્યા કરનાર શેઠાણીનાં આ બે આશ્રિતોએ ભૂતનાથજીના દરિયા–તીરે એ દયાળુ મકાનમાલેક દંપતિના ઓળા માંડ માંડ પોતાના મન પરથી ભૂંસી નાખ્યા.

પ્રભાનો મોકળા હૈયાનો હાસ્ય–ખખડાટ : સામસામા બરડા પર ધબ્બાનો અવાજ : અને સાડી કમ્મર પર્યંત સરી જાય તેની યે ખેવના વગરનું નિર્લજ્જ જીવન શરૂ થઇ ગયાં.

ઓરડીની અંદર આખી રાત જાગીને બેઉ જણાએ રાચરચીલું ગોઠવી લીધું.

શરૂ શરૂમાં તો અજીતે 'પ્રભા ! શેઠાણી આવે.' એવું કહી કહી પ્રભાને આઠ દસ વાર બરાબર બ્હીવરાવી હતી.

દીવાલો પર ખીલી ઠોકતી પ્રભાને 'એ પ્રભા, શેઠ બૂમ પાડે !' એવું કહી અજીતે મીઠા ચોંકાટ ઉપજાવ્યા.

રાતના બાર વાગે બેઉ જણાંએ રસોઇ કરી. વરવહુ એક જ થાળીમાં ભેળાં જમે છે એ વાતનો ફજેતો કરવા માટે, પતિદેવોની અજીઠી થાળીની અંદર જ નિત્ય ખાનાર પતિવ્રતા પાડોશણોનાં અટ્ટહાસ આંહી સંભળાતાં નહોતાં. મશ્કરી, તિરસ્કાર ને શેઠશેઠાણીનાં મુરબ્બીપણાંને બદલે એકલો સમુદ્ર ડોસો જ દિવસ રાત દાંત કાઢતો પડ્યો હતો.

પણ સમુદ્રના હસવા પાછળ 'આ ગાંડીયા યુગલ'ની હળવી, મીઠી, બેપરવાઇભરી હાંસી હતી. કપટ નહોતું. ચેષ્ટા નહોતી. હજારો આંખોવાળું આકાશ પ્રભાની મોકળી ક્રીડા ઉપર ઉઘાડેછોગ નિરખતું હતું. કોઇ તરડમાંથી તાકતું નહોતું અથવા ત્રાંસી નજરે રહસ્યો જોવા નહોતું મથતું. મનુષ્યને ખટકે છે હંમેશાં તિરછી દૃષ્ટિનાં ભાલાં. પાધરી અને ઉઘાડી નજરો બહુ બ્હીવા જેવી નથી, એથી ઉલટું જોનારાને તો ગુપ્ત છિદ્રો વાટે જ જોવાનો રસ છે.

# કડી તેરમી

મંદિરના પાડોશમાં જ ભરવાડોના વાસ હતા. માગશર મહિનાના પ્રભાત માથે ચંપકવરણા તડકાની ચાદરો પથરાઇ જતી. દરિયાની વાદળી દેગમાંથી ધરતીને હૈયે ઝાલકો છંટાતી.

ભરવાડોના વાસમાંથી તાજાં જન્મેલ ઘેટાં લથડતે પગે બહાર નીકળી તડકામાં ગરમ થતાં હતાં. તેઓના બેંબેંકારમાં પ્રભાને જાણે કોઇ ઉંડેરી આતમઓળખાણના સાદ સંભળાતા. પ્રભા એ મેંઢાંને હૈયાસરસાં ભીંસી તેમનાં ગંધારાં મોઢાં ઉપર ચુમીઓ કરતી. મેંઢાંનાં લીંડીપિશાબમાં પ્રભાની સાડી ગંદી થતી.

પરશાળમાં બેસીને કાવ્યો વાંચતો અજીત આ દેખીને દીંગ થતો. સગર્ભાવસ્થાની આ તે કઇ તરેહની વિલક્ષણ ઇચ્છાઓ !

વધુ રમુજભર્યો તો પ્રભાનો ખાણીપીણીનો શોખ હતો. આખો દિવસ ખા ખા ને ખા ! ગાજર, મૂળા અને કોબીજનાં કાચાં પાંદડાં ખાવાની વાતો બાજરાનો રોટલો ત્રણ દિવસનો જૂનો થાય, તેને ભુકકો કરીને વઘારી પ્રભા અમૃત–સ્વાદે ખાય. મૂળાનું શાક તપેલું ભરીને કરે તે દિવસમાં ચાર વાર જમી જાય. ખાય તે તો ઠીક પણ—

"આમ તો જુઓ ! સાંભળો તો ખરા !"

એવું કહી અજીતને વાંચતો લખતો રોકે, ઢંઢોળે, પોતાનું આહાર-પુરાણ સાંભળવાની ફરજ પાડે.

"જુઓ, મેં સવારે શું ખાધું, કહું? પરમદિવસનું થોડુંક દહીં પડયું હતું ને—"

"હં!" અજીતનું નવું કાવ્ય ખોટી થતું હતું.

"પછી બપોરે એક સંતરું ભાંગીને તેમાંથી અરધું ખાધું, ત્યાં પેલી વાઘરણ ખાટાં ચીભડાં લઇને આવી એટલે હું એ લેવામાં રોકાઇ ગઇ: સંતરાની બાકી રહેલી બે પેશીઓ પડી રહી, તે એ ગયા પછી મને માંડ અત્યારે યાદ આવી, તે મેં અત્યારે ખાધી........."

પછી તેના ઓડકાર, તેની ખટાશ, તેનાં બીયાં, તેની છાલ વગેરે પ્રશ્નો પર પ્રભાનું વિવરણ લંબાયું તે પહેલાં તો અજીત ચોપડી બંધ કરી નાસી છૂટયો. પરંતુ આવા આવા પ્રસંગોમાં આખરે એની ચ્હીડ શમી જતી. ચીડાયા બદલ એને પસ્તાવો થતો.

કેમકે તેને ઉંડા વિચારથી ભાન થયું હતું કે પ્રભાનાં રસજ્ઞતામાં આવેલો આ નવીન પલટો કાં તો કુદરતનાં જ કાવત્રાનો એક અંશ માત્ર હતો, અથવા તો પ્રભાનું આવું વાઘરણપણું મૂળ જે હતું તે જ હતું. એના ઉપર કવિતા અને સંગીતના સોનેરી વરખ ચડાવનાર બેવકુફ તો હું જ હતો. મારે મન આ ગર્ભિણી સ્ત્રીનાં રીંગણાં મૂળા, ચીભડાં ને થેપલાં જેવાં નાચીઝ છે, તેવાં જ ગંદા અત્યારે મારાં ગીતો ને કાવ્યોય એને લાગતાં હશે ને!

—ને કોને માલુમ, કુદરતની આ અકળ લીલાભૂમિની અંદર એક બેકાર સાહિત્યઘેલડાનું જોડકણું વધુ જરૂરનું છે, કે એક માનવદેહને

પોતાનાં રૂધિર માંસમાંથી ઘડી ઘડી નવ નવ માસ સુધીનું રૂપું શિલ્પ કરી રહેલ સ્ત્રીનો મૂળો વધુ મહત્ત્વનો છે.

ભલે ખાતી. છોને ખાધા જ કરતી. એને તો બે જણાનો આહાર જોઇએ. એ ખાતી નથી, પણ ખવરાવે છે. ઘડાઇ રહેલો જીવાત્મા પોષણ માગે છે.

જ્ઞાનના અને આડમ્બરી અહંતાના મદને ગાળી નાખે તેવું આ માતૃ–દર્શન હતું. એના ઉપર ચિંતન ચલાવતાં આ માનવને પોતાની બીજી સિદ્ધિઓ કેવળ ઠેકડીરૂપ લાગી. કુદરતે સંસારપ્રવાહને અત્રુટ વહેતો રાખવાનું આ મહાકાર્ય પુરુષને ન સોંપતાં સ્ત્રીને ભળાવ્યું છે એ વાતમાં જ અજીતને પુરુષનું સ્ત્રી કરતાં ઉતરતાપણું સમજાયું; પ્રભાનાં અત્યારનાં નિર્માલ્ય ટાયલાં ઉપર રોષ ચડતો તે ઉતરી ગયો. મુળા–ગાજરની વાતો પણ પ્રભાને એણે પેટ ભરી ભરી કરવા દીધી. પ્રભાના અર્થહીન છોકરવાદને ય પોતે આદર દીધો.

પરિણામે કશીય દવાની મદદ વગર પ્રભાનાં દેહમનની પ્રફુલ્લતા ફાગણના પુષ્પ–વન શી ઉઘડવા લાગી.

પારવતી કોળણની વાડીએ પ્રભા અજીતને શાકપાંદડું લેવા ખેંચી જતી, અને ત્યાંથી પાછા વળતાં ઘેરે પહોંચીને ખાવાની ધીરજ ગુમાવી પ્રભા રસ્તામાં જ બેસીને રતાળુ ચાવતી, ત્યારે રસ્તે નીકળતાં ગામડીયાંની ઠેકડી દેખીને અજીત બળતો–પાછો હસતો. એને યાદ આવતું:

કુદરતનું બાળ પોષણ માગે છે.

દાક્તરે તેમ જ ઓળખીતાં એકથી વધુ લોકોએ એને ચેતાવ્યો હતો.

“જો જે હાં. ખૂબ ખાવા દેજે. ભડકી જતો નહીં. ને જાણુછ ? એક બાઇને આવી અવસ્થામાં ઝમરૂખ ખાવાનો ભાવ થયેલો. પણ એને કોઇએ આપ્યાં નહીં. છોકરું અવતર્યું–રો રો જ કરે, છાનું જ ન રહે. પછી તો માડી ! છોકરાંને જમરૂખ ચખાડ્યું તયેં જ એનું રોવું અટક્યું !”

# કડી ચૌદમી

"ભુખાળવી !"

"મલોખડું !"

"છપ્પનીયો !"

"ખડમાંકડી !"

જગતભરનાં બેવકુફોની, 'પ્રેમીજનો' નામે ઓળખાતી જમાતનાં આ બે સભ્યો સાગરતટે આવી અખૂટ સંબોધનાવલિની રમતો રમતાં. અજીત કહેતો : "યાદ રાખ, બાળકનું નામ જ મારે 'મુળો' પાડવું છે."

"એં હેં !! નામ તો પાડશું ખાસ્સુ બંગાળી : કાં નીલસુહાસિની, ને કાં ભુપેન્દ્રપ્રસન્નસેનજીત."

"પણ 'મૂળો' નામ શું ખોટું છે? હરકોઇ પણ નામનું કામ છે ને? 'મૂળા ! આંહી આવ !' એટલું કહેવાથી જો છોકરો આપણી પાસે આવતો હોય, તો પછી લાંબા લાંબા લપસીંદર કરતાં આ ટૂંકું ટચ 'મૂળો' શું ખોટું છે?

એવા પ્રકારના વાર્તાલાપથી અજીત પ્રભાને ચીડવતો ને પ્રસન્ન

કરતો. એ વાર્તાલાપની ભાષાનું નામ 'ગંડુ–વાણી' રાખવામાં આવ્યું હતું.

પછી તો વર્ષાઋતુની આકાશ–દિશાઓના જેવા રંગપલટા પ્રભાના મન–શરીર પર આવવા લાગ્યા. જાણે જૂજવાં સ્વરૂપો ધરીને પ્રભા અજીતને થાપ દેવા લાગી. પ્રકૃતિ મૈયાની બાથમાં રમણ કરતી. રત્નાકરનાં ખભાં પર ખેલતી, દરિયાપરીઓ અને નાગકન્યાઓની લાડીલી બેનડી પ્રભા: ઉગતા આથમતા સૂર્યદેવના હાથમાંથી તેજ-કટોરા પીતી, મસ્તીભર અને આનંદકેફમાં ચકચૂર પ્રભા: વાચાળતાનો નશો કરતી, બોલકણી અને હસીહસી ફાટી પડતી પ્રભા: રાત્રીના સમયે તરેહ તરેહના પોશાક સજીને ખારવણ, બંગાલણ અથવા બીબીજાન બનતી પ્રભા: અને કોઇ કોઇ વાર પાછી સમગ્ર પ્રસન્નતા તેમ જ મસ્તી સંકેલી લઇ ઉંડા વિચારસાગરને તળીએ જઇ પડતી ગંભીર, અબોલ, ગમગીન તેમ જ ચિંતાકુલ પ્રભા.

પ્રથમ આવાં આવાં અકળ ને અણધાર્યાં પરિવર્તનો દેખી અજીત ગુંચવાડે ચડી જતો. શું થયું છે? એવા પ્રશ્નોનો કશો જ જવાબ ન મળતાં ધુંધવાતો. વળી પાછું એને યાદ આવી જતું કે આ બધાં તો સગર્ભાવસ્થાનાં સ્વાભાવિક ને સામાન્ય પરિવર્તનો છે. પ્રભા બાપડી શી રીતે સમઝાવે? એને પોતાને જ કયાં ગમ પડે છે? એ બધા તો પ્રકૃતિમાતાએ નિરધારેલા રંગપલટા છે.

અજીતને વિચારો ઉપડતા. એનું ધ્યાન પોતાના શહેરની ગલીઓમાં પોતાના પાડોશી ઘરોની અંદર જઇ પહોંચતું. ને એનું હૃદય મંથનો અનુભવતું.

હું તો મારી પ્રભાની આ અવસ્થાની સ્વતંત્ર તેમ જ સમજપૂર્વકની, પ્રેમપૂર્વકની, સંભાળ લઇ રહેલ છું. પણ સમાજમાં ખદબદતી લાખ

લાખ પ્રભાઓના આવા વિચિત્ર રંગપલટાની શી વલે થતી હશે? એને સંતોષવાની, સંભાળવાની, પંપાળવાની કે કંઇ નહીં તો સમજી લેવાનીય ફુરસદ કોને હશે?

શહેરમાંથી કાગળો ઉપર કાગળો આવવા લાગ્યા.

તમામ પત્રોનો સૂર એક જ હતો : ભાઇ, આંહીંથી ભૂતનાથ આવવાવાળા એકેએક લોક તમારા વિષેની જે વાતો કરી રહેલ છે તેથી અમારું કલેજું વીંધાય છે. આટલી બેશરમાઇ આપણા કુળને કલંકરૂપ કહેવાય. તમે તમારી વહુનાં લુગડાં ધોઇ આપો તેમ જ નાવા ધોવાનું પાણી કૂવેથી તમે સીંચી આવો, એ તો બાયલાપણાની હદ આવી રહી. વગેરે વગેરે.

આવા કાગળો લખનાર કુટુંબીજનો પૈકી કેટલાક તો માલદાર માણસો હતા. પત્રો વાંચી વાંચીને અજીતે તેઓની કલ્પનામૂર્તિઓ સામે મુક્કીઓ ઉગામી: તેના મુખમાંથી બોલ સર્યા: દુનિયાના ઉતાર દંભીઓ! મારા પ્રત્યેની દિલસોજીનો પોશાક પહેરીને અહીં આવી પહોંચનાર આ તમારી ખારીલી મશ્કરીને હું ઠીક ઠીક પિછાનું છું. તમારી કુલ-કીર્તિનો પત્થર મારે ગળે પહેરીને હું મારી ગરીબાના કૂવામાં ડૂબી જવા નથી માગતો.

—ને ભૂતનાથ આવીને અજીત-પ્રભાનું દંપતિજીવન જોઇ જનારા કોણ હતા તે જાણી જાણીને અજીતને બેવડી દાઝ ચડી.

જન્માષ્ટમીના ઉત્સવ પર મહંતની જોડે જુગારના પાટલા ખેલવા શહેરી રાયજાદાઓ આવેલા; રતનપર નામનું એક ખારવાપરું ત્યાંથી નજીક આવેલ હતું, તેની છૂપી મુલાકાતના રસીલા આબરૂદારો આવેલા, કેટલાક સહેલાણીઓ ખાસ અજીત-પ્રભાને જ ઢુંઢતા આવેલા, અને

તેમાંના ઘણાખરાએ કોઇ ને કોઇ બહાના હેઠળ ભૂતનાથની જગ્યાનો અજીત–પ્રભાવાળો નિવાસ ભાગ નિહાળી આવવાનો આગ્રહ જ રાખેલો.

આખરે આંહી સુધી પણ દુનિયા પોતાને શોધતી આવી !

પણ એ બધી કડવાશને ઘૂંટ્યા કરવાની વેળા ક્યાં હતી ? ખરચી ખૂટ્યે જતી હતી, પ્રસૂતિનાં પગલાં ધમધમાટ બોલાવતાં ચાલ્યા આવતાં હતાં. અને આજની જ ટપાલમાં આવેલા કાગળે અજીતને એની 'પેલી મૌલિક કૃતિ'નો પંદરમા પ્રકાશકે અસ્વીકાર કર્યો હોવાના સ્નાન સમાચાર આપ્યા.

અજીતે ફરીથી એક વાર દાંત કચડ્યા. મારો તો દોષ છેઃ દુનિયા મને છો ફગાવી દેતી; પણ પ્રભાનો, પ્રભાના કલેજામાં પોઢેલા નવમાનવનો શો ગુન્હો છે કે દુનિયા એને ભુખે મારશે ? આ બધા સટોડીયા જુગારીયા, લબાડો અને તર્કટીઓની હીરારત્ને ભાંગી પડતી નવરી, ચીબાવલી, નખરાંખોર પત્નીઓના કરતાં મારી પ્રભા શું કમ છે કે એને શીયાળે ચોમાસે હું એક ગરમ ગંજીફરાક પણ ન આપી શકું ? ઉનાળે વીજળી–પંખો ન આપી શકું ? બ્રાહ્મી તેલ પણ ન ખરીદી શકું ? ચંપલની સારી જોડી અપાવતાં પણ મારે ગણતરીઓ ગણવી પડે ? ના, ના, જગત મારી ચાહે તે વલે કરે, પ્રભાને માટે તો હું ખુનખાર સંગ્રામ ખેડીને જગતમાં રસ્તો કરીશ.

બે મહીનાની ખરચી ખૂટી ગયે પાછી જ્યારે આ બન્નેની સવારી લઇને ઘોડા–ગાડી તેઓના એક ઓરડીવાળા શહેરી નિવાસ પર ઉભી રહી, ત્યારે ઘરમાલેકનાં શેઠાણીજીની આસપાસ પાડોશણોનું કુંડાળું જમા થઇ ગયું. મીઠો વાર્તાલાપ મંડાયો.

"આવ્યાં આ તો પાછાં."

"ધોયેલ મૂળા જેવાં."

"ભાઇબેન ભાઇબેન રમવાનું ક્યાંય રહી ગયું."

"થોડા દા'ડાની વાયડાઇ પૂરી થઇ."

"ત્યારે ફીશીયારી શા સારૂ કરતાં'તાં ?"

"ચાલો, હાલ હવાલ તો જોઇએ ?"

ધીમે ધીમે ટોળું અજીતના ઓરડા પર હલ્લો લાવીને ઉભું રહ્યું. શેઠાણીએ સાદ દીધોઃ "કાં કળાકાર !"

કળાકાર અજીતે બહાર આવી 'જે જે' કર્યું. એના હાથમાં ઝાડુ હતું.

"કેમ ઘર તમે વાળો છો ? ક્યાં ગયાં મેમસાબ ? કેવીક તબીઅત છે ?"

કળાકારે પોતાનાં મડમ સાહેબનું પ્રદર્શન ભરવાની ઇચ્છા ન બતાવી એટલે શેઠાણી આપોઆપ ઓરડીમાં દાખલ થયાં અને પછવાડે જેટલી સમાઇ શકી તેટલી સૈનિકાઓ જઇ ઉભી રહી.

પ્રભા આરામ લેવા ઢળી હતી.

"કાં ?" શેઠાણીએ લહેકાદાર ટકાર કરીઃ "દીલરૂબા ફીલરૂબા વગાડી લીધાં ને ? હવે ઠેકાણે આવી ગયાં ને ? તયેં હાંઉ માડી ! ચેનચાળા ક્યાંઇ પડયા રીયા ને ફસાણાં દુનિયાને ફાંસલે...હી....હી હી...હી......" શેઠાણીએ હાસ્ય છોડયું.

પ્રભાએ વેદનાભર્યું સ્મિત કર્યું.

"કાંઇ જોવે કારવે તો મંગાવી લેજો હો ! ઘર તમારૂં જ છે. જુદાઇ જાણશો નહિ. શેઠ હમણાં જ જમીને ગયા. દાળ ને શાક થોડાં થોડાં પડયાં છે, મોકલું ?'

"જોશે તો મગાવી લેશું." પ્રભાની હિમ્મત આથી વધુ ન ચાલી શકી.

આખા સ્ત્રીવૃંદે બહાર નીકળીને ફરી એક વાર હંગામી સભા ચાલુ કરી. વાર્તાલાપનો આ વેળાનો વિષય મેમસાબના શરીરનો નવો રંગઢંગ હતો.

"એ બાઇ !" શેઠાણીએ સમાપ્તિના બોલ બોલી સભા વિસર્જન કરી: "જગતથી ચડીયાતા થવા જનારાં એકાએક પછડાણાં છે. એ વાતમાં કાંઇ માલ નથી. જુઓ આ હાલહવાલ !"

વિખરાએલા મંડળ પૈકીની કેટલીક તો 'નારી–સમાજ'ની સભ્યો હતી. તેઓએ વળી જુદી એક સભા કરીને મહત્ત્વનો પ્રશ્ન ચર્ચ્યો: "આ ગર્ભ ખરેખર શું કલાકારથી જ રહ્યો હશે ? કે........"

સાંજે શેઠ પોતે મુલાકાતે આવ્યા. એમણે પણ સીફતથી છેક અંદર આવીને પ્રભાની હાલત નિહાળી લીધી. મોં મલકાવીને એમણે કહ્યું: "અમારા મકાનને આ જશ છે ના, ભાઇ ! આપણા કૂવાના પાણીનો જ એ પ્રભાવ છે. એ હિસાબે તો અમારે હવે ભાડાં વધારવાં પડશે !"

વળતી સવારે શેઠાણી આવ્યાં ને સલાહ આપી ગયાં:

"કળાકાર ! હવે કંઇક કામ ધંધે વળગી જાઓ. આમ લમણે હાથ ટેકવીને બેઠે શો શકરવાર વળવાનો હતો ?"

નજીકનાં ને દૂરનાં સગાં સંબંધીઓ આવ્યાં. તેઓનો પણ માર્મિક બોલ એ જ હતો :

"ભાઇ ! હવે કાંઇક કામધંધે લાગી જા. પંદર વીસની જે નોકરી મળે તેમાં ગોઠવાઇ જા."

"બાપુ! આમ આખો દા'ડો વચ્ચાર ક્યાં કર્યં ન કરીએં. વચ્ચાર વાયુ ઉપડે, ખબર છે? આ ખાંડ બજાર, ગોળ બજાર, દાણા બજાર, ઇસ્ટેશન, બંદર, કારખાનાં, જે ઠેકાણે તકદીરનો આંક લાગે તે ઠેકાણે ધંધે ચડી જા—પછી પંદર—વીસ—પચ્ચીસ કે બાવીસ, જેટલા આપણા તકદીરમાં લખ્યા હશે તેટલા મળશે."

પ્રભાના પિતાએ સંદેશો કહાવ્યો : "આપણી કાપડની દુકાનો છ ઠેકાણે છે. કોઇ પણ એક દુકાને ડાહ્યા થઇને બેસી જાવ. મારી છોકરીને આમ ભૂંડે હાલે રઝળાવો મા. આળસુ બનીને બેઠા બેઠા દાળદરનું ભજન કયાં સુધી કરશો?"

ઓહોહો! કેટલા બધા દિલસોજ લોકો! આ લોકોની હમદર્દી ઉભરાઇ જાય છે. તમામ મને કામધંધે વળગવા કહે છે : જાણે કે હું જે કરું છું તે કોઇ ધંધો જ નથી! તમામ મને લમણે હાથ દઇ બેઠેલો નિરૂદ્યમી ગણે છે : હું મારી ચોપડીના પ્લોટનું ચીંતન કરું છું, તેને આ લોકો વિચાર—વાયુ માને છે. ને કાપડની દુકાન! સસરાજીના વિલાયતી, જાપાની તાકા વેચવા બેસવાનો ઉદ્યમ! હું મરવું વધું પસંદ કરીશ. હું વ્યાપારી નથી, કલાકાર છું. મારી કલાને હું નહીં લજવું, નહીં દગો દઉં. નાઃ નાઃ ના.

કોની જોડે એ દલીલો કરવા બેસે? શી રીતે સમજ પાડે કે કલા, લેખન કલા, એ પણ એક ધંધો જ છે. એ ધંધાનો પોતે ધંધાર્થી છે, ને એની પાછળ પોતાના લોહીનું એ પાણી કરી રહેલ છે!

કહેવાનો કશો અર્થ નહોતો. ઉપહાસ વહોરવા સિવાય એ વાતનું કશું ફલ નહોતું. એટલે અજીતે ફક્ત એક જ જવાબ પોતાના સસરાને કહાવ્યોઃ ના! ના! ના! કદાપિ નહીં.

પિતા તરફથી પતિને મળેલા આ સલાહ–સરપાવની જાણ થતાં જ પ્રભા સળગી ઉઠી. બાપને એક ઉકળાટભર્યો તિરસ્કાર–પત્ર લખવા એ સમસમી રહી. ત્યાં તો વળતે જ દિવસે બાપુની દુકાનેથી એક ગુમાસ્તો આવ્યો. અજીતને પરશાળમાં જ છોડી એ બહેનને મળવા અંદર ગયો. છાનુંમાનું એણે બહેનના હાથમાં એક પરબીડીયું મૂક્યું. પ્રભાએ કહ્યું:

" બહાર એમને આપોને ?"

ગુમાસ્તાએ નાક પર આંગળી મૂકી, ખાનગી છે એવું સૂચન કર્યું.

પ્રભાએ પરબીડીયું ઉખેળ્યું. અંદર એક સો રૂપીઆની એક નોટ હતી. ને જોડે એક ચિઠ્ઠી હતી. ચિઠ્ઠીમાં લખ્યું હતું :

"ગાંડી દીકરી,

મારો ગુસ્સો ન ઉતર્યો હોત. પરંતુ તારી નવી સ્થિતિએ ફરી પાછું મારામાં બાપનું હૃદય જગાડ્યું છે. તને જ મોકલું છું કેમકે એ ઘેલાના હાથમાં જશે તો ઘરમાં ઘી તેલને બદલે શાહી કાગળો ને ટપાલની સ્ટાંપો જ ઉભરાશે. તું જ ખરચજે."

વાંચીને પ્રભાનો ચહેરો કાનનાં મૂળ સુધી ધગી ઉઠ્યો. ચિઠ્ઠી સાંચવીને એણે પોતાના ગજવામાં મૂકી. અને સો રૂપીઆની નોટના ચીરાડીયાં કરી તેણે એ જ પરબીડીયામાં ભર્યાં. પરબીડીયું ગુમાસ્તાને દીધું. બોલી: "બાપાજીને આ મારો જવાબ આપજે."

ડઘાઇ ગયેલો ગુમાસ્તો પ્રભાનું સારું ય કલેવર થરથરતું જોઇ રહ્યો. પ્રભાના મોંમાંથી અપમાનિત આત્મા ચોધાર રૂદન કરી ઉઠ્યો.

એનાં ડુસકાં સાંભળીને અજીત અંદર દોડ્યો આવ્યો. પૂછ્યું : "કેમ ? શું છે ?"

આંસુ લૂછતી લૂછતી પ્રભા બોલી : "કશું નથી. એ તો મારા બાપાએ થોડા દિવસને માટે ઘેર તેડાવી છે."

'તો જઇ આવને ? હું ક્યાં ના કહું છું ? હું તો મારું ગમે તેમ ચલાવી લઇશ. જા. થોડા દિવસ સ્થળફેર કરી આવ. એ બાપડા રાજી થશે."

"ના મારે નથી જવું. તમારું પુસ્તક લખાઇ રહ્યા પછી જઇશ."

ગુમાસ્તાના ગયા પછી અજીતે એને પંપાળી : "શા માટે રડે છે ? બાપને ઘેરે જવું છે ? મારી અત્યારની લાઇલાજીની મને શું કંઇ ઓછી શરમ થતી હશે પ્રભા ? હું તારા સારૂ કંઇજ—"

પ્રભાએ અજીતના મ્હોં ઉપર હાથ દાબી દીધાઃ "મારા સમ છે હવે એક શબ્દ પણ એ વાતનો બોલ્યા છો તો."

"કેમ ન બોલું ?"

"તમારી ગરીબીનું ગાણું મારે નથી સાંભળવું."

"તો તારું મન એમ છે, કે મારે બાપાજીની દુકાને બેસી જવું ?"

"ના, તમે ઉંધું સમઝ્યા છો. વાંચો આ ચીઠ્ઠી."

અજીતે સસરાનો કાગળ વાંચ્યો. પત્નીનાં આંસુનો મર્મ જાણ્યો. પ્રભાની આંખોમાં એની આંખોનું કરૂણામૃત, સૃષ્ટિનો વિનાશ થાય ત્યાંસુધી પણ અખૂટ રહે એવી સ્થિર ધારે રેડાવા લાગ્યું. એણે પૂછ્યું:

'તારી શી ઇચ્છા છે ? મને કહે."

"ઇચ્છા એટલી જ કે તમે તમારે લખવાનું જ કામ કર્યે જાઓ."

"પણ આ નિર્ધનતા ! મારો તો ઠીક પણ તારો શો અપરાધ—"

"કે હું તમારી કલા પર મુગ્ધ બની." પ્રભા હસી.

"તને શું સુખ મળ્યું ?"

"અભિમાનનું સુખ. હું નિર્ધન કલાકરને પરણી એ અહંકારનું સુખ."

"અહંકાર ઉદરને ભરી શકતો નથી, દેહને ઢાંકી શકતો નથી."

"પણ એ અહંકાર મનુષ્યની પામરતાની વૃત્તિને ઢાંકે છે. હું તમારા જોડે મનથી એટલી મગરૂબી સમજુ છું, કે ભલભલી મોટર દોડાવતી શેઠાણીઓથી સવા વેંત ઉંચે ચાલું છું. પછી છે કાંઇ ? ને જુવો—"

ઉઠીને એણે અજીતને પોતાના આલિંગનમાં લીધો, ઉંચો કર્યો, કહ્યું :

"તમારી પ્રભા તમને ય જગતથી ઉંચા ઉપાડી ચાલી શકે છે."

ત્યાં તો ટપાલીનો અવાજ બોલ્યો: "અજીતભાઇ !" ને સાથોસાથ એક કવર પરશાળમાં પટકાયું.

ઉઘાડીને અજીતે વાંચ્યું. એના મોં પર સાત સૂર્યો સામટા ઉગ્યા. એણે પ્રભાને ધીરેથી કહ્યું:

" 'નૂતન જગત' સોસાઇટીનો કાગળ છે, આપણી ચોપડી મંત્રીને બહુ પસંદ પડી છે, હવે એ કમિટિ પાસે મૂકશે."

"સાચે જ ?"

"લે વાંચી જો."

પ્રભાએ વાંચ્યો.

બીજી જ પળે બેઉના ગાલ એકબીજા ઉપર હર્ષનાં અશ્રુવર્ષણ કરી રહ્યાં.

"બસ હવે વાંધો નથી રાસ્કલ !" કહેતો અજીત પ્રભાના પેટ ઉપર કોમળ હાથ પસારવા લાગ્યો, ને એ ઉદરવાસીને સંબોધી બોલી ઉઠ્યો:

"હવે તારા આવવાની જરીએ ફીકર મને નથી. આવી જા. તારે હજુ બે મહિનાની વાર છે. ત્યાં તો મને તારો સત્કાર કરવાની ખરચી મળી રહેશે. સમઝ્યો પાજી !"

ફરી હાથ પંપાળ્યો. હાથ નીચે કંઈક ફરક ફરક થવા લાગ્યું. અજીતે પ્રભાની સામે જોયું.

પેલા સળવળતા અંતર્યામીને એણે ફરીવાર ગાળ ચોપડી: "રાસ્કલ, લાતો મારે છે મારી પ્રભાને! પણ યાદ રાખ. હવે મને તારો ડર નથી. 'નૂતન જગત' સોસાયટીનો ચેક આવ્યો સમજ !"

## કડી પંદરમી

રોજ રોજ થોકબંધ ટપાલ આવી. દીવાળી-અંકોમાં કલા અને સાહિત્યના ઉદ્ધાર અર્થે કંઇક લખી મોકલવાનાં નિમંત્રણો આવ્યાં, પ્રસ્તાવના લખી આપવાના વિનંતિપત્રો આવ્યા, અધુરી ટિકિટો ચોડાયાને કારણે નોટ-પેઇડ બનેલા પોતાના જ લેખોનાં પરબીડીયાં પાછાં આવ્યાં. હવે 'કાંઇક ધંધે વળગી જાઓ'ની શિખામણ દેતા સ્નેહીમિત્રોના પત્રો આવ્યા; કેટલાક તો એ પણ નોટ-પેઇડ આવ્યા એટલે નાણાં ભરીને પેલા ચેકની આશાએ લઇ લીધા. ન આવ્યો ફક્ત નૂતનજગત કાર્યાલયનો એકે ય ચેક.

દરમ્યાન પ્રભાના પૂરા દહાડા તો ચુપકીદીથી ઘરમાં પેસી ગયા—એને થોભવાનું કહેવું નિરર્થક હતું. એની નાગ-ચુડ પ્રભાના દેહને ભરડો દેવા લાગી. એ ભીંસમાંથી પ્રભાને છોડાવવા માટે અજીત એક સુવાવડખાતાના દાક્તર કને દોડ્યો.

ગરીબ હોવું એ જાતે જ અપમાન છે. પણ ગરીબી ગાવી, એ તો અપમાનની ને તેજોવધની અવધિ છે. અજીતે દાકતરની સમક્ષ હોમરથી લઇ નર્મદ લગીના સાહિત્યસ્વામીઓની નિર્ધનતાના પ્રસંગો વર્ણવવા માંડ્યા.

દાકતરના મોં પર માયાળુ સ્મિત ફરક્યું. પૂછ્યું, "મુદ્દાની વાત પર આવો, શરમાઓ નહિ."

મારી પ્રભાને પહેલો જ પ્રસવ–કાળ છે, ને હું પૂરો દર ભરવા અશક્ત છું, એવી મતલબનું સ્પષ્ટીકરણ કરતાં કરતાં અજીતની જીભનાં ગુંચળાં વળ્યાં.

"કશી ફીકર નહિ. અરધું બીલ કરશું.',

દાકતરના એ શબ્દોએ અજીતની આંખોમાંથી આભારનાં જળ-જળીયાં ખેંચ્યાં. પણ હજુ એક ખાઇ ઓળંગવાની બાકી હતી. એણે પૂછયું :

"દર્દીને રજા આપો તે વેળા બીલ ચુકાવું તો વાંધો છે ?"

દાકતરનો નિયમ એડવાન્સ પૈસા લેવાનો હતો. 'બિચારો લેખક છે !' એ દયાભાવે દાકતરના મન ઉપર આ વાતમાં પણ સવળી અસર કરી.

વળતે દહાડે પ્રભા એ સ્વર્ગ–ભુવનમાં સૂતી. હીંચોળા લેતા પલંગો, સફેદ ચાદરો, સફેદ બાલોશીઆં, ટુવાલો, નેપકીનો, ને વાર્તાઓમાં સાંભળેલી શ્વેતપરીઓ સમી, મુલાયમ પગલે જાણે કે હવામાં હાલચાલ કરતી હસમુખી નર્સો : જાણે દૂધનાં ઝરણાં રેલાતાં હતાં.

વિજ્ઞાને અને સંસ્કૃતિએ સ્ત્રી જાતિ માટે સરજેલું આ સૂર–ભુવન હતું : પરંતુ કોને માટે ? ચપટીભર લોકોને માટે. બાકીની કરોડો માતાઓ અકકેક ઓરડીને ખૂણે છોકરાં જણતી હતી. માખીઓની જેમ ટપટપ મરતી હતી.

આંહી હું શા માટે આવ્યો ? કયા હક્કની રૂઇએ ? હું તો કરોડો માંહેલો એક છું ને ? આ બધાં લોકો મારી સામે કેમ તાકી રહેલ છે ?

મેં અર્ધ-મારી કરાવી છે, એ વાતની શું તેઓને ખબર પડી ગઇ હશે ? ને એ અર્ધા નાણાંને માટે પણ મારે મને લગ્નભેટ મળેલું વાયોલીન વેચવાનું છે તે છૂપી વાત શું આ સર્વના જાણવામાં આવી ગઇ હશે ? દાક્તરે કોઇને કહી દીધું હશે ?

પ્રભાના પલંગ સામે બેઠો બેઠો અજીત આવા તર્કો કરી રહ્યો હતો. પોતાની સામે જોનાર દરેક માણસ જાણે કે એને એની ભિક્ષુકતાને ટોણો મારી રહેલ છે. પ્રત્યેક આંખ જાણે એને 'ધર્માઉ' ગણી રહી છે. હરએકના હાસ્યમાં એની પોતાની છૂપી ઠેકડી સંઘરાએલ છે. એની હાલત ઘેર ઘેરથી હડધૂત થએલ ને પીટાએલા કૂતરા જેવી હતી. પગલે પગલે એને ફાળ થતી કે હાય કોઇક નવો માર પડશે.

ખંડે ખંડમાં ત્રણત્રણ ચારચાર પથારીઓ હતી. પ્રત્યેક પથારી પાસે અંગુર મોસમ્બી વગેરે લીલા મેવાની ટોપલીઓ હતી, ગુલાબના ગોટા હતા. સૂતેલી પત્નીઓના ભાગ્યવંત પતિઓ ને પુત્રીઓના ભાઇઓ પિતાઓ હમેશ પ્રાતઃકાળે નવા કરંડીયા ને નવાં ફૂલો લઇ હસતે મ્હોંયે હાજર થતા.

પ્રભાનો શો દોષ કે એણે આ મેવા ને આ ફૂલોની સામે તાક્યા કરવાનું ?

અજીત જમવાને નિમિત્તે બહાર જઇને આવ્યો ત્યારે એના હાથમાં પણ આઠ ગુલાબ હતાં. હસીને એણે બબે ગુલાબ પલંગને પ્રત્યેક પાયે ગોઠવી દીધાં.

પ્રભા જે આનંદ પામી તે આનંદની પછવાડે ફક્ત એક જ હકીકતની છાયા હતીઃ કે નક્કી આ ગુલાબોને માટે નાણાં બચાવવા પતિએ

પૂરી થાળી ન જમતાં હોટેલમાં જઇ ચહાપૂરીથી જ ચલાવ્યું હશે. એ વિચારે પ્રભાની આંખોને ભીની કરી.

દયાર્દ્ર સ્વરે મીઠું રૂદન કરતાં એ ત્રણ ગુલાબી બાલકોની વચ્ચે એ શ્વેત શાંત અને સુગંધમય સ્થળની અંદર વીસ વર્ષની પ્રભા કેવી સોહામણી લાગતી હતી ! એના ચહેરાની ચોપાસ માતૃત્વનું પ્રભામંડળ હતું. એની સમસ્ત મસ્તીએ આભમાં ધુમાધુમ કરતી અષાઢી વાદળીઓની માફક એકાકાર બની જઇને એક ગંભીર શીતલ ગગનઘુમ્મટ સરજી લીધો હતો.

એના ચહેરા પરની નિશાનીઓ નિહાળીને નર્સોએ એને બીજા એકલ ઓરડામાં ખસેડી. સ્ટ્રેચર ઉપર સૂતાં સૂતાં એણે અજીતને કહ્યું: “તમે મારી જોડે જ રહેશો ને ?”

“જરૂર, જરૂર.”

ને અજીત જોડે જ ગયો. પ્રકૃતિનાં બે નાનાં બાલકો જાણે એકલવાયા જીવનની કોઇ એક અંધારી ઘોર ગિરિ–ખીણ વચ્ચેથી ચાલ્યાં જાય છે; હાથમાં હાથ ભીડી: સામે આવતા પહાડોની ટોચે મીટ માડતાં: ઉઘડતા પ્રભાતનું પ્રથમ દર્શન કરવાની રાહ જોતાં.

ઓરડાની બારી નીચે જ ટ્રામોના પૈડાના ઘરઘરાટ, મોટરોના ભોંકાર, છાપાવાળા છોકરાઓના ચીત્કાર, અને દોટમદોટ: ચાલી જતી જનતાના કોલાહલ : એ તમામના મિશ્રણમાંથી એક બિહામણ નગર–રવ ઉઠતો હતો.

ઘણી વાર રોજીંદા બનતા બનાવો એકાએક આપણું ધ્યાન ખેંચે છે. અજીતને અજાયબી થઇ કે એક જુવાન સગર્ભાને જે વેળા પ્રથમ વારનો પ્રસવ–કાળ થાય છે, તે જ વેળા દુનિયા શું આવા ભીષણ ઘોંઘાટ મચાવે છે ?

"આવા કોલાહલની વચ્ચે આને કંઇ નુકશાન–" અજીત દાક્તરને ડરતો ડરતો પૂછવા લાગ્યો.

દાક્તરે ફક્ત હસીને આટલું જ કહ્યું: "દુનિયામાં તો દર સેકન્ડે એવાં બે બાળકો જન્મે છે મીસ્તર ! ફીકર ના કરો."

ધીરે ધીરે જાણે કે કોઇ ઉંડા કુવામાં ધકેલાતી હોય તેવી બનીને પ્રભાએ નર્સને પૂછ્યું. "મારાથી આ બધું શે સહેવાશે ? હું તો હજુ છોકરી જેવી જ છું ને ?"

એનો જવાબ મળે તે પહેલાં તો પ્રભાનો ચહેરો સફેદ પૂણી જેવો બન્યો. એણે ધીરી એક ચીસ નાખીને અજીતનો હાથ ઝકડાવીને ઝાલી લીધો. એતાં આંગળાં અજીતને બાઝી પડયાં. એણે વધુ ચીસ નાખી.

"દાકતર સાહેબ ! એ દા—" અજીતે વિકલ સ્વરે અવાજ દીધો.

બારી ઉપર ઉભા ઉભા ઓઝારોની પેટી ઉઘાડતા દાકતરે લેશ પણ સ્વસ્થાતા ગુમાવી નહીં. શાંત પગલે એ પથારી કને આવ્યા. જોઇને કહ્યું :

'કશું જ નથી.'

હસીને તેણે એ થરથર કંપતી પ્રભાના કપાળ પર હાથ મૂક્યો, કહ્યું: "કશું જ નથી. હું હમણાં જ એને તપાસું છું."

બેઠી થઇ ગયેલ પ્રભા પાછી પછડાઇને પથારીમાં આમ તેમ પડખાં ફરવા લાગી. એની ચીસો ચાલુ હતી. દરમ્યાન દાકતર તો ઠંડે કલેજે શાશીઓ ને લોશનનાં કુંડાં ગોઠવતા ગોઠવતા સૂચનાઓ આપ્યે જાય છે !

પૂરી તપાસ કરીને પછી એણે કહ્યું : 'બસ એ તો બધું બરાબર

છે. એને કશો વાંધો નથી. ને જુવો નર્સ ! મારે અત્યારે સીનેમામાં જવાનું છે. હમણાં થોડા કલાક મારી જરૂર નથી પડવાની."

સીનેમામાં ! પ્રભાને આવી જીવન–મૃત્યુની સ્થિતિમાં મૂકી દાક્તર બસ સીનેમામાં ચાલ્યા ? અજીત તો ચકિત જ બની ગયો. આ તે દાક્તર કે હેવાન ? એનાથી ન રહેવાયું: "અરે અરે પણ દાક્તર સાહેબ !"

" કેમ ?"

"કંઇ બનશે તો ?"

"હું નજીકમાં જ છું. જરૂર હશે તો મને નર્સ બોલાવી લેશે."

"પણ આ કાળી પીડા ચાલે છે ને ?"

લજ્જતથી હાથ ધોતા ધોતા, સાબુના ફીણના ગોળા રચતા દાક્તરે ફરીથી હસીને કહ્યું: "પીડા વગર કાંઇ પ્રસવ હોય ? પણ આ તો બધી ખોટી પીડા છે. પ્રસવની વેદનાને શરૂ થતાં તો હજુ કલાકો લાગશે ભાઇ ! કદાચ રાત આખી નીકળી જશે. સ્રીના કેટલાક મસલ્સને અને મેમ્બ્રેઇન્સને તોડી ઢીલા પાડયા સિવાય પ્રસવ જ ન હોય; ને એ ઢીલા પાડવાનો આ સિવાય બીજો કોઇ રસ્તો નથી. સમજ્યા ?"

અજીત આભો બનીને ઉભો. એને આ ભાષામાં કશી જ ગમ ન પડી. આજ સુધી એ દ્વાર એને માટે બીડેલાં જ હતાં.

"ગભરાઓ ના, ગમે તે સંજોગોમાં શું કરવું તે આ નોકરો બરાબર સમજે છે. તમે ફીકર કરો ના."

# કડી સોળમી

સેંકડો આજારોની દવા કરનારો દાકતર જો એમાંના પ્રત્યેકની જોડે પલેપલની વેદના ભોગવવા બેસે તો એની શી વલે થાય? એવું કોઇ હમદર્દ મનુષ્ય આ જગત પર સંભવે છે ખરું? આ વિચારોને માટે અજીત તૈયાર નહોતો. એને તો પોતાની જ પીડામાં જગત સમસ્તને ડુબતું જોવાની ઇચ્છા હતી. દરેક જણને એ જ વૃત્તિ વળગેલી છે.

દાકતર તો પોતાનો કસબ બરાબર સમજતા હતા. એણે હંડે કલેજે સીનેમા તરફ પ્રયાણ કર્યું. ને અહીં પછવાડે પ્રભાના દેહમાં જાણે છૂરીઓ ચાલવા લાગી. એ જાણે પોતાની અંદર પ્રવેશેલા કોઇ અસૂરની સાથે બાથંબાથા યુદ્ધ કરી રહી હતી. એના લલાટ પર પસીનાનાં મોતી બાઝતાં હતાં. નર્સ એને પંખો કરતી હતી ને અજીત એના લોચતા, ધુણતા, પછડાતા દેહને ઝાલી બેઠો હતો.

પણ એનું બેસવું, ઝાલી રાખવું, આશ્વાસનના બોલ બોલવા, એ તમામ નિરર્થક હતું. પોતાને થાકથી તમ્મર આવવા લાગ્યાં ત્યાં સુધી એણે પ્રભાના દેહને ઝકડી રાખ્યો. પણ એ દેહ માનવ દેહ જ નહોતો રહ્યો. એ તો એકાંત મધ્યસાગરે તાંડવ રમતાં મોજાં ઉપર ખેંચાઇ ગએલી કોઇ નાવડી હતી.

વેદનાની એક એવી છૂપી અંધારગલીમાં પ્રભા પહોંચી ગઇ હતી કે જ્યાં એની જોડે દાખલ થવાનો અધિકાર કોઇને નહોતો. પ્રસવ–કાળની વેદના એટલે એક એવું ભોંયતળીયું, કે જ્યાં ન જડે સાથી, સ્વજન અથવા સ્નેહ: જ્યાં હમદર્દીની દારૂણમાં દારૂણ ચીસો પણ નથી સંભળાઇ શકતી. જ્યાં દિલાસાના પ્રકાશનું એક રજકણ પણ નથી પહોંચતું: જ્યાં જીવન અને મૃત્યુ વચ્ચેની અનંત જણાતી એકલતા વસે છે. ઓ મહાસાગર ! અરે ઓ મરૂભોમ ! છે એવી કોઇ એકલતા તમારા જાણવામાં, કે જે પ્રસૂત–વેદનાની એકલતાની બરોબરી કરી શકે ?

આંચકા ઉપર આંચકા: તાણ ઉપર તાણ: જાણે વંટોળ ઉપર વંટોળ અને ગાંડાતુર જળતરંગોની અનંત હારમાળા: પ્રભા ન ખમી શકી. ચીસેચીસ પાડવા લાગી. ડુસકાં ભરીને અનાથ શિશુની પેઠે પુકારવા લાગી કે "નથી સહેવાતું, નથી ખમાતું. મને કોઇ આમાંથી બહાર કાઢો !"

અજીત દોડયો નર્સની પાસે. નર્સે આવીને આ દશા નિહાળી. અજીતને જે કાળસ્વરૂપ લાગે છે, તે નર્સને જરીકે નથી ગભરાવતું.

નર્સે પણ હસીને એનું એ જ કહ્યું: "કંઇ જ નથી. આ બધી જ ખોટી વાણ્ય છે."

"પણ પણ–" ગભરાટભર્યો અજીત પૂરું બોલી યે નહોતો શકતો: "કંઇક તો કરો, કે જેથી આને શાંતિ મળે ?"

"કશું જ ન બની શકે. એ તો એણે ભોગવવું જ રહ્યું."

"અરે પણ દાક્તરને બોલાવો. અત્યારે એને સીનેમાં જોયા વિના શું નહોતું ચાલતું ? કાલે ન જોઇ શકાત ?"

"પણ ભાઇ, દાક્તર આવીને ય શું કરવાના છે? પ્રસવને હજુ વાર છે. પ્રસવની સ્થિતિ આવશે ત્યારે તો આ પીડાનું સ્વરૂપ જ બદલી જશે. ને ત્યાં સુધી દાક્તરથી કશું નહીં થઇ શકે."

"દાક્તર આવીને એને કશોક ડોઝ આપે નહીં?"

"પીડા શમવાનો ડોઝ આપે તો પ્રસવ જ અટકી પડે ને પ્રસવ અટકે એટલે તો પછી થઇ જ રહ્યું ને?"

સાંભળીને ફરી પાછો અજીત પોતાને કામે લાગ્યો. પ્રભાને પકડી, પ્રભાના ઉછાળા મારતા દેહને ઝકડી ઝકડી એનાં બાવડાં તૂટવા લાગ્યાં. એનું માથું ભમી ગયું. એના લમણામાં ચસ્કા નીકળવા લાગ્યા. એને બેવડું યુદ્ધ લડવાનું હતું. એક પોતાના દેહનું, ને બીજું પ્રભાના દેહ-પછાડા નિરખી નિરખી સહી લેવાનું.

તે દરમ્યાન દુનિયા તો એની રીતે જ દોડધામ કરતી હતી. ટ્રામો મોટરો થંભતી નહોતી. ગ્રામોફોન બજતાં હતાં. વરઘોડાનાં બેન્ડ વાગતાં હતાં. ધસમસાટ દોડ્યા જતા બંબાના ટોકરા ગૂંજતા હતા–ને ઓહ! બાજુના જ ખંડમાં કોઇક હસતું હતું.

એ હાસ્યધ્વનિ સાંભળીને અજીતે પોતાના હોઠ પીસ્યા. હસનારની ગર્દન ચાંપી દેવા જેટલો વિદ્રોહ એના દિલમાં વ્યાપી ગયો.

દાક્તર શું આવશે જ નહિ? આટલો ઘાતકી! ક્યારનો ગયો છે. મારૂં પ્રિયજન મરી રહેલ છે તે વેળા એને સીનેમાં જોવાનું સૂઝયું? એકકેક પળ યુગ યુગ જેવડી જતી હતી.

ફરી એકવાર પ્રભાના દેહે ઉછાળો લીધો. એના હાથમાંથી દેહ છુટી ગયો. એ પટકાઇ પડી. છાતીફાટ રડવા લાગી. અજીત નર્સને ફરીવાર તેડવા દોડ્યો. ત્યાં તો દ્વાર ઉઘડ્યું. ને દાક્તર દાખલ થયા.

પણ એ તે એસીસ્ટંટ હતો. મોટો દાક્તર ક્યાં મૂવો ? આ સા......એસીસ્ટંટોની બેવકૂફી તો ક્યાં નથી જાણીતી ?

"કેમ ?" એસીસ્ટંટે નજીક આવીને નજર કરી; "કેવુંક ખમે છે ?"

નીરાંતે એસીસ્ટંટ કોટ મોજાં ઉતારવા લાગ્યો ને નર્સ એને રીપોર્ટ આપવા લાગી. કોઇને જાણે કશી કાળજી જ નહોતી !

દાક્તર બેઠા. પ્રભાની નાડ તપાસી. બીજી તજવીજ કરી લીધી.

અજીત તો દાક્તરના મુખના બોલ ઝીલવા તલપાપડ હતો. એનું મોં ફાટ્યું રહ્યું હતું. પણ દાક્તર તો એક ય શબ્દ કાઢ્યા વિના ઉઠી ગયા.

"દેખાય છે ?" નર્સે પૂછ્યું.

"હજી નથી." દાક્તરનો ટૂંકો, લાગણીહીન જવાબ પડ્યો.

"પણ ત્યારે–" ડઘાઇ ગએલા અજીતે પૂછ્યું: "આમ ક્યાં સુધી ચાલવાનું દાક્તર ? એને ભયાનક પીડા થાય છે, જુવો તો ખરા."

"મને લાગે છે કે સવાર સુધી તો ચાલવાનું જ; કેમકે આ તો અમુક મસલ્સની કડકાઇ પોચી પાડવાનો પ્રશ્ન છે. પણ તમારે કશો જ ગભરાટ રાખવાનો નથી. દર્દી તો સરસ સ્થિતિમાં છે."

નર્સને એણે કહ્યું. "હું બાજુના જ રૂમમાં સૂતો છું. જરૂર પડે તો જગાડજો."

એસીસ્ટંટ ગયા. એક નર્સે કાચ ઉપર દેહ લંબાવ્યો. ને બીજીએ ખુરસી પર બેઠાં બેઠાં ઝોલાં ખાવાનું આરંભ્યું.

પ્રભાનો તો દૈત્ય સાથેનો સંગ્રામ ચાલુ જ હતો. આટલી નાની: ને પાછી ઓરત : ઓ પ્રભુ ! એને આવા દારૂણ સંગ્રામ ? આ તે શી રાક્ષસી પ્રકૃતિ-લીલા ! વિચારતો વિચારતો અજીત પ્રભાને ઝાલી બેઠો રહ્યો. બે જ જણાં જાણે જગતની અંધેરીમાં એકલાં જાગે છે : ને પોતાના સીસું સીંચેલા પગના ધીમાધીમા કદમો નીચે આ બેઉને ચગદતો કાળ રાત્રિના અંધાર-ડગલા ઓઢીને ચાલ્યો જાય છે.

દૂર દૂરનાં મકાનોની કોઇ કોઇ બારીમાં રાતના બે ત્રણ બજે પણ અજીતે બત્તી ટમટમતી દીઠી. ત્યાં કદાચ કોઇક માનવની નસો છેલ્લા ધબકારા લેતી હશે. એના ઉંબર પર છાયાદેહી મોત તેડું કરતું ઉભેલું હશે-અથવા કોને ખબર છે, એ મૃત્યુનો નહીં, જન્મનો અવસર હશે. કાં ન હોય ? દાકતરે નહોતું કહ્યું શું, કે પૃથ્વી પર અકેક પળે બબ્બેનો જન્મ થઇ રહેલ છે ?

રાત્રી, અંધકારના કાળા કાળા લોઢાનો બોજ ખેંચતી બુઢ્ઢી જેવી રાત્રી જાણે ચાલતી જ નહોતી. થંભીને ઉભી હતી. પ્રભાત જાણે હવે કદી પડવાનું જ નથી. ત્યાં તો દૂધવાળાના ડબલાં ખખડ્યાં. છાપા-વાળાની બૂમો પડી. 'કલો...ઇ !' અને 'મી...ઇ...ર !' ના કર્કશ સૂર સુખી જનોની નિદ્રાને રૂંધવા લાગ્યા. પ્રભાતની કંકુપગલીઓ પડી ત્યારે તો પ્રભાનું દર્દ કંઇક શાંત પડયું હતું.

પ્રસન્ન ચહેરે દાકતર હાજર થયા. રોગીની નાડ ફરીવાર તપાસી. નર્સોએ ઉઠીને પ્રભાને નવાં શ્વેત વસ્ત્રો પહેરાવ્યાં. બીછાના ઉપર કંઇ કંઇ પ્રકારે ઉપરાઉપરી ચાદરો ગોઠવી.

પ્રભાને એક પ્રકારનું ઘેન ઘેરાયું હતું જાણે. અને અજીત ઝોલાં ખાતો હતો.

એકાએક પ્રભાની ચીસ પડી, અજીત ઝબકયો, પ્રભાને ઝાલી લીધી, નર્સ દોડતી આવી, ને એણે પ્રભાનો શ્વેત ચહેરો લાલચટક બનતો દીઠો.

પ્રભાનો હાથ ઝાલી નર્સે પૂછયું:

"વેદના થાય છે ?

બેહોશ બનીને પ્રભાએ હકારમાં ડોકું હલાવ્યું.

"પ્રથમથી જુદી જ જાતની ને ?"

પ્રભાએ ફરી ડોકું હલાવ્યું.

"કશુંક નીચે ઉતરતું હોય તેની પીડા ને ?"

પ્રભાએ મૂંગી હા કહી.

"બસ હવે પ્રસવ આવી પહોંચ્યો." કહેતી નર્સે દાક્તરને તેડવા મોકલ્યો.

# કડી સત્તરમી

"ઓહો! પ્રસવ આવી લાગ્યો કે?" કહેતા દાક્તરે પ્રભાના આ નવા મંડાયેલા મૃત્યુપછાડ ઓને પોતાના પરિચિત દોસ્તો ગણી વધામણાં દીધાં.

મનુષ્યના હૃદયમાં એક આકાશ છે: એ છે સ્થિરતાનું, સમતાનું આકાશ. એવું આકાશ વધુમાં વધુ દાક્તરોનાં હૃદયોમાં જડે છે.

પ્રભાનો દાક્તર એવી કોઈ જુદી જ દુનિયાનો નિવાસી હતો. એણે પ્રભાના કારમા મરણ—પછાડાને જોતાં જોતાં જરીક આકળા બન્યા સિવાય ડગલો ઉતાર્યો. જભ્ભો પહેર્યો. લજ્જતથી લોશનમાં હાથ ધોયા, ને પછી ફરી એક વાર દર્દીના શરીરને તપાસી લીધું.

"વાહ ! બરાબર છે." દાક્તરના એ શબ્દ સાંભળતી પ્રભા સામે ગભરાટભર્યો અજીત ડાચું ફાડીને તાકી રહ્યો હતો. એના મનથી તો પ્રભાનો જીવ ઝીણે તાંતણે ટીંગાતો હતો.

"જો બહેન !" દાક્તરે પ્રભાને પંપાળી: "આજે જે પીડા તને થઇ રહેલ છે ને તે તો ગર્ભાશયના સંકોડાવાને લીધે છે. બીજું કશું જ જોખમ એમાં નથી બહેન ! માટે તું તારે ગભરાતી ના હો કે ? જે થઇ રહેલ છે તે બરાબર કુદરતના નિયમ મુજબ જ થાય છે.

હવે તારે તો આ દરેક વાણ્યની જોડાજોડ શ્વાસ રૂંધાને આ ક્રિયાને જોર દેવાનું છે. જો તું બૂમ પાડીશ, તો તુર્તજ ગર્ભાશયનું દબાણ વછુટી જશે, વાણ્ય ચાલી જશે, ને સ્થિતિ એની એ રહેશે. માટે તારે તો હિંમતથી દરેક આંચકાને બને તેટલો લાંબો સમય સહી લેવો. તું બેહોશ બની જાય તેટલું બધું કષ્ટ ઉઠાવવાની જરૂર નથી. પણ જેટલું વધુ દબાણ તું ગર્ભાશય પર લાવી શકીશ તેટલું આ બધું તોફાન વહેલું પતી જશે, સમજી બહેન ? ”

દાક્તરની જીભ પ્રભાના હૃદય ઉપર શાંતિ વેરતી હતી : ને દાક્તરના હાથ દરદીના કપાળ પર ફરતા હતા.

શિકારીઓના ફાંસલામાં ફસાઇને લપાએલી કોઇ હરણીની માફક પ્રભા ફાટતે ડોળે દાક્તર સામે તાકી રહી.

દાક્તરે કહેલું બધું કાને સાંભળવામાં તો સાવ સાદું ને સહેલું હતું, પણ અજીતને તો એ સાદી વાતની ભયાનકતાએ બહાવરો બનાવી મૂકયો. ઓ પ્રભુ ! આ તારી રાક્ષસી લીલા ! કયા કિરતારની આ ઘાતકી ક્રીડા ! જાણે કોઇ ઘોર અંધારામાં ઉતરેલાં બે પક્ષોની ભેટાભેટ થઇ છે: જાણે યોદ્ધાઓ મૃત્યુની બાથમાં ભીંસાઇ રહેલ છે. જાણે શસ્ત્રો સામસામાં અફળાય છે. જાણે હૈયેહૈયાના ભુક્કા બોલે છે. જાણે શબ્દ બોલવા સાંભળવાની તો અવસ્થા જ ઓળંગાઇ ગઇ છે. મહાસાગરનાં મોજાંની ઉપરાઉપરી દોટાદોટની માફક, કોઇ પ્રલયકારી આંધીના એક પછી એક વંટોળની પેઠે, એક પછી એક અણુથંભ્યા ને દયાહીન વેદના–તરંગો એક નાની, સુકુમાર અને અનાથ અબળાના દેહમાં વિનાશનો કાંડ વર્તાવતા ધસારો કરે છે. ગાંડા બનેલા સાંઢીઆ જાણે એક નાની બકરીને ફાડી નાખવા એકઠા થયા છે.

આ વેદનાની તો એકેક પળ એવી હતી કે ગઇ આખી રાતનું કષ્ટ એની પાસે કોઇ વિસાતમાં ન રહ્યું. અજીતે કદી ન દીઠેલું, ન સાંભળેલું, કલ્પનામાં ય ન અનુભવેલું એવું દારુણ આ કાળ–તાંડવ હતું. પોતે જેને પ્રાણાધિક ચાહતો, તેને જાણે પોતે જ આ વરૂઓના મોંમાં ફગાવી દીધી હતી. બીડેલાં દ્વારની અંદર શું આવી બિભીષિકા પડી હતી? કોઇએ એને કહ્યું કેમ નહિ? એની નિશાળમાં, કોલેજમાં, કુટુંબમાં, સમાજમાં, અરે ક્યાંય એને આ દ્વારની ચીરાડ પણ કોઇએ કેમ ન દેખાડી? એણે પૂછ્યું:

"દાક્તર! દાક્તર! આમ ક્યાં સુધી ચાલશે?"

દાક્તરે નાક પર આંગળી મૂકી અજીતને ચૂપ રહેવા ચેતાવ્યું. એ પ્રશ્નનો ઉત્તર પ્રભાને કાને પડે એવી દાક્તરની ઇચ્છા નહોતી.

કારણ કે પ્રભા અત્યારે પોતાના દાંતને ભીંસતી પ્રત્યેક વેદનાની વાણ્યનો સરસ સામનો કરી રહી હતી. પોતામાં હતું તેટલું જોર એ શ્વાસ રૂંધવામાં ઠાલવતી હતી, એનો આત્મા જાણે કે યોદ્ધો બન્યો હતો. જાણે કોઇ વિશ્વજનનીનો કોમળ પંજો એની પીઠ થાબડી રહ્યો હતો. એને જાણે કિરતારે લોહ–કવચ પહેરાવ્યું હતું. એ કવચ માતૃ–હૃદયમાં સ્વયંભુ જાગ્રત થતી શ્રદ્ધાનું હતું. આ વેદનાની પછવાડે કોઇ મહાન હેતુની સિદ્ધિ હોવાની પ્રભાને જાણે કે પ્રતીતિ થઇ રહી હતી.

—ને અજીતની નજરમાં પ્રભાનું વેદનામાં ન્હાઇ વિશુદ્ધ બનેલું પરમ સ્વરૂપ વિલસી રહ્યું. આ શું એ જ સ્ત્રી!—એણે વિચાર્યું :—કે જે હજુ ગઇ કાલ સુધી તો મૂળા ચાવતી ખીખીઆટા કરતી, ગાંડાં કાઢતી, ભાનસાન વગરની એક નાની બેજવાબદાર છોકરી હતી! એ જ એ સાધારણ છોકરી શું અત્યારે આટલું સહી રહેલ છે! સ્ત્રી એટલે શું આ દશાને સારૂ નિર્માણ પામેલી? ક્ષુદ્રમાં ક્ષુદ્ર સ્ત્રીને ય શું આ ગુપ્ત શક્તિ વરેલી છે!

અજીતનો આત્મા નમી પડ્યો. તારા સ્નેહનો જીવનભરનો અધિકારી હું કેવી રીતે બની રહું ! એ સ્નેહાધિકારને માટે હું શાં શાં વ્રત-સાધના કરું ! એવાં મૂંગા વિનમ્ર ભાવે એ કલાકારનો આત્મા આ સ્ત્રીના ચરણોમાં ઝૂકી રહ્યો.

ને આ બધી કેવલ કલ્પનામાં રમતી તકલાદી ઉર્મિઓ નહોતી. આ કોઇ હૃદયાવેગનો વંટોળો નહોતો. આ તો સારીએ કલ્પનાસૃષ્ટિને, પ્રભાતસંધ્યાની રંગલીલાને, ચંદ્રની વ્યોમ ભરતી કૌમુદીને, નિરાકાર સર્જનહારનાં સ્તોત્રોને, સર્વને ટપી જનારી, પૃથ્વીના પોપડામાં ને કીચડમાં રગદોળાઇ રહેલી વસ્તુસ્થિતિ હતી. દિગદિગન્તને પે પહેલે પાર ભ્રમણ કરતા આ કલાકારના વિચારોને એ વસ્તુસ્થિતિએ વ્યોમના સીમાડા પરથી કાન ઝાલી પાછા વાળ્યા. જાણે એ વસ્તુસ્થિતિએ કલા-કારને એનાં માથાનાં ઝંટીયાં ખેંચીને ધૂણાવ્યો, આંગળી ચીંધી, કહ્યું: “આંહી ઓ બેવકુફ ! આંહી કીચડમાં છે તારી સર્વ કલ્પનાસમૃદ્ધિનો આખરી ઓવારો.”

બીડેલાં દ્વાર ! સૈકાઓથી સીસાના રસે રેવીને બંધ કરી રાખેલ એ ઢાંકણ ઉઘડતું હતું. ને અંદરથી ભૂતાવળના હુહૂકારા ઉઠતા હતા. મર્ત્યલોકનું માનવી જ્યાં નજર નાખી શકતું નથી એવું એ પાતાળી ઉંડાણ હતું. કોટિ કોટિ પ્રસવકાળોના અતલ તલમાં કોઇ માનવીની દૃષ્ટિ પહોંચી નથી. કોટિ જન્મે છે ને કોટિ મરે છે, માટે જ શું એ મામુલી પ્રકૃતિક્રમ જ લેખાતો હતો ?

આ જ શું જીવન ?–

જીવન–પ્રત્યેક જીવન શું આવી કારમી પદ્ધતિએ રચાય છે? મેં આજ સુધી શું આની ઝાંખીયે કરી હતી ? જીવન–જીવન–આ જીવન ! બાકીનું તમામ શું પોકળ જ નહોતું ? ઠાલો ભપકો જ નહોતો ? સ્નેહ,

સૌંદય, સુખની એકેએક લાગણી, એકેએક મૃદુ ભાવ—એ તમામ તો અહીં સર્જાઇ રહ્યાં હતાં.

એ સર્જન શું આટલું જીવલેણ! આટલું અકથ્ય અને અવર્ણનીય! ના—ના—ના—મારે આવું સર્જન, આવું જીવન નથી જોઇતું. આ પ્રભાની કીકીઆરી ને આ પછાડા મારાથી નથી સહેવાતા, આવી આહૂતિ માગતા સર્જન પર મને કશો જ હક્ક નથી. મારે ન ખપે એવું જીવન. આવી ભારી કીંમત ચુકાવીને જ જો કોઇ જીવન પામી શકાતું હોય તો મને નથી ખપતું એ. હું ઠગાયો છું. કુદરતને હાટડે હું ફસાયો છું. કુદરતનાં પલ્લામાં દગો છે. આવો વિનિમય અન્યાયથી, અનીતિથી ભરેલો છે. પ્રભુનું—કોઇ પ્રભુનું આવું કર્પીણ કાર્ય હોઇ જ ન શકે. સર્જનહારને આમાં સ્થાન જ કેમ હોય? આ તો કોઇ કતલનો કાંડ છે. ને જગતમાં ઉભરાતાં અબજોનું આવાગમન આવા ઉકળતા ચરૂની અંદરથી થયું છે: કલાકે કલાકે ને પલે પલે શું આ જ્વાલામુખીની ખદખદતી દેગમાંથી જ માનવી ચાલ્યાં આવે છે! યુગયુગાન્તરોથી ચાલી રહેલ શું આ એની એ જ અનંત યાતના છે! કોઇ નથી બચી શક્યું?

એના આત્મામાં બંડની હિંસા જાગી. આ ઘોર કાંડને સમૂળો ખતમ કરી નાખવાની એને દાઝ ચડી.

પણ એ દાઝ ડેકડીને જ પાત્ર હતી. આ તો વિધાતાનું અટલ નિર્માણ હતું. પ્રભાને પાછી ખેંચી લેવાનો સમય નહોતો રહ્યો. પ્રભાના ઓહકારા, મુંઝારા, આ પડખેથી પેલે પડખે દુઃખપછાડા, જાણે કોઇ પહાડશિખર પર ઉભેલા વૃક્ષને હચમચાવી રહેલ ઝંઝાવાતો ફુંકતા હતા.

# કડી અઢારમી

પ્રસવને સહાય કરી રહેલ દાક્તરના પંજા હવે કોઇ કસાઇની જેમ લોહીમાં રંગાઇ ચુક્યા હતાં. હોઠ ભીંસીને દાક્તર પોતાના કાર્ય ઉપર ઝૂકી રહ્યા હતા. પાસે શીખાઉ નર્સ ઉભી હતી તેને દાક્તર વચમાં વચમાં પ્રત્યેક ક્રિયાની સમજ પાડયે જતા હતા.

દાક્તરના એ સમતાભરપૂર શિક્ષા–બોલ અજીતની ઇંદ્રજાળને છેદતા હતા.

"પણ...પણ દાક્તર સાહેબ!" અજીત ગભરાટભર્યે સ્વરે પૂછતો હતેઃ "આ બાળક શી રીતે બહાર નીકળશે? એ મરી નહિ જાય?"

"મરે નહિ યંગ મેન!" દાક્તરે હસીને કહ્યું: "પોરીયું બરાબર જીવે છે. હું તો એના કલેજાના થડકારા ય સાંભળું છું."

દરમિયાન પ્રભા બેહોશ પડી હતી. એનાં લમણાં પર નસો ઉપસી આવી હતી. અશ્વશાળાની અંદરથી નાસી છુટેલા ઘોડાઓ જેવા એના દેહપછાડાને પોતાના જોરાવર પંજા વડે દમતો દાક્તર કોઇ એરણ પર લોઢું ઘડતા પડછંદ કારીગર સમ ભાસતો હતો.

વચ્ચે વચ્ચે દાક્તરની સમતા પણ ડગમગી જતી ને દાક્તર નર્સને પ્રભાના લલાટ પર ભીનું પોતું મૂકવા સૂચના દેતા.

પ્રભાને બેભાનીમાં ને બેભાનીમાં લવારા ઉપડયા હતા. તુટક તુટક પ્રેમબોલ કાઢતી એ જાણે કે અજીતને સાદ દેતી હતી.

જો આ મૃત્યુ ન હોય તો શું હોય ! એવું વિચારતો અજીત આ વલે ન જોઇ શકાયાથી દૂર જઇ ભાંગી પડયો.

"નહિ, નહિ !" દિલ ખાલી કરીને એ ઉઠયો: "મારે તો મર્દ બનવું જ રહ્યું. મારા જેવા લાખોએ જે સહ્યું છે તે હું કેમ ન સહું ?"

શરમીંદો બનીને એ પાછો ગયો.

ને પ્રભા પુકાર નાખતી હતી: "મને બચાવો, કોઇ બચાવો !"

દાક્તર જાણે દમ પણ ભીડી દઇને જંગ ખેલી રહ્યા હતા.

"હવે નહિ ! હવે બસ ! હું મરી જાઉં છું." પ્રભાએ ધા નાખી.

"હવે એક વાર ! બચ્ચા, હવે એક જ વાર જોર કરી નાખ." દાક્તર એને ફોસલાવતા હતા.

"હવે નહિ ! હવે બસ !"

"હવે એક જ વાર બેટા, એક જ વાર." એ બે અવાજ જ જાણે પૃથ્વીને ભરી રહ્યા હતા. એક અવાજમાં કાળ-ભુજંગનો ફુંફાડો હલાહલ ફુંકતો હતો; બીજા અવાજમાં અભયદાનની બંસરી બજતી હતી.

"શાબાસ બહેન ! એક વાર. મારી બેટી કરું ! હવે એક જ વાર. જો આ તારા પતિને ખાતર, એક જ વાર."

—ને પછી તો એક આખરી મરણીયો યુદ્ધ-ધસારો થતાં તો ગર્ભદ્વારની અંદરથી અનંત કોઇ જીવન-સ્રોત ઉછળી આવ્યો.

અજીતે ડઘાઇ જઇને ચીસ નાખી. જાણે જીવન-લીલા ખતમ થઇ ગઇ. જાણે કોઇ ભૂતાવળ જાગી.

બીજી જ ક્ષણે દાક્તરે "વાહ વાહ!" એવો આનંદોચ્ચાર કર્યો. રક્તબીજને એક પગ ઝાલી ઉંચું કર્યું. વાહ કુદરત! આ તો માનવ!

લોહી ટપકતો, ભયાનક, અવર્ણનીય માનવ: જાણે કોઇ સ્વપ્ન-ભ્રમણામાં દીઠેલું ટીટડું!

દાક્તરે એ માનવના મ્હોં પર તમાચો લગાવ્યો.

મ્હોંમાંથી પ્રથમ ફીણ નીકળ્યાં. પછી 'ઉવાં! ઉવાં!' એવો અવાજ નીકળ્યો.

અજીતને આ અવાજ કોઇ પરલોકમાંથી ઉઠતો લાગ્યો. કોઇ નરકવાસી આત્માનો વિલાપ-સ્વર ભાસ્યો. સાંભળીને એ કાંપી ઉઠ્યો.

તમ્મરે ઘેરાએલી આંખો ચોળીને જ્યારે અજીતે ઉંચે જોયું, ત્યારે મોટી નર્સ પ્રભાની સામે બાલકને હાથમાં લઇને ઉભી હતી. પ્રભાના વદન પર સ્મિત ફરકતું હતું.

જખ્મની અંદર ઝબોળાએલા લાલ લાલ હાથે દાક્તર પોતાના એકસૂરીલા અવાજે નર્સને નવી સૂચનાઓ આપતા હતા.

અજીતે બાલક તરફ મીટ માંડી. એ દૈત્ય નહોતો, રાક્ષસ નહોતો, નારકી નહોતો, ટીટડું ય નહોતું, માનવ જ હતો.

પોતાનું જ નાક, પોતાનું જ લલાટ, પોતાને જ મળતો ચહેરો: ટીખળીના યે ટીખળી કલાકાર વિશ્વકર્માએ દોરેલું જાણે અજીતભાઇનું કાર્ટુન!

ને વાહ ! એ જીવતું હતું, હલનચલન કરતું હતું, અંગ મરોડતું ને ઊછળતું હતું; હાથપગને વાળતું હતું, પાંપણોય પટપટાવતું હતું; મોં ઉઘાડ બીડ કરતું હતું, શ્વાસ લેતું હતું, સુખદુઃખની લાગણી ય શું અનુભવતું હતું ?

અહોભાવમાં ડૂબેલા અજીતે બ્હીતાં બ્હીતાં કુતૂહલથી એ બાળને પોચા આંગળી અડકાડી. એ સ્પર્શે એની રગરગમાં ધ્રૂજારીનો સંચાર કર્યો. એનું એકેએક જ્ઞાનતંતુ જાણે ઝંકાર કરી બોલ્યું કે "આ મારું, મારું બાલક: મારું જીવતું જાગતું બાલક: એક દિવસ એ પણ મારા જેવું માનવ બનશે, વિચારશે, ઇચ્છા કરશે, જગતના જંગો ખેલશે."

"બાલક છે તો સાજું સોજું ને ?" એણે લજ્જાભરી ધીમાશથી નર્સને પૂછી લીધું.

"અરે ફાંકડો છોકરો છે આ તો." એમ કહીને નર્સે દીવાસળી સળગાવી બાળકની આંખો સામે ધરી રાખી. એ પ્રકાશને નિહાળવા બાળકની આંખોએ દિશા બદલી.

"જુઓ !" નર્સે અજીતને જણાવ્યું: "એ દેખે પણ છે."

આંખોથી જોઇ શકતો ને જીભેથી બોલતો આ બાલક—એમાં અજીતને કુદરતનું અદ્‌ભુત સર્જન ભાસ્યું. કુદરતની સર્વશ્રેષ્ઠ ચમત્કૃતિ, જીવનની તમામ અભેદ્યતાનો ઉકેલ, સકલ રહસ્યોનો પ્રસ્ફોટ આ બાલક ! પ્રકૃતિની સમસ્ત છલનાઓનો શુભાશય, માનવીના દોયલા આત્મભોગોનો પુનિત બદલો, અને અનંત યાતનાઓને ઓલવનાર ઔષધિ: દંપતિ–સ્નેહનો સુવર્ણ–તાજ અને મૃત્યુ સામે જીવનના, જડ ઉપર ચૈતન્યના વિજયોત્સવનો દેહધારી પડકાર આ બાળક !

પ્રભાની આંખો એ નર્સના હાથમાં ઝૂલતા બાલને નિહાળી નિહાળી જાણે એની અખૂટ લાલપનું રસપાન કરતી હતી.

પ્રભાના મુખ પરનો એ ધીરેધીરે, જરી ફીક્કો, ગંભીર મલકાટ શાનો હતો? એક જીવાત્માને સરજાવવા સારૂ દૈત્યો સામે ઝઝુમી શકેલી જનેતાના ગર્વનો એ મલકાટ હતો. વિજયની એ વીરશ્રી ઝલકતી હતી. પરાજીત અસૂર–યાતનાઓ જ એ નારાયણીને મસ્તકે જાણે મુગટ રોપી રહી હતી.

જગત પર એક માનવનો જન્મ થયાની સુખ–વધામણીએ જનેતાને એની પા ઘડી પહેલાંની નરક–યાતનાઓ ય વિસરાવી દીધી હતી.

બિછાનાની નજીક ઘૂંટણભર નમીને અજીતે પ્રભાનો હાથ પોતાના હાથમાં લીધો; ને એના ગદ્‌ગદિત અંતઃકરણે છાનામાનાં આંસુ ઢાલવ્યાં.

એ પુનિત આંસુમાં નહાએલાં નેત્રો લઇ ચોવીસ કલાકનો ક્ષુધાતૂર અને લોથપોથ અજીત એક વિશ્રાંતિગૃહની ખૂરસી પર બેઠો છે; ને આઠ વરસના પિરસણીયા 'હોટેલ બોય' સામે તાકી રહ્યો છે.

' મારી પાસે આવીશ ભાઇ ? '' મેલાઘેલા એ માનવ–યંત્રને અજીત પોતાની નજીક ખેંચે છે.

ગભરાતો છોકરો પોતાના માથા ઉપર અજીતના પંજાનો સુકોમળ સ્પર્શ અનુભવે છે.

છૂપો કોઇ મંત્ર ભણતો હોય તેમ અજીત બોલે છેઃ "તારે ય શું આવી જ એક જનેતા હતી? તને ય પ્રસવવામાં શું એક સ્ત્રીને આવું જ રણ ખેડવું પડેલું? તું યે શું ચમત્કારોનો પણ ચમત્કાર છે..."

"એ સા......લા !" કરતો એક અવાજ ગાજ્યો, ને હોટેલ-બોયના બરડા પર વિશ્રાંતિ-ગૃહના મેનેજરનો મુક્કો ગાજ્યો.

"સા... સવારના ચાર વાગ્યા સુધી ઝોંટ્યા કરછ, ને આંહી પાછો ઘરાક જોડે મોહબ્બત સૂઝે છે ?"

ચમત્કારોના ય ચમત્કાર એક માનવીની આ વલે જોતો કલાકાર અજીત થીજી રહ્યો.

"બીડેલાં દ્વાર !" એના અંતઃકરણના તળીઆમાંથી એક પ્રાર્થના ઊઠી: "તમે ઊઘડો-પ્રત્યેક માનવીને તમારાં રહસ્યો દેખાડો. માનવી નથી જાણતો કે પોતે જ કોણ છે."

# દુનિયાની સલાહ

તાજ્જુબીનાં દ્વાર ઊઘડી ગયાં હતાં. હરએક વસ્તુને નવી ઝલક મળી હતી. પણ એ ક્ષણે એને આ ભાન રહ્યું નહિ. પોતાની ઊર્મિઓનો વિચાર કરવાનો વખત રહ્યો નહોતો. કલાકાર અત્યારે માનવીની અંદર સમાઇ ગયો હતો. એની નાનકડી ઓરડીમાંથી પણ પાર્થિવતા ઓસરી ગઇ હતી. પોતાની આ પરમ ઊર્મિ જેની પાસે ઠાલવી શકાય એવા કોઇક સોબતીની એને તે ટાણે જરૂર હતી. પણ એકલ જીવનના એ વિહારીની નજીક મકાનની શેઠાણી સિવાય બીજું કોઇ પાત્ર નહોતું. આજે તો એ જડસુ ને મિથ્યાભિમાની 'શોષક' માલિકણ પણ અજીતની નજરમાં માનવી બની રહી હતી, કેમકે બાળકના જન્મના સમાચાર એ બાઇને મહાન કોઇ વધામણી સમા લાગ્યા હતા.

"જુઓ કવિ !" ચાલીનાં શેઠાણી હરખપદૂડાં થઇને કહેવા લાગ્યાં: "બરાબર સાંચવજો હો ! રાંડું નસ્સું બસ્સું કોકના ભૂખલ્યા છોકરા હારે તમારૂં સારૂં છોકરૂં બદલાવી ન લ્યે માડી ! ને વહુને હમણાં કાંઇ આડું અવળું વેણ કે'તા નહિ હો કે માડી ! ને વહુને માટે કાંઇક ગરમ કબજા જેવું કરાવી લેજો. નીકર લ્યો હું મારૂં સ્વેટર આપું ?"

એમ કહેતી કહેતી ઘરમાં દોડી જઇને શેઠાણી પાછી આવી ત્યારે એના હાથમાં જે સ્વેટર હતું તે જોતાં જ અજીતે દાંત કાઢયા:

કહ્યું. "આ સ્વેટર તો પ્રભા ઘેરે આવશે ત્યારે અમે બેય જણાં એક સાથે પહેરશું બહેન !"

શેઠાણીને તે વખતે પહેલી જ વાર સમજાયું કે પોતાના શરીરનું પુદ્દગળ ને પ્રભાની દેહપાંખડી, એ વચ્ચે કેટલું અંતર છે.

બપોર થયા ત્યાં શેઠાણીએ ગાડી બહાર કઢાવી, બનીઠનીને પોતે બહાર નીકળ્યાં, સાથે ભાડુતોની બે ત્રણ સ્ત્રીઓ હતી. આવીને કહ્યું, "કાં કવિ, હાલો લ્યો અમને ઇસ્પિતાલ બતાવો. અમારે કવિ–કવિયાણીના લાડા કુંવરને ઝટ જોવો છે."

વેવલી, મિથ્યાભિમાની ને તુમાખી શેઠાણીની એ નૂતન માનવતાનું દર્શન કરનારો અજીત માનવતાનો વધુ ને વધુ નમ્ર પૂજક બન્યો.

કુદરતના એ ચમત્કારની પલે પલ વિકસતી પાંદડીઓના દિદાર કરવા અજીત રોજે રોજ ઇસ્પિતાલમાં જવા લાગ્યો. ત્યાં એણે ગઇ કાલ સુધીના 'નાસ્તિ'ને પોતાના સ્વાધીન અસ્તિત્વનો કટ્ટર દાવો રજુ કરતું દીઠું. એના રૂદનની ચીસમાં પણ "હું છું: હું સત્ય છું: હું જીવન છું" નું સ્તોત્ર ગૂંજતું હતું: એની નિદ્રિત મુખમુદ્રા પણ જાણે કે પોતાનું અસ્તિત્વ ન સ્વીકારનાર બ્રહ્મજ્ઞાનીની મશ્કરીનું મરકલડું ધારણ કરી રહી હતી. એના મંદ મંદ હાંફતા નાનકડા શરીરમાંથી મૃદુ મીઠી એક સોડમ ઊઠતી હતી. ઊંઘીને જાગતું જાગતું એ જોશભેર આંખો ખોલીને માતાનાં સ્તનની શોધમાં જ્યારે હોઠ મમળાવતું હતું ત્યારે અજીત એને જોઇ રહેતો. ટૂંકા વળેલા એના ટાંટીઆ અને હવામાં અવિરત બાચકા ભરતા એના લાલ હાથ જોઇને અજીત કુદરતના કારખાનાનાં રહસ્યોની શોધમાં જાણે જુગજુગાન્તરને તળીએ નજર નાખતો હતો. આજીજી કરતો કે એકવાર એને મારા હાથમાં આપો. નર્સ કહેતી કે ""નહિ, તમને એને તેડતાં ન આવડે. એનું માથુ ખડી જાય."

"કૃપા કરીને આપો."

"જોજો હો, એના માથા પાછળ ડાબો હાથ બરાબર રાખજો." એમ કહીને, કુદરતના કારખાનાના બીનવાકેફ આ 'પુરુષ'ને અરધી હસતી ને અરધી દુભાતી નર્સ હાથમાં બાળક દેતી. એને તેડવામાં જે ચાલાકી ને કળા વાપરવી પડી, નર્સ પાસેથી જે અનઆવડતનાં ટોણાં સાંભળવાં પડયાં, બાળકના શરીર પર જે ઓછા વધતા દાબ દેવાના પાઠ ભણવા પડયા, તે પરથી અજીતને એક જ વિચાર આવ્યો: "જીવન શું ખરેખર આટલી બધી આવડતથી, આવડા મોટા જતનથી હાથ રાખવાનો ગંભીર મામલો છે!"

પ્રભા તો પોતાના બાલોશિયા પર માથું ઢાળીને પડી પડી આ બધા મામલા પ્રત્યે મંદ મંદ હસતી રહી. પ્રભાના ગાલના ખાડા પાછા ઝડપથી ભરાવા લાગ્યા, લાલી સીંચાવા લાગી, તે તો અજીતને મન સૌથી મોટું કૌતુક હતું. એ જ દિવસ પૂર્વેની પોતાની કટ્ટર બંડખોર વૃત્તિ અને પોતાની વેદનાના પછાડા યાદ કરી અજીત અંતરમાં લજ્જિત બન્યો. પોતે જોયું કે પ્રભાની આ પ્રસવ–પીડા એ બીજી તમામ પીડાઓ જેવી નહોતી. આ પીડા તો રચનાત્મક હતી, જીવન–ક્રિયાના એક અંશ રૂપ હતી. આ તો એક સંગ્રામ હતો, જેમાં ઝઝૂમીને પ્રભાએ વિજયનો મુગટ પહેર્યો હતો. વિજયના રાજરથમાં અત્યારે એ વિરાજમાન હતી. અદીઠ આશાઓ અને આનંદોની મેદની જાણે એનાં યશોગાન લલકારતી હતી.

તે પછી અજીતે દીઠો ધાવણનો ચમત્કાર: બાલકના હોઠ હલતા હતા, હાથની નાની હથેળીઓ અવિરતપણે સ્તનો શોધતી હતી. બીજી બાજુ સકલ રહસ્યોની જ્ઞાતા પ્રકૃતિએ પણ બરાબર એ જ અદલ પળે ધાવણના કુંભ ખુલ્લા મૂકયા. પહાડોની સામસામી બાજુએથી 'ટનલ' ખોદતા ઇજનેરો એક તસુની પણ ગલતી વગર બરાબર

મધ્યબિન્દુએ મિલન સાધે, એમાં જે વિસ્મય રહેલું છે તેને મળતું જ વિસ્મય કુદરતની આ કરામતમાં અજીતને નજરે પડયું. બાલકને માટે જરૂર હોય તેના કરતાં અતિઘણેરૂં એ કનકવરણું દૂધ પથારી પર જાણે કે ઘડા ને ઘડા ભરીને ઠલવાતું હતું. બાલકની જનેતા પ્રભા અજીતને અઢળક જીવન–સમૃદ્ધિની અધિષ્ઠાત્રી ભાસી. એટલા અઢળક ધાવણનો વધારાનો ભાગ કાચની શીશીમાં ખેંચી લેવો પડતો. ઓરડો આખો કોઈક દુગ્ધાલય (ડેરી) સમી સોડમ દેતો હતો. પ્રભા ઘેરે આવે તે વખતે એને ચીડવવા માટેની આ હાંસી અજીતે અત્યારે તો પોતાના હૈયામાં જ સંઘરી રાખી, અત્યારે તો જીવન–મંદિરના ગર્ભાગારમાં ચકિત અને ચૂપચાપ ઊભેલા અજીતની જીભે મશ્કરીનો શબ્દ આવી ન શક્યો. તર્ક અને વિચારનો, બુદ્ધિ અને દલીલનો સૂર આ દેવાલયના પ્રભાવ નીચે દબાઈ ગયો. ને એણે જોયું કે માતૃત્વની ઊર્મિઓએ પ્રભા ઉપર પૂર્ણ શાસન જમાવી દીધું હતું. પ્રભાનો વિરોધ–સ્વર ચૂપ બન્યો હતો.

પણ જીવનના આ વિમલ દેવાલયની બહાર પાછી દુનિયાદારી તો દરવાન જેવી ટાંપીને જ બેઠી હતી. સૂર્ય–કિરણોનો થોડી ઘડી દેખાડ કરીને વાદળાં ફરી પાછા બીડાઈ ગયાં. છઠ્ઠે સાતમે દિવસે પ્રભાની પથારી પર દાકતરનું બીલ આવીને પડયું. અજીત તો કહેતો હતો કે દાકતરે થોડો વખત ખમવાની હા પાડી છેઃ દાકતર શું બીજી કામગરી વચ્ચે આ વાત ભૂલી ગયા હશે ! દાકતર આવ્યા ત્યારે પ્રભાએ પૂછ્યું. દાક્તરે એવું કશું પોતે કહ્યું હોવાનું યાદ નથી એમ જવાબ દીધો. પ્રભાના ગાલ સફેદ પૂણી સરીખા થઈ ગયા. એણે અજીતને આ વાત કમ્પતા હોઠે કહી. બીલ આવ્યું ત્યારથી એને પોતાના ખાવામાં પણ બેસ્વાદ લાગ્યો. એ ભોજન–થાળી પર પોતાને કશો જ હક્ક નથી એવા વિચારે

આત્મતિરસ્કારની લાગણી આવી. સાતમે દિવસે તો એણે અજીતને કહ્યું, મને હવે આંહીથી લઇ જાઓ. હવે કશો વાંધો નથી. મારા શરીરમાં સંપૂર્ણ શક્તિ આવી ગઇ છે.

ખરી વાત તો બીલને વિશેષ ન ચડવા દેવાની જ હતી.

બાલકની માતા બનેલી પ્રભા પોતાનાં પિયરીયાંના નવેસર મન-મનામણાંનું પાત્ર બની ગઇ. માતાએ એને પોતાના ઘરમાં લીધી. અજીત તો સાસરાના ઘરના દાદર પર ન ચડતાં નીચેથી જ પાછો વળ્યો. કોઇએ એને વધુ આગ્રહ પણ ન કર્યો. એ જઇને પોતાની ઓરડીમાં સમાયો. પ્રભાને મળવા પણ એની મગરૂબીએ એને ન આવવા દીધો.

પણ પ્રભાનું દિલ તો એ સ્થિતિમાં અજીત તરફ વધુ ને વધુ વેગથી ધસવા લાગ્યું. અજીત માટેનો આ વલવલાટ દુર્દમ્ય બન્યો. કાચા વાસામાં તો પથારી છોડીને એ વારંવાર બાલકને લઇ અજીતની ઓરડીએ જવા લાગી. દાદર ચડી ચડીને એણે દેહમાં કાયમનું દર્દ નોતર્યું. એ દુ:ખાવો એનો જીવનસંગાથી બન્યો. બાલકને બિછાનામાં સુતું મૂકીને એ પતિની સાથે ઘરની મુશીબતોના પ્રશ્નોની ચર્ચા કલાકો સુધી કરી કરીને મગજનાં જ્ઞાનતંતુઓ નબળાં પાડતી. આખરે એક દિવસ એ કાયમ માટે ઓરડીમાં પાછી આવી.

છોકરાને માટે ઝબલાની લંબાઇ ટૂંકાઇ, ત્રાંસીઆના લાંબા ટૂંકા ટુકડા, ધોઢીયાનાં ખોયાં, વગેરે ઝીણી ઝીણી વિગતોમાં અજીતને પણ ઊતરવું પડયું. સુવાનું પાણી ને જવનું પાણી ચિંતાના વિષય બન્યાં. બાલકને એ ગમે તેટલું રોવે તો પણ ચોકસ ત્રણ ત્રણ કલાકે ધવરા-વવાના પાઠ એને દાકતર પઢાવવા લાગ્યા. એક ડૉકટર મિત્રે તો બાલકને ધવરાવવાની વૈજ્ઞાનિક પદ્ધતિના લેખવાળું એક દળદાર 'તબીબી

વાર્ષિક' એને મોકલ્યું. બાલક ધાવી લે તે પછી તુરત એને ખભે તેડીને એને 'શાબાસ બચ્ચા ! શાબાસ !' કહેતે કહેતે પીઠ પર ધીરો થબડાટ કરવો, કે જેથી બાળકને ઓડકાર આવે; ને ઓડકાર આવે તો જ એના પેટમાં ધાવતાં ધાવતાં ગએલી હવા બહાર નીકળી જાય–વગેરે વગેરે વિગતોમાં કવિને ભારી–રસ પડયો. કેમકે પોતે હવે તો 'ગૃહ–કવિ' બન્યો હતો.

પોતાના અખબારની ઓફીસમાં જઈને અજીતે તંત્રી મંડળ પાસે વાત મૂકી. જુવોને, હું તમને 'બાળકોને ધવરાવવાની રીત' એવા એક પુસ્તક પર ફક્કડ અવલોકન લખી આપવા માગું છું. તમે એ છાપો, હજારો સ્ત્રીઓ આપણું છાપું વાંચવાની માગ ઊઠાવશે વગેરે.'

આ સાંભળીને આખું તંત્રી મંડળે હસાહસ મચાવી દીધી.

"હસો મા મિત્રો," અજીતે આ મશ્કરીખોરોને સંભળાવ્યું: "આપ સાહેબો પણ એક વાર તો ધાવણા બાળકો જ હતા, અને બાળકોના પેટના પાટા, બાળોતીયાં ને ત્રાંસીઆ વગેરેમાં પણ જીવનની કલા પડી છે. જીવનનાં અનેક રહસ્યો શીખવા જેવાં છે."

પણ જીવન–કલાના રહસ્યગામી બનવાની તમન્ના ખુદ તંત્રીને જ નહોતી એટલે ચારેક અવલોકન–કટારોના બે રૂપિયા રળી લેવાનો આ સુનેરી નુકતો અજીતે પાણીમાં જ નાખી દીધો. ઓરડીના માસિક ભાડાની જોગવાઇ કરવા માટે બીજા નુકતા કર્યા વગર છૂટકો નહોતો. છોકરાં ધવરાવ-વાની વાતમાં ન લલચાનાર તંત્રીને બીજો કયો વિષય ગમશે તેની શોધમાં એણે વાચનાલયમાં બેસી બેસી કલાકો સુધી 'નવા વિચારો' નું આરાધન કર્યું. તંત્રીની કચેરીમાં વારંવાર જઈ જઈ હવે તો એ ' લપ ' જેવો કડવો બન્યો. પ્રભાને એકલી મૂકી મૂકી એણે ઓરડીમાં પૂરાઈ રહેવું આદર્યું. અરધી રાત સુધી ભેજું ખોતરી ખોતરીને કાંઇક લોકરંજક,

કાંઈક વાચકોને ગલીપચી કરાવે તેવું ખેંચવાનો યત્ન કરે; એમાંથી થાકે એટલે થાકયો પાકયો બહાર ચાંદનીમાં લટાર મારે, મગજનો કચરો સાફ કરે, અને પોતાના આત્માને દ્વારે તલસતી ઊભેલી ઉન્નત કલ્પનાઓને આદર આપે. પછી પાછો જઈને પરોડ સુધી એ પોતાની સાચેસાચી વ્હાલસોઈ કલ્પનાની કારીગરી કરતો બેસે. ને એ સ્વતંત્ર આત્મપ્રેરી કલ્પનાઓનું કાવ્ય લઈ પોતે જ્યારે એક કવિતાપ્રેમી તંત્રીના પાસે ઊભો રહ્યો ત્યારે તંત્રીના હૃદય–તાર ઝણ ઝણી ઉઠયા. પણ જ્યારે ખરીદવાની વાત આવી ત્યારે તંત્રીનું હાસ્ય નિસ્તેજ બન્યું. એણે કહ્યું, "અખબારને માટે આ કાવ્ય અતિ લાંબું કહેવાય, ને પુસ્તકને માટે અતિ ટૂંકું. વળી, તમને તો ખબર છે કે કવિતાની ચોપડીઓ વેચાતી જ નથી."

"ફિકર નહિ, મારી પ્રભાએ તો આ કવિતા પર આફ્રિન પુકારેલ છે ને. હું પરાજય નહિ સ્વીકારી લઉં." એમ વિચારીને એણે એ કવિતાવિવેચકોમાં ફેરવવાને માટે રવાના કરી. મતલબ કે પોતાની સ્ટૅમ્પ–ભક્ષક હસ્તપ્રતોમાં આ એકનો વધારો થયો. લેખકના પેટને ભોગે એ કવિતાની હસ્તપ્રત દુનિયાની સફરે નીકળી.

પ્રભાને માથે આ વિપત્તિ બેવડી હતી. કંગાલિયત સાથે નામોશીનાં એ બહેનપણાં હતાં. જેનો ધણી રળતો નથી એ નારી સૌનાં મેંણાંનો ભોગ બને છે. "આનો ધણી કમાતો નથી" એ વાકય મલકના મોંમાંથી વગર ગુન્હે ખેંચાતું એક ખંજર છે.

"કાંક ધંધો ગોતી લ્યો" "ઠેકાણે પડી જાઓ" એ ટોંણો અજીતની છાતીમાં એ જ્યાં જઈ ઊભો રહે ત્યાં વાગતો હતો. કામ ઢુંઢતાં ઢુંઢતાં એના એક કૉલેજકાળના મિત્ર પ્રોફેસરનો ટેકો મળી ગયો. "સમકાલિન જીવનચરિત્રો" નામનો એક ગ્રંથ તૈયાર થતો હતો. સમકાલિનોએ પોતાની જ કલમે કરેલી આત્મસ્તુતિઓમાંથી

તેમનાં જીવન–ચરિત્રો તારવવાનાં હતાં ! માસિકો ને વાર્ષિકોનાં થોથાં ખભે લાદીને અજીત ઓરડી પર આવ્યો. એ પ્રત્યેક સમકાલિન મહાપુરુષના ચરિત્રની તારવણી કરતે કરતે અજીતને મન થતું હતું કે આ મહાપુરુષોનાં આંતર–ચરિત્રોને તો એક છૂરી લઈને જ કલેજા-માંથી બહાર કાઢવાં જોઈએ. "સત્યનો શોધક" નામની એની જૂની હસ્તપ્રત જગત ઘૂમવા ગયે આજ મહિનાઓ થયા હતા. એના છેલ્લા નિરીક્ષક એક માતબર સાહિત્ય–સંપાદક હતા. એણે આ કૃતિની તારીફના થોકબંધ કાગળો અજીત પર લખ્યા હતા. અજીત આશાભર્યો રાહ જોતો હતો.

એક દિવસ એ સંપાદકનો કાગળ આવ્યો: તમારી કૃતિ વિષે આપણે છેલ્લી વાર વાતો કરવી છે. અમુક રેસ્ટોરામાં આજે સાંજે આપણે સાથે જમશું. આવી પહોંચજો.

રેસ્ટોરાંનું નામ જ ગરીબ લોકોનાં હૈયાં બેસારી દે તેવું હતું. એ નામાંકિત ભોજનગૃહમાં દાખલ થવાને લાયક કપડાં ક્યાંથી લાવવાં ? ધોબીની ધોએલ એકેય જોડ નહોતી. કાચી સુવાવડે ઊઠેલી પ્રભાએ ઝટ ઝટ કપડાં ધોઇ નાખ્યાં. ને બે કલાક ઘડી કરીને પુસ્તકોના ઢગલા નીચે દબાવી રાખ્યાં. સાંજે એ પોષાક પહેરીને તાજ–મહાલ રેસ્ટોરાનાં પગથિયાં ચડી રહેલો અજીત ત્યાંના દરવાનો, પિરસણીઆઓ અને પટાવાળાઓની પણ શંકિત આંખોનું નિશાન બન્યો. ચોમેર સોડા, લેમન અને બરફના કડાકા થતા હતા, હરએક માણસ ત્યાં ગુસપુસ બોલીને જાણે કોઇ વ્યાપક કાવત્રાની કલ્પના કરાવતો હતો. પિરસણીઆઓ કાળાં ને ધોળાં પ્રેતોની પેઠે ઝબક ઝબક દોટાદોટ કરતા હતા.

પછી તો લજ્જતથી પીણું પીતે પીતે તંત્રીજીએ મધુર અવાજે કવિ મહાશયના ભાવિ જીવનલક્ષ્ય પર વાતો છેડી. આડી અવળી સીડીઓ પર થઇને તંત્રીજી મુદ્દાના વિષય પર ઊતરી પડ્યા. જુવોને

ભાઇ, દુનિયા શું માગે છે તેનો વિચાર કરવો જ રહેશે. દુનિયાનું તો અનાદિ કાળથી અસ્તિત્વ છે, એકદમ એને પલટાવી નહિ શકાય. જે લેખકને પોતાના જ એકલાના આધાર પર જીવવું છે, તેને માટે દુનિયાના ગમા અણગમાનો વિવેક કરવો કાંઇ મુશ્કેલ નથી.

આ પ્રવચનનું તારતમ્ય અજીત સમજી ગયો. પોતાની કૃતિને વિષે સ્નાનના સમચાર સંભળાવવાની પૂર્વભૂમિકા લેખે જ આ ભોજન ગોઠવ્યું લાગે છે આપડાએ !

"જુવો કવિ," એણે ચલાવ્યું. "હું પણ એક વખત તમારા જેવો—અરે તમારા કરતાં ય વધુ કંગાલ હતો. સાવ કાચી ઉમરે ગામડાંમાંથી આંહી આવેલો. પણ મારામાં 'ટેઇસ્ટ' અને 'ટેલન્ટ' હતાં. મને સારા માઠાનો નિર્ણય કરવાની વિવેકબુદ્ધિ હતી, એટલે હું આજ ત્રીશ વર્ષથી આપણા પ્રાંતના એક અગ્રણી અખબારનો તંત્રી છું. તમે જોયું ને, કે જગતમાં સત્તા વગરનું બધું જ નકામું છે. ચમત્કાર વગર કોઇ નમસ્કાર કરતું નથી. પેલા એક ગૃહસ્થે મારે ખભે હાથ મૂકયો તે કોણ છે જાણો છો ? શહેરનો માતબર પ્રકાશક છે. પેલા મોટા વ્યાપારપતિ છે. એ પણ મને જોઇ ધ્રુજે છે : મારી ખુશામત કરે છે. એનું નામ સત્તાનો ચમત્કાર ! એ ચમત્કારના તમે પણ જલદી ભક્ત બની જાઓ. દુનિયા તમને નમસ્કાર કરતી આવશે."

મનને માંડ માંડ કાબૂમાં રાખીને અજીત પોતાની હસ્તપ્રત પાછી લઇ તંત્રીને 'હા જી,' 'આપ સાચું જ કહો છો,' 'બરાબર છે' વગેરે વિનય–વાકયો કહેતે કહેતે બહાર નીકળી પડ્યો : અને બહાર એણે દુનિયા દીઠી: ગાડીઓ ને મોટરોની અનંત લાગતી કતારો: ગાડીઓની અંદર લસલસતી અથવા તો જરજવાહીરે જાજ્વલ્યમાન દુકાનોમાં હેન્ડ કેસ હુલાવતી હુલાવતી દાખલ થતી લક્ષ્મીવંત લલનાઓ: આ જ એ જાહેર જનતા—આ જ એ દુનિયા, જેનાં મનોરંજન કરવા કવિએ ને લેખક

પોતાના આત્માનાં સ્વપ્નમાંથી સરજાવેલી કૃતિ આણવાની છે, ને જેના એક હાસ્યમાં કે બગાસામાં કવિના પ્રારબ્ધ–લેખની કાળી રાતી શાહી ભરેલી છે. જેમના ભપકામાં કરોડો પરાજિત જનોનાં આંસુઓ ને હાહાકારોનો અર્ક નીચોવાયો છે, જેમનાં ઝવેરાતો ને મોતીઓ માનવજાતિનાં હૈયામાંથી ટપકેલાં રૂધિર–ટીપાં છેઃ આ પોતે જ એ દુનિયા, જેની રૂચિનું સાહિત્યકારે રંજન કરવાનું છે!

આવેશીલા કવિએ આખી રાત આ વેદના ને અપમાનનાં વિષબિન્દુઓ પોતાની કોઈક નવી કૃતિમાં ટપકાવવાના મનસૂબા ઘડયા ને ભાંગ્યા. એવી કાતિલ કવિતા લખું કે જગત જેના સપાટા જમાના સુધી ન ભૂલી શકે.

# ભૂખ્યું પેટ

આ કડવાશને વધુ ઝેરીલી કરવા બીજો પ્રસંગ આવી પહોંચ્યો. અજીતના એક સૂરતમાં રહેતા શ્રીમંત સગા પોતાની ચારેક અવિવાહિત પુત્રીઓના સગપણની શોધમાં પાટનગરની ઊડતી મુલાકાતે આવ્યા હતા. તેમના તરફથી ભત્રીજાને અને ભત્રીજાવહુને નિમંત્રણ આવ્યું.

"આપણને તેઓ શા માટે મળવા માગે છે?" પ્રભાએ અજીતને પૂછ્યું.

"હું એમનો કુટુંબી છું માટે"

"પણ તમે તો ગરીબ છો."

"છતાં એક સગા તરીકે તેઓ બિચારા મળવા માગે છે."

"પણ મને શા માટે?"

અજીત વિચારે ચડયો. એણે અનુમાનથી કહ્યું: "કદાચ મારું કાવ્ય-પુસ્તક પ્રગટ થયું છે તેની અસર પામીને તેઓ સાહિત્યનું સન્માન કરવા જ તેડાવતા હશે"

"તેઓ સંસ્કારી છે?"

" મહેનત તો કરે છે. ઘેરે ચિત્રકારો, કવિઓ, નવલિકા લેખકો વગેરેનો સ્ટાફ વસાવે છે. દેશના નામાંકિત વિદ્વાનો આવે છે ત્યારે તેમને ત્યાં જ ઊતરે છે. "

" હું તો નહિ આવું." પ્રભાએ કહ્યું : " મારાથી ત્યાં ઊભું જ નહિ રહેવાય."

પછી તો અજીત એકલો જ ઉપડયો. એ જ તાજ–મહાલ હોટેલમાં, જ્યાં તંત્રીજીએ એને ચમત્કાર–નમસ્કારનું પ્રવચન સંભળાવેલું. ત્યાં એણે પોતાના પડછંદ ને રૂવાબદાર કાકા જોયા, અડીખમ-કાકીને મળ્યો, અને ચાર કુમારિકાઓને જોઈ. અનિર્વચનીય માધુરી એ ચારેનાં મોં પર રમી રહી હતીઃ તેમના દેહમાર્દવની બંકી રેખાઓ, એમના સૌંદર્યનું લાલિત્ય, એમના ગુલાબી ઝાંય પાડતા ચહેરા, એમનાં કુમાશદાર વસ્ત્રો, એ પોશાકમાંથી મંદ મંદ મ્હેકતા મીઠી ખુશબો અને એમને ઘેરી વળેલું પ્રશાંતિનું વાતાવરણ, એ બધાએ અજીતના કવિત્વને હલાવી નાખ્યું: આ હા, હું પણ આ જ સમૂહમાં જન્મેલો : મને પણ આવી કોઈ કન્યા જીવન–સખી તરીકે સાંપડી હોત ને ! આ ચારેમાંથી તો કાવ્ય જ નીતરી રહ્યું છે.

પછી તત્કાળ એણે આવા વિચારોને જતા કર્યા. મારો જીવન–માર્ગ તો મેં બહુ વખતથી પસંદ કરી લીધો છે. ને હું ક્યાં નહોતો જાણતો કે એ માર્ગે ફૂલોની બિછાત નથી પાથરેલી.

આખો વખત આ કુમારિકાઓની પાસે સાડીઓનાં ને શાલોનાં ' પેકેજ ' આવતાં રહ્યાં. તેમની વાતોમાં મોટરો ને હીરા મોતીનો જ વિષય હતો. તેમની તકરાર મહાબળેશ્વર જવું કે માથેરાન, એ જ હતી. આ વાતાવરણમાં કટુતાને વેગળી રાખવાનું કામ અજીતને માટે શક્ય નહોતું. એના વિચારો નાના બાળકને લઇ જાહેર બગીચામાં

અન્યમનસ્ક આંટા મારતી એકાકિની પત્નીને યાદ કરતા હતા. એ સ્ત્રીની આશાઓને પોતે ધૂળ મેળવી હતી. પાર્થિવ સમૃદ્ધિના પિયર-ખોળામાંથી એ સ્ત્રીને પોતે આત્મિક સ્વર્ગની લાલચો આપીને સેરવી લીધી હતી. આજે ક્યાં છે એ સ્વર્ગ! મનોરાજ્યની મહેલાતો તો જમીંદોસ્ત થઇ ગઇ હતી.

રવિવાર હતો. કાકાસાહેબનું કુટુંબ બપોરનો 'મૅટીની' ખેલ જોવા જતું હતું. 'કાર'માં એક જગ્યા વધારાની હતી એટલે તેમણે અજીતને પણ સાથે આવવા કહ્યું. પોતાને એક વાર 'ધંધા વગરનો' કહીને થોડીક લોન પણ ન આપનાર આ કાકાને અજીતે નાટકશાળાની ટિકિટ બારી પર રૂા. ૧૦૦ની એક નોટ મૂકતો, 'બોક્સ'ની ટિકિટો ખરીદતો જોયો. અજીતને એક માનસિક આશ્વાસન પણ મળ્યું. આ લોકો કેવા પ્રકારનાં સાહિત્ય કલા માગે છે તેનો આજે હું મખમલની ગાદીમાં પડ્યો પડ્યો નિરાંતે અભ્યાસ તો કરી શકીશ.

'રત્નનગરની રાજકુમારી' નામનો એ ખેલ હતો. દેખીતી રીતે જ એ લોકપ્રિય નાટક હતો. નાટકશાળા હાંસોહાંસ ભરપૂર હતી. એના મુખ્ય એકટર માસ્ટર ગાંડાલાલને માસિક રૂા. ૮૦૦ નો પગાર હતો કે રૂા. ૧૦૦૦ નો, એ વિષેની ચર્ચા ચાલતી હતી. અત્યારે માસ્તર ગાંડાલાલ, એક એ. ડી. સી. ના પોશાકમાં, હાથમાં દારૂની પ્યાલી, ને સાચેસાચ દારૂના નશામાં ચકચૂર બની અર્ધબેભાન અવસ્થાનો પાઠ ભજવતો, ગાનો ગાતો ગાતો, આંખોના ઇશારાથી, હાથની ચેષ્ટાથી ને ચહેરાની વિકૃતિઓ કરી કરી એક ભાગેડુ રાજકુંવરી સાથે પ્યાર કરતો રજૂ થયો હતો. રાજકુંવરી ઘડીભર એના પ્રેમનાં ચૂંબનો ઝીલતી ને બીજી ઘડીએ એનો તિરસ્કાર કરી એને તમાચા મારતી હતી. એ પ્યારના પારાયણની વચ્ચે વારંવાર નર્તકીઓનું ટોળું

નૃત્ય કરવા આવતું હતું. પ્રત્યેક નૃત્યમાં એમના પોશાકોનું પરિધાન ઉત્તરોત્તર વધુ ને વધુ અસભ્ય બનવાની ચાલાકી દાખવતું હતું.

ને અવલથી આખર સુધી હાસ્યરસની એક પણ સાચી ઉક્તિ વગર પણ, માસ્તર ગાંડાલાલના હરએક વાક્ય પર તેમ જ રાજકુંવરીના હરએક તમાચા પર આખો પ્રેક્ષક સમૂહ ભયાનક હસાહસ કરતો 'આફ્રિન આફ્રિન'ના બૂમબરાડા પાડતો હતો. જે ચેષ્ટાઓ અજીતને શરમભારે ચગદી રહી હતી તે જ નફ્ફટ પ્રેમચેષ્ટાઓ પર કાકીશ્રી અને કાકીશ્રીની ચાર કુમારિકા પુત્રીઓ મોકળાં હાસ્ય વરસાવી રહી હતી. સંસ્કારના સંપૂર્ણ વિનાશની આ સાબિતીઓ અસહ્ય બનતાં 'મને જરા ઠીક નથી' કહીને અજીત બહાર નીકળી ગયો, ને ખેલ ખતમ થતા સુધી બહાર ચોગાનના બાંકડા પર જ બેસી રહ્યો.

કાકા-કુટુંબ બહાર નીકળ્યું. કાકાની મોટી પુત્રી, જે તાજેતરમાં જ પરણનાર હતી, તેણે અજીતને પૂછ્યું "હવે તમને કેમ છે? અમારી સાથે જમવા રોકાશો ને?"

પૂછતાં તો પૂછાઈ ગયું, પણ પૂછનારના મનમાં તુર્ત આ કુટુંબી ભાઈના પોશાક બાબત અકળામણ ચાલી રહી. બીજી તરફથી પોતાના પિત્રાઈ પર કરુણા પણ થતી હતી.

અજીતના મનમાં પણ બે લાગણીઓ અફળાઈ : એક તો લજ્જા, ને બીજી પેટની ક્ષુધા. આખરે ક્ષુધા જીતી ગઈ. મગરૂબીને દફનાવી દઈને એ રેસ્ટોરામાં સૌ સાથે ભોજન જમવા ઉપડ્યો.

ખાણાના મેજ પર એક બીજો પણ પરોણો નિમંત્રાઈ આવેલ હતો. એ હતા એક કૉલેજના વિજ્ઞાનના પ્રોફેસર. વિલાયતની ઉપાધિ લઈ આવેલા એ યુવાન અધ્યાપકની વક્તૃત્વ શક્તિ વિખ્યાત હતી. હજામતના લપેટા વડે લીસી લપટ બનેલી એની મુખમુદ્રા હતી: એના

ગાલો પર ગુલાબી લાલી રમતી હતી. એની રીતભાતમાં અનેરાં માર્દવે લેપાએલી સભ્યતા હતી.

વાર્તાલાપ કોણ જાણે કયે માર્ગે માંસાહાર ને વનસ્પતિ–આહારના વિષય પર આવી પહોંચ્યો. પ્રોફેસર પોતે માંસાહારી હતા, માંસાહારના પ્રેમી હતા, તેની સામે તો અજીતને કશો જ વાંધો નહોતો. કાકાની એક પુત્રીએ પૂછ્યું—

"ડૉક્ટર ભટ્ટ, આજે તો તમને આંહીનું ખાણું ફિક્કું ફચ લાગતું હશે."

"ફિક્કાશનો તો આમાં સવાલ જ નથી" એમ કહીને પ્રોફેસરે પોતાને વિષે સ્પષ્ટીકરણ કર્યું. "માંસાહાર હું કાંઈ સ્વાદને ખાતર નથી કરતો. સ્વાદ તો ગૌણ વસ્તુ છે. માંસાહાર એ મારે માટે તો 'લાઈફ' પ્રત્યેનો એક 'ફન્ડામેન્ટલ એટીટ્યુડ' છે. વિજ્ઞાનની જ એક દૃષ્ટિ છે, કહો કે જીવન–દૃષ્ટિ છે."

અજીત આભો બન્યો. ને પ્રોફેસરે વાત આગળ ચલાવી: "કુદરતનું–કહો કે ઈશ્વરનું જ આ એક નિર્માણ છે: વનસ્પતિ આહાર આપણાથી–મનુષ્યોથી પૂરતા પ્રમાણમાં લઈ શકાતો જ નથી. એનાં પોષક તત્વો ઓછાં, ને એનો જથ્થો વધુ પડતો, એટલે કુદરતે એવું નિર્માણ કર્યું કે વનસ્પતિને જથ્થાબંધ પ્રમાણમાં ખાઈને પશુઓએ પોતાનાં શરીરમાં એ પોષક–તત્વો અલ્પ જથ્થામાં 'કૉન્સેન્ટ્રેટ' કરી લેવાં. આવી રીતે પશુઓનાં માંસમાં 'કૉન્સેન્ટ્રેટ' થયેલાં તત્વો મનુષ્યના શરીર–તત્વોની સાથે વધુ નજીકનો સંબંધ ધરાવનારાં બને છે. એટલે વનસ્પતિનાં 'ક્રૂડ' સ્થિતિવાળાં તત્વો કરતાં પશુઓનાં માંસમાં પડેલાં તત્વો આપણા ખોરાકને માટે વધુ બંધ બેસતાં ને સુગમ છે. કુદરતે જ મનુષ્યો માટે કરેલી એ કરામત છે."

અત્યાર સુધી ચૂપ બેઠેલો અજીત હવે ન રહી શક્યો. એણે કહ્યું, " ડૉક્ટર, મને લાગે છે કે એ જ વિચાર–સરણીને તમે એક પગલું આગળ લઇ જશો."

"એક પગલું આગળ એટલે ?" પ્રોફેસરે એના તરફ ફરીને પૂછ્યું :

"મને લાગે છે કે તમે મનુષ્યાહારી બની જશો."

જમતા મંડળને મોંયે અજીતના આ શબ્દોએ ચૂપકીદી ચાંપી. તે પછી પ્રોફેસર બીજા જ વિષયો પર વળી ગયા, ને બોલતી વખત અજીત તરફ છુપી અકળામણ અનુભવતો એકાદ દૃષ્ટિપાત નાખતા રહ્યા.

પ્રોફેસરના આ દૃષ્ટિપાતો અજીતે દીઠા નહિ. એનું ચિત્ત કામે લાગ્યું હતું. એના વિચારો ચક્ર પર ચડયા હતા. સર્જનની એને વેદના ઊપડી હતી. દુનિયા પર વેર લેવાની ઘોળાઇ ઘોળાઇ તીવ્ર બનેલી પ્યાસે 'મનુષ્યાહારી' 'માનવભક્ષી' શબ્દ પકડી લીધો. આંહી દીઠા એણે માનવભક્ષીઓ : આ રહ્યા એ અઘોરીઓ : ભોજન પરથી એ સીધો બાગમાં ગયો. એક અકથનીય, કારમા પુસ્તકની એણે યોજના વિચારી લીધી. 'આદર્શ અઘોરીવાદ': 'ઉન્નત મનુષ્યાહાર' એ હતું એની નૂતન કૃતિનું નામ.

પ્રભાતે એણે પ્રભાને આ વાત કરી : ભયંકર ચીસ પાડીને પ્રભા બોલી, "ન લખો, ન જ લખો, એ કોઇ નહિ છાપે."

"ફિકર નહિ. છતાંય હું લખીશ. મરવું પડે તો પણ લખીશ."

ને એકાંતે બેસીને એણે વાર્તા આ રીતે શરૂ કરી–

એક હતો મશહુર વિજ્ઞાનશાસ્ત્રી: એણે આ પ્રકારના નવા વાદનું પ્રતિપાદન આદર્યું : ભાજીપાલો ઊગે છે, ને જડ વસ્તુઓમાંથી ખોરાક ખેંચે છેઃ હરણાં ને બકરાં ભાજીપાલો આરોગીને એનાં ખોરાક તત્વોને

ઉચ્ચતર પોષણની બીજી ભૂમિકામાં લઇ જાય છે. મનુષ્ય એ હરણાં બકરાંને ભક્ષીને પોષ્ય તત્ત્વોનું એથીય વધુ ઊંચું રસાયણ બનાવે છે. હવે એ પછી એક વિશેષ ભૂમિકા છે. મનુષ્ય દેહમાં સંઘરાએલું એ પોષક તત્ત્વ માનવાહારને માટે આદર્શ ભોજન છે. અઘોરવાદ કોઇ ઉટાંગ વસ્તુ નથી, પણ વૈજ્ઞાનિક ઉત્ક્રાંતિક્રમનું ધાર્મિક પ્રતિપાદન છે વગેરે વગેરે.

આ આખી શોધ એણે વિદ્વાન વૈજ્ઞાનિકોની એક સભા સમક્ષ ધરી દીધી. પણ એ વાતથી વૈજ્ઞાનિકો કમ્પી ઊઠયા. ફજેતીનો પાર રહેશે નહિ એવા ભયે આખી શોધ પર મૌન ફરી વળ્યું.

છતાં વિચાર-બીજ તો વવાઇ ચૂક્યું હતું. એક યુવાને આ વિચાર ઉપાડી લઇને સંશોધન કર્યું. એણે દખણાદા દરિયાના પ્રદેશ પર જઇ 'રીસર્ચ' આદરી. એણે પ્રતિપાદન કર્યું કે એક માનવ જાતિને ખાઇ જઇને જીવતી એક બીજી માનવજાતિ વધુ બુદ્ધિવંત ને બલિષ્ઠ બનતી આવેલ છે. ઉત્તરોત્તર એમના બુદ્ધિ ને બળ વિકસતાં આવ્યાં છે.

પોતાના પ્રતિપાદનને એણે છપાવી ખાનગી પ્રચાર કર્યો. થોડા જ વખતમાં એને એક ધનપતિનું તેડું આવ્યું. પાટનગરના એ બુલંદ પૂંજીપતિ વૃદ્ધ, જર્જરિત અને ટાલિયા બની ગયા હતા. એણે એ યુવાન સંશોધકની સાથે ચર્ચા કરી. એને ગળે ઘૂંટડો ઊતરી ગયો. થોડા જ કાળમાં આ જરાગ્રસ્ત ધનપતિએ નવયૌવન અને નૂતન ઉત્સાહની પ્રાપ્તિ કરી. એણે નવજીવન મેળવ્યું. જગતને એવું કહેવામાં આવ્યું કે આ નવશક્તિ તો એણે વ્યાયામો ને આસનો કરી કરીને મેળવી હતી. આ ખુલાસો જાહેર પ્રજા પચાવી ગઇ. કોઇનું ખાસ ધ્યાન ન ગયું કે આ બુઢ્ઢા પૂંજીપતિને એકાએક અનાથ બાલઆશ્રમો ઉઘાડવાનો શોખ કયાંથી લાગી પડયો હતો. કોઇએ ન પૂછયું કે આ પૂંજીપતિની ઓલાદ એકાએક આટલી ઝડપથી કયો ધંધો કરીને નવે નિધિઓનું સ્વામીત્વ મેળવી શકી.

વિલક્ષણ અફવાઓ ને સંદેહો શરૂ થયાં. નવીન કવિતાકારોનાં કાવ્યોમાં આવી ટકોરો થવા લાગી. એક સમાજવાદી અખબારે એક કલ્પિત રેસ્ટોરાંનું ભોજન-પત્ર બનાવીને તેમાં માનવ-ભક્ષણની કેટલીક વાનીઓ ટાંકી. ને આખરે એક યુવાન કવિએ પોતાના નવા કાવ્ય-ગ્રંથમાં આ ભયાનક ભેદનો પરપોટો ફોડી નાખ્યો. એ પુસ્તકને દબાવી દેવા કારમા પ્રયત્નો થયા પણ નિષ્ફળ ગયા. આખરે એ યુવક પર મુકદ્દમો ચાલ્યો.

આ 'નૂતન વિચાર : ન્યુ આઇડીઆ'–નાં દર્શન કરતી જનતા સ્તબ્ધ બની. 'નૂતન વિચાર' ઘણો આગળ વધી ગયો હતો. નવયૌવનપ્રાપ્તિને માટે ઉત્તરોત્તર વિશેષ સંસ્કારી, વીર્યવંત અને તેજસ્વી પ્રજા સરજાવવા કાજેનો આ માનવ-ભક્ષણનો વાદ શાસક વર્ગનો તો ધર્મ બન્યો હતો, રાજ્યનો શુભ મંત્ર બન્યો હતો. વિદ્વાનોની સંજીવની વિદ્યા બન્યો હતો. એ નૂતન સંજીવની વિદ્યાના બચાવ કરનારાઓ ખડા થયા. પ્રજાએ જો જીવવું હોય તો આ એક જ માર્ગ છે. એના વિરોધ કરનારાઓ કેવળ લાગણીવેડાના જ કીટ-જંતુઓ છે, વેદીઆ ને વેવલા છે–રાષ્ટ્રને અને જાતિને જ્વલંત બનાવવા ખાતર આ બડી કુરબાની જ છે !

પછી તો પ્રોફેસરોએ ઝુકાવ્યું: અર્થશાસ્ત્રનો જ આ એક વિષય બન્યો. નિરર્થક લાગણીવેડા વેગળા મૂકીને તેમણે આંકડાસિદ્ધ પ્રતિપાદન કર્યું: કે અત્યારના જમાનામાં ઉદ્યોગોની અંદર વાર્ષિક સરેરાશ દસ લાખ મનુષ્યો ખપી જાય છે. પચાસ લાખ ઓરતો વેશ્યાવૃત્તિ પર જીવે છે, વીશ લાખ બાળકોને આજીવિકા રળવી પડે છે: એક કરોડ માનવીઓ રોટી વિના રહે છે: એના મુકાબલે આ 'નવો વાદ' કેટલો બધો માનવતાયુક્ત, પ્રમાણિક અને ખુલ્લેખુલ્લો છે ! કેટલો સ્વચ્છ અને કરકસરીયો છે ! કંગાલીયતના

ગર્તમાં પડેલા નીચલા થરના બેકારોને પહેલી જ વાર આ પ્રકારે સમાજોપયોગી ધંધો આપી શકાશે. પ્રજનન અટકાવવાની જરૂર નહિ રહે. ગરીબોને પણ પ્રજોત્પત્તિની તડામાર વૃદ્ધિ કરવાનો અને એ માર્ગે સમાજના ઉપયોગી અંગ બનવાનો દરજ્જો મળશે. કોમોની કોમો, જાતિઓની જાતિઓ, ગામડાં ને ગામડાં વંશવૃદ્ધિના અભાવે લુપ્ત થઇ રહેલ છે તેની રાષ્ટ્રના શાસકોને મૂંઝવતી સમસ્યાઓનો અંત આવશે વગેરે વગેરે

'નવીન વાદ'ની તો જાણે કે દાવાનળ—ઝાળો પ્રસરી. દેશભરમાં એ હવા વાઇ ગઈ. પ્રગતિશીલો હતા તેઓ તો પૂરા જોરથી સભાસંમેલનો મારફત આ વાદનો પ્રચાર કરવા મંડયા. પણ વિચારમંદ પ્રજાએ કીકીઆરણુ પાડ્યું. તેઓએ 'ધર્મ ભયમાં છે' ની બૂમ ઉઠાવી. તેઓ ધર્મગુરુઓ પાસે દોડયા. ધર્મગુરુઓએ ઉત્તર દીધો કે "ભાઇ, આ વાતને ને ધર્મને કશા જ લેવા દેવા નથી. ધર્મને તો માણસના આત્મા સાથે ને પર ભવ સાથે નિસ્બત છે. ધર્મને તમે ખોરાકની ને શરીરોની વાતમાં ન સંડોવો."

* * *

આ પ્રકારે ચાલેલી અજીતની કલમે પોતાનો કિન્નો પૂરી દાઝથી ઠાલવ્યો. એના અંતરની ગુહામાં જાણે મધરાતના રાની દીપડાની એકલ ત્રાડ ઊઠી હતી.

એ વાર્તાની એણે પૈસા ખરચીને નકલ કરાવી. રવાના કરી પ્રકાશકોની દુનિયામાં. પછી સૌ પહેલો એ પોતાના સ્નેહી પ્રકાશક શ્રી રમણ પાસે ગયો. રમણભાઇએ પોતાના સલાહકાર વિવેચકનો આવેલો અભિપ્રાય કાઢીને વાંચી બતાવ્યું : "આ છોકરાને તે શું થયું છે !" આ પહેલું જ વાકય : રમણભાઇએ પૂછયું :

"તમને તે શું થયું છે આ ?"

અજીત ચૂપ બેઠો. "ખરૂં કહું ? મને પેટ પૂરતું ખાવા નથી મળતું." એ જવાબ છેક એને હોઠે આવીને પાછો વળ્યો. પોતે જ ભોંઠો પડ્યો. પોતાને જ વિમાસણ થઇ ચૂકી હતી : કે મેં કેવળ ભૂખના માર્યા આવી કિન્નાખોર અને માનવદ્વેષી કૃતિ ઘસડી કાઢી છે : મારૂં આ જગત પર જન્મવું એવા ઘૃણિત કામ માટે નથી થયું. એણે ચૂપચાપ પેલી 'ઉન્નત અઘોરવાદ'ની હસ્તપ્રત પાછી લઇને એનાં ચીરાડિયાં કર્યાં. નિરાશાના કાળા અંધકારનું એ સંતાન એને લજવનારૂં લાગ્યું. પોતાનો વિશ્વપ્રેમ પરનો વિશ્વાસ પુનર્જીવિત કરીને એ પાછો વળ્યો.

# 'કાંઈક વ્યવહારૂ !'

શિયાળાના કારમા મહિના સૂસવતા હતા, ને હસ્તપ્રતોમાંથી એકેયનો આશાજનક હોંકારો આવતો નહોતો. અજીત કરતાં ય પ્રભાને માટે એ વધુ પીડાકારી હતું. કાંઇ નહિ તો અજીત પોતાની લાગણીઓને વ્યક્ત કરી લેવાનો સંતોષ તો મેળવી શકતો હતો. વેદના ને નિરાશાની લાગણીઓ વાણીમાં ઠાલવી નાખીને હૈયાનો બોજ હળવો કરવાનું એ સાંત્વન પ્રભાના પ્રારબ્ધમાં નહોતું. રંગ અને રસના વૈવિધ્ય વગરની એની જિંદગી એકધારી ને એકસૂરીલી ઘસડાતી હતી: પ્રત્યેક નવો ઉગતો દિવસ વિદાય લઇ જતા દિવસના જેવો જ વેરાનમય હતો. એકસૂરતા ઘાટી ને ઘાટી બનતી હતી. પોતાના દુઃખની કિતાબ પતિથી ગુપ્ત રાખવા એણે વસમા પ્રયત્નો કર્યા. છતાં કોઇ કોઇ વાર આંખોમાં પાણી ડોકીયાં કરી જતાં. એ આંતરિક વલોપાતે બાળકના અલમસ્ત શરીર પર અસર પહોંચાડી. એક વર્ષ સુધી બાળકનો બાંધો વધતો જ નહોતો. માનસિક વેદના માતાના ધાવણમાં ઝેર જન્માવે છે એટલી ય અજીતને જાણ નહોતી.

પ્રકાશકોની દુનિયામાં ગયેલી દસેક કૃતિઓની હસ્તપ્રતો પૈકીની એકાદ એક પ્રકાશક હાથમાં લઉં લઉં કરે છે એ સમાચાર મળતાં જ અજીત ચાલુ દુઃખો ભૂલી જતો. પ્રભા પાસે હરખપદુડો બની દોડતો. પ્રભા, આપણે આવતે ઉનાળે તો નક્કી હવે ચાંદોદ કરનાળી જઇ

શકશું. આપણે આ વખતે ત્યાં જગ્યાનાં મકાનોમાં નથી રહેવું, બસ, વડલાની નજીક એક કડબનું ઝુંપડું જ ઊભું કરાવશું. ને બાબો ત્યાં સામે જ વડલાને છાંયે રમશે.

" ધૂળમાં કાંઇ રમવા દેવાય ? તમે તો કાંઇ સમજો જ નહિ ને ? આપણે કોઇકની બાબાગાડી માગીને લઇ જશું."

" પણ વળી પાછા કોઇક શ્રીમંતની ગરજ કરવી ને? તું ય અભા, આટલું સમજ્યા પછી પણ જડસુ જ રહી !"

પછી દલીલોની અનંત પરંપરા ચાલતી. પેલો કહે, " તું સમજ નહિ." પેલી જવાબ આપે, " તમે સમજો નહિ ને !"

" અરે તું જો તો ખરી, પૈસા ભેગા થાય એટલે પહેલું તો આપણે આપણું પોતાનું ઘર જ બંધાવવું છે."

" એટલા પૈસા ક્યારે ભેગા થાય ?"

" કેટલા પૈસા ? આપણે તો ગામડામાં જઇને માટીનું જ ખોરડું બંધાવી લેશું."

" ગામડામાં તે કાંઇ ઘર હોય ? ત્યાં છોકરો માંદો પડે ત્યારે ક્યાં દોડવું ?"

" દોડવું શું કામ પડે ? આપણે દેશી દવાઓ રાખશું. ગામડીઆઓને પણ આપશું.

" પણ ત્યાં લૂગડાં કેટલાં મેલાં થાય ? માટીના ઘરને ગાર કરવામાં ને સંજવારી કાઢવામાં કેટલી મહેનત !"

" પણ ત્યાં શહેરની બદીઓથી તો છોકરાને મુક્ત રાખી શકાય ને ?"

"પણ ત્યાં છોકરાને ભણાવવો ક્યાં ?"

"ગામની નિશાળમાં."

"મારા બાબાને તો મારે બાળમંદિરમાં ભણાવવો છે."

"વાહ, ત્યારે તો એને પણ તારે પોચો, પોપલો જ બનાવવો છે એમને ? મારે એ નહિ પોસાય."

કલ્પના–જગતને કાંડે આમ વરવડ્ડ લડી પડતાં. અજીત પોતાની ધૂનોના ધડાકા કર્યા કરતો : મારે તો ગામડામાં એક પ્રકાશન મંદિર ખોલવું છે. મફત વાચનાલય કરવું છે. બની શકે તો ફરતાં પુસ્તકાલયો ગોઠવવાં છે. ને ગામડામાં બેઠો બેઠો હું એક માસિક કાઢીશ. મારે તો લોકોની આંખો ઉઘાડવી છે. સારા સારા સર્જનશીલ કલાકારો આપણે ઘેર મહિનો બે મહિના નિરાંતે રહીને પોતાની કૃતિઓ સરજશે."

"ને મારે એમને માટે રોટલીઓ વણ્યા કરવી એમ ને ?"

*   *   *

મોટી મોટી બેઉને આ બધી તકરારની મુર્ખાઈ સમજાતી, ત્યારે બન્ને હસી લેતાં, થોડાં પ્રેમાશ્રુઓ પણ પાડી લેતાં. ઘરમાં ઘી તેલ ને દાળ લોટ લાવવાના પૈસા નહોતા એ બેઉને યાદ આવતું. ઉછીના રૂપિયા લેવાના સ્વમાનભંગના પ્રસંગો શલ્યની માફક ખટકતા હતા. હવે તો સ્નેહીઓ પણ ઉછીના માગવા જતી વેળા એમ જ કહેતા કે 'કાંઈક ધંધાસર થઈ જાવ.' પૈસા આપનારા કહેતા તે તો ઠીક, પણ પૈસા ન આપનારાઓએ પણ આવાં અપમાનો ને મેણાં મારવાનો હક્ક સમજી લીધેલો. બાજુની ઓરડીવાળાંઓ ચાલીમાં સામાન ઠાંસતાં તેમને જરાક કહેવા જતી પ્રભા સકળ પદારથના સાર રૂપ એકનું એક વાક્ય સાંભળતી કે "ખાવું ઉછી ઉધારાં કરીને, તોય બરો કાંઈ ઓછો છે માડી !"

'સમકાલિનોનાં જીવનચરિત્રો' વાળું કામ ખતમ થવાની વેળા આવી, નવું કામ શોધવાનાં અડવાડિયા ચાલ્યાં, તેવામાં સારૂં થજો શ્રી રમણભાઈનું, તેમણે પોતાને ત્યાં પ્રકાશન માટે આવતી—વણનોતરી ને વિના પુરસ્કારે મોકલાતી—વાર્તાઓની હસ્તપ્રતો વાંચવાનું, વાંચીને ઠીકઠાક કરવાનું કામ અજીતને આપ્યું.

આ નવા કામે અજીતને એક આજ સુધી અણદીઠી સૃષ્ટિનાં દર્શન કરાવ્યાં. અવલોકનકાર તરીકે તો એણે નિહાળ્યાં હતાં પ્રકટ થએલાં પુસ્તકો, પણ હવે તો એને જાણ પડી કે પ્રકટ થએલ દર એક પુસ્તકે અપ્રકટ અને અંધારામાં તરફડિયાં મારતી, ગર્ભમાં ને ગર્ભમાં મરી જતી તો સો સો કૃતિઓ પડી હતી. કડીબંધ અર્ધશિક્ષિતો આ કે તે લેખકની કૃતિઓ વાંચી વાંચી તેમના જેવી કૃતિઓ રચવા બેસી ગયા હતા: સ્ટેશનનો સીગ્નલર પણ નોવેલ લખતો, ફર્નીચર-શોપનો ગુમાસ્તો પણ વાર્તાઓ લખતો, દાક્તરના કમ્પાઉન્ડરે પણ કલમ ચલાવી હતી. એ તમામને તાલેવર થઈ જવાની આશા હતી. લેખકોની ચોપડીઓ તો લાખો મોઢે ખપે છે, તેમને તો એકેએકને મોટી ઇસ્કામત થઈ જાય છે, એવી માન્યતાનો પવન આવાં કેટલાં ય ભેજાંઓના શઢોને ફુલાવી રહ્યો હતો—પણ જવાનું છે જે દિશામાં તેનાથી સામી જ દિશાએ તેમનાં વ્હાણ ખેંચાતાં હતાં.

આ હસ્તપ્રતોમાં પુંઠા પરનાં નામ ઠામ, અર્પણપત્રિકા, પ્રવેશક, આભાર વચન, અને લેખકની પોતાની યશસ્વી જીવન-પિછાન પણ અકબંધ લખાઈને શામિલ થયેલી જ હોય. પ્રકાશક તરફથી થનારા પોતાના જીવન-પરિચયમાં આ લેખકો એટલે સુધી નિખાલસ બનતા, કે "શ્રી... છેલ્લાં વીશ વર્ષથી સાહિત્યસેવા કરી રહેલ છે. એમને પ્રેરણા આપનાર એમનાં માતુશ્રી છે, એમનું સાહિત્ય ઝરણ પોષનાર એમનાં પત્ની સૌ ...બાઈ છે. એમની શૈલી મુનશીને નહિ પણ પ્રેમચંદજીને

મળતી છે. એમણે સાહિત્યદિક્ષા શરદબાબુને ચરણે બેસીને (અર્થાત શરદચંદ્રની કૃતિઓ વાંચીને) લીધી છે. રાસ્તગોફતાર અને કૈસરે હિન્દમાં તેમ જ સમાલોચક અને વીસમી સદીમાં તેમની વાર્તાઓ વીશ વર્ષ પર બહુ હોંશથી વાંચતી. વિધાતાની જ ભૂલથી તે ભાઇ અત્યારે સ્થાનભ્રષ્ટ છે. વ્યાપાર એમની ખોટી દિશા છે. ઉત્તેજન મળે તો એ ગૂજરાતના બીજા રમણલાલ બની શકે વગેરે વગેરે.

બીજા કોઇ ભાઇએ એક આશા આપતા ગુર્જર શાયર તરીકે પોતાની પિછાન લખી રાખી હતી. એમની ઉપમાઓ અને કાલિદાસની ઉપમાઓ વચ્ચે કેટલું કેટલું સામ્ય હતું તે પણ પોતે જ દેખાડયું હતું. જ્ઞાતિના હસ્તલિખિત વાર્ષિકમાં તેમની અમૂક કવિતાએ જબ્બર ચકચાર મચાવેલી. ઉત્તેજન મળે તો એ નવા યુગના નર્મદ બને. આ કવિતાઓ તો એમણે ગેસ--મીટરના ઇન્સ્પેકટરનું કામ કરતે કરતે લખી છે. કવિને છ બાળકો છે, તેમનામાં પણ જન્મથી જ કાવ્યસંસ્કારો જાગી ઉઠ્યા છે વગેરે વગેરે.'

લેખક તરીકે લખલૂટ પૈસા રળવાની ભ્રમણા સેવતા આવા તો હજારો હશે ! વિચારતો વિચારતો અજીત લજ્જિત બન્યો. હું પણ એ ખદબદતી જીવાત માયલો એક છું ને! હું પણ મને એક સદેશ-વાહક સમજનાર અને આ હજારોનાં માથાં પર ચડીને આ પરાજિત ખોપરીઓના પૂંજ પર ઊભો થવાની મહત્વાકાંક્ષા સેવનાર જ છું ને !

એ અણઅવતરી કૃતિઓમાં અજીત જે સુધારા વધારા કરી દેતો તેની છાપ પ્રકાશક શ્રી. રમણભાઇના મન પર સરસ પડી. રમણભાઇએ કહ્યું, "તમે ય અજીતકુમાર, ધારો તો આવી લોકપ્રિય વાર્તાઓ બેલાશક લખી શકો. જો તમારી આદર્શઘેલછાઓને અળગી રાખીને લોકોને પચે એવી વ્યવહારૂ શૈલીએ લખોને, તો તમે કમાલ કામ કરો હો ! તમારા આદર્શો પણ એમાં લોકો ધારે ધારે જીરવી

શકે તેવી ચાલાકીથી થોડા થોડા પ્રમાણમાં મૂકી શકો. તમારી 'કળા'નો આખો કોળીઓ લોકોના મોંમાં સમાવો તો જોઈએ ને ! એવું કાંઈક લખો તો પૈસા પણ મળે. કાંઈક હળવું ને લોકપ્રિય લખો."

કાંઈક હળવું ને લોકપ્રિય લખવાની એવી એક યોજના અજિતે રમણભાઈ પાસેથી લીધીઃ એમાં આટલો મસાલો તો અવશ્ય જોઈએઃ બાપ દીકરીને ઉચ્ચ કેળવણી આપેઃ પણ પછી પરણવાનું સ્વાતંત્ર્ય ન આપે : સ્ત્રીને પુરુષ ફસાવે, ને પછી ગર્ભ રહી જતાં પુરુષ સ્ત્રીને ત્યજી દે.

"પણ સ્ત્રી પુરુષને ફસાવે એવું કેમ ન આવી શકે વાર્તાઓમાં ?" અજિતે પ્રશ્ન કર્યો.

"તો સ્ત્રીઓ એ પુસ્તકને અડશે જ નહિ. ને આજે તો ચોપડીઓનું બજાર સ્ત્રીવાચકો ઉપર જ નભી રહેલ છે."

"વારુ."

"પછી સ્ત્રીને સમાજસુધારક ફસાવે, ડૉકટર ફસાવે, ધર્મગુરુ ફસાવે, ને આખરે સ્ત્રીને વેશ્યા બનવું પડે."

"પણ મને વેશ્યા જીવન વિષે ખબર નથી."

"હું તમને એક એવું પુસ્તક વાંચવા આપું, કે જેમાં વેદકાળથી લઈ આજ સુધીનો, આખી દુનિયાની વેશ્યાવૃત્તિનો ચિતાર છે. એમાંથી ઉઠાવજોને ! બાકી તો 'યામા ધ પીટ' નામની રશિયન વેશ્યા–વાર્તામાંથી ઠીકઠાક કરીને મૂકી દેજો ને યાર ! બધે ય સ્થિતિ તો એક જ છે ને ! વ્યવહારુ ને લોકપ્રિય કૃતિ રચવામાં આ તત્ત્વો જરૂરી છે. સાથે સાથે તમે 'સેકસ'નો વિષય ગૂંથી શકશો તો પુસ્તક ચલણી સિક્કો બની જશે. તમારી કલમમાં શૈલીનું તેજ છે માટે હું તો કહું છું, લખતા હો તો હું જાહેરાત કરું."

અજીત થોડો વિચારગ્રસ્ત બન્યો. પોતાની મૂંઝવણ એ ઉચ્ચારી શકતો નહોતો.

"એક મહિનામાં લખી આપો તો આપણી માળાના પહેલા મણકા તરીકે આપીએ."

"પણ એટલી ઝડપે ક્યાં બેસીને લખું ?"

"કેમ ?"

"ઘરની ઓરડીમાં તો દિવસરાત બાળકને ઉછેરવાની ધમાલ લાગી પડેલ છે. રાતે ઉજાગરા કરવા પડે છે.'

" ક્યાંઇક બહારગામ નીકળી જાવ. ગરમીના દિવસ છે, કોઈ ઠંડી જગ્યામાં જઇને બેસો જાવ. છે કબૂલ? તો આ લ્યો. રૂા. ૫૦ પુસ્તક પેટે એડવાન્સમાં આપું."

રૂપિયા પચાસ એડવાન્સમાં મળવાનું પ્રલોભન તો ફાંસીની સજા પામેલને માફી મળવાની વધાઈ જેટલું જ મજબૂત બન્યું. ઓરડીનું ભાડું ને કરજ ચૂકવતાં બાકી થોડાક પ્રભાને ખરચી આપવા માટે બચશે. ને એક મહિનામાં લેખન પતાવ્યે બીજી રકમ મળશે, એટલે હું મહિના પછી પ્રભાને પણ કોઈ શીતળ સ્થાનમાં લઈ જઇશ.

રૂા. ૫૦ના ઉપાડ પર પોતાની સહી કરીને ગરમાગરમ ગજવે અજીત ઘેર ઉપડયો. રસ્તામાંથી બે ચાર સાડીઓ અને બાબાના જબલા માટેનું મુલાયમ કાપડ ખરીદી લીધું, કે જેથી પ્રભા સાથે આ પોતાના એકલા બહાર જવાની વાટાઘાટનો પંથ લીસો બને.

જીવતાં ને જીવતાં બાફી નાખતી પાટનગરની ચાલી–રૂમમાંથી ગરમીના દિવસ પૂરતા છૂટવાની એક જ આશા—નવી ચોપડીઃ પ્રભાની સામે અજીતે એક સુવર્ણ–સ્વપ્ન પાથરી દીધું.

અજીત ને પ્રભા પરણ્યાં તે પછી ચાર દિવસ પણ વિખૂટાં નહોતાં પડ્યાં. મા બાપનો સમૃદ્ધિ—છલકતો ખોળો છોડવાની હિંમત પ્રભાએ જ્યારે કરી હતી ત્યારે એની કલ્પના કવિ પુરુષ ને સંગીતકાર સ્ત્રી એ બેઉના જગત—અજવાળતા કોઇ અપૂર્વ કલા—લગ્નની હતી. આજે પુરુષ રોટીને ખાતર બહાર જવા માગતો હતો. કેમકે લગ્ન જીવન જ એની સાહિત્યોપાસનાની આડે આવતું હતું. આજે એ શીતળ સ્થાન પર જતો હતો, ને પ્રભાને લલાટે બાળકના સંતાપો પર ઉજાગરા ખેંચવાની એની એ ઓરડી રહેતી હતી.

જોડકા ઉગેલા બે રોપાને એકબીજાથી જુદા પાડવા માટે તેમને ઊતરડવા પડે છે. આજે પોતે અજીતથી ઊતરડાઇને જુદી પડતી હોય તેવો વેદનાનુભવ પ્રભાને થયો. જીવનમાં આવા કોઇ પ્રસંગની એણે ભીતિ કદિ રાખી નહોતી.

“તમે મને ભૂલી તો નહિ જાઓ ને?” એ આસ્તેથી કરગરી ઊઠી.

“ના રે બાપુ! કદિ જ નહિ.” કહીને અજીતે પ્રભાનો પંજો વધુ જોરથી દાબ્યો.

“પણ,” પ્રભાએ ભય બતાવ્યો : “મારા વગર રહી શકવાની તમને ટેવ તો પડી જશે ને!—અને આજે જ્યારે તમારી મારે ખરેખરી જરૂર છે, તે જ ટાણે...”

“તું રાજી થઇને રજા ન આપી શકતી હો તો હું ન જાઉં વાલુ!”

“ના, ના, એ તો હું સહી લેતાં શીખીશ.”

અનુકમ્પાથી દ્રવતા અંતરમાં અજીતને એક પ્રબલ આવેગનો અનુભવ થયો. પોતાના હાથમાં એનો હાથ લઇને અજીત ઘૂંટણીએ

નમી પડયો, ને એના હોઠ કશીક પ્રાર્થના બબડવા લાગ્યા. પ્રાર્થના જેવી કોઇ વસ્તુ અજીતના જીવનમાં આજ સુધી પ્રવેશી નહોતી. પ્રાર્થનાને હાસ્યાસ્પદ ગણવાનું શીખ્યાં પણ અજીતને વર્ષો થઇ ગયાં હતાં. પ્રાર્થના કરનારા એને વેદીયા ને વેવલા લાગતા. છતાં એ ક્ષણે અજીતના અંતર–તલમાંથી અસ્પષ્ટ, સાદા, બાળકની બોલી જેવા બોલોનું સ્તોત્ર વછૂટયું. એ પ્રાર્થનામાં ધર્મ નહોતો, તત્વજ્ઞાન નહોતું, પ્રભુ પણ નહોતો. કેવોને ખોળે એ પ્રાર્થના ઢળવાતી હતી? પ્રાર્થનાકાર પોતે જ જાણતો નહોતો. છતાં ય પ્રાણની અંદરથી કરૂણા અને માર્દવની જાણે સરવાણીઓ સળવળતી હતી: ને પ્રભા અજીતને ખભે મસ્તક ઢાળીને ધ્રુસકા નાખતી હતી.

# પ્રતિભાના સૉદા

ગોપનાથના સાગરતટે પહોંચ્યા પછી જ અજીતને ભાન થયું કે પ્રભાનો અભાવ અસહ્ય લાગે તેવાં જૂનાં સ્મરણો એની રાહ જોતાં હતાં. એ સંભારણાંનો એકાએક હલ્લો થયો: આંહી અમે જોડે સ્નાન કરેલું, આંહી બેસીને પ્રભાએ મૂળો ખાધેલો, આંહી પ્રભાને સૌ પહેલો બાળકનો ગર્ભ-સંચાર માલુમ પડેલો ને એ બ્હી ગએલી.

અંધારૂં થયા પછી પોતે અગાઉ ગાંસડી બાંધીને આંહી મૂકી ગએલો તે વસ્તુઓ ખોલતો હતો તેમાંથી પ્રભાનાં જૂનાં ફાટી તૂટી ગએલાં ચંપલ હાથ આવ્યાં. ચંપલો લઇને પોતે સળગતા સ્ટવ પાસે સૂનમૂન બેઠો રહ્યો સ્ટવ પર ચહા મૂકી હતી. એકાંત એને અતિ આકરી લાગી. હાથમાં ચંપલ હતાં, આંખમાં અશ્રુધારા હતી. છતાં બે જ દિવસ આ બધી નબળાઇઓને મ્હાત કરવા માટે પૂરતા બન્યા. લાગણીઓની મ્હેફિલ માટે હવે સમય નહોતો. પહેલી જ વાર એને જીવનમાં કામ કરવાની તક મળી હતી, મુક્તિ પણ સાંપડી હતી. રમણભાઇએ ખરાવી ખરાવીને ભળાવેલ કંઇક 'વ્યવહારૂ' ને 'લોકપ્રિય' કૃતિ લખવાની એણે કમ્મર કસી હતી. ખરૂં કહીએ તો એ હાલતાં ને ચાલતાં ગોખાગોખ કરતો હતો કે એક પિતા—એની ભણેલી કન્યા—એને ફસાવનાર એક પુરુષ—એક શિક્ષક, એક ધર્માચાર્ય, એક દેશસેવક—ને એણે સ્વીકારેલું વેશ્યાજીવન: આ બધો કાંઇક 'વ્યવહારૂ

અને લોકપ્રિય'નો મસાલો હતો : 'યામા ધ પીટ'નું પુસ્તક પણ સન્મુખે જ હતું. પરંતુ એ પોતાની જાતને વધુ વખત છેતરી ન શક્યો. 'કાંઇક વ્યવહારુ ને લોકપ્રિય'નાં ચક્રો એના ભેજામાં ચાલી જ ન શક્યાં. અન્ય લોકોને રસ આપનારી કૃતિ દૂર પડી રહી, અજીતભાઇનો પ્રાણ દુનિયાને સંદેશ દીધા વગર ઝંપે તેવું રહ્યું નહિ. દુનિયાના બ્હેરા કાન પર બૂંગિયો પીટવો જ છેઃ એ ન કરું ત્યાં સુધી બીજી વાત અસ્થાને છે. મારા જ વિચારોમાંથી વજ્ર ઘડું– આ વેળા તો જગત હચમચી જાય તેવું ઘડતર કરું.

ખાતાં પીતાં, સૂતાં બેસતાં, અધરાતે ઝબકતાં, સ્વપ્નમાં સુદ્ધાં અજીત આ બજારુ દુનિયા પર ત્રાટકવાની કરામત વિચારી રહ્યો હતો. એકાએક એને વસ્તુનું દર્શન થયું: એક નાટકઃ એનું નામ "પ્રતિભાના સોદા."

સાચી પ્રતિભાને બજારુ માલ લેખે વેચતાં ને હરરાજી કરતાં મેલી દુનિયાદારીનાં નિષ્પ્રાણ ને ઘાતકી સત્ત્વો એની કલ્પનામાં ચડી આવ્યાં. એ ખાવું પીવું વગેરે બધાનું ભાન ભૂલ્યો. પાત્રો, પ્રસંગો ને વાર્તાલાપો, ઉપહાસો, પરિહાસો ને કાતિલ કટાક્ષોઃ હાંસી, આક્રંદ ને કરુણાન્તઃ એ તમામનાં કટક ઊતરી પડયાં. એની કલ્પનામાં આ સર્વની ભીડાભીડ થઇ રહી, ને એ તમામની વચ્ચે અજીતને દેખાયો એક યુવાન સંગીતકારઃ વાયોલીનના સો સો સૂરોનો સ્વામીઃ પોતાની જ મસ્તી અને ખુમારીમાં, પોતાની આત્મવિસ્મૃતિમાં ગરકાવ એ નિર્દોષ કલાઘેલો લગભગ એક કિશોર. એમાં એણે પોતાની કલ્પના સીંચી.

નાટકનો નાયક એણે એ યુવાન સંગીતકાર કલ્પ્યો. હીંગ પીપરીમૂળના ગંધીઆણાનો વ્યાપાર કરતો કરતો મૂડીવંત બનેલો એક પિતા પોતાના પુત્રને પરદેશે સંગીત ભણવા મોકલે છે. પાછા આવેલા પુત્રને કપડાં પહેરવાનું તો સારું એવું ભાન રહ્યું નથી, પણ ત્રણ

હજાર રૂપિયાની કિંમતનું એક વાયોલીન છોકરો સાથે લાવ્યો છે. કુટુંબીજનોને ભાન થયું છે કે છોકરો તો કોઈક ઉખડેલ ખોપરી નીવડયો ! હવે એનો લેવાય તેટલો તો લાભ લઈએ ; આજકાલ કળાનો જમાનો છે. આ છોકરાને આપણુને કળાની આલમમાં ખ્યાતિ અપાવે તેવે માર્ગે મૂકીએ. જલસા ગોઠવીએ.

વીશ વર્ષના એ કુમારને અદ્દ્ભુત તાલીમ આપી તૈયાર કરનારો ઉસ્તાદ પણ હાજર થાય છે. લોઢાના કરવતમાંથી પણ સંગીતના સૂરો ખેંચવાની કરામત એ જાણે છે. હારમોનીઅમની પેટી પર આંગળીઓને અદ્દ્ભુત રીતે રમાડવાની એને આવડત છે. સંગીતના ઇલમની કોઇ પણ ‘ કરામત ’ એનાથી અજાણી નથી. એના હાથમાં સંગીત એક ‘ચાલાકી’ બની ગયેલ છે. એ બધી જ ચાલાકીઓ એણે પોતાના ચેલાને ભણાવી છે. જગતને ચકિત કરવાનો નિરધાર થાય છે. સંગીતની સાથે નૃત્યને ગૂંથી દેવાય તો જલસો ગઝબ બને. એકલો પુરુષ ગાયા કરશે તો અસર થશે નહિ. પ્રખ્યાત નર્તકી શૈલબાલાની કલા પણ સાથે જોડીએ.

દીકરો બજાવશે ગાશે ને શૈલબાળા નૃત્ય અભિનયમાં એ ગાનના સૂરો શબ્દોને સાકાર કરી દેખાડશે. આવો સુમેળ નવીન બનશે.

“તો પછી ગવર્નર સાહેબની પણ હાજરી શા માટે ન સાધવી ?” હીંગના બૂલંદ વ્યાપારી બાપે હિંમતભેર કેડ બાંધી. “એ નામદારને તેડી લાવવાનું કામ મારૂં.”

કલાના નામાંકિત કાંધીયા એકઠા થાય છે. પોતાની રંગશાલા ( થીએટર ) પણ પાનાચંદભાઇ પાપડવાળા ફ્રાજલ પાડવા તૈયાર થાય છે. પાનાચંદભાઇ પાપડવાળા પ્રથમ તો નાટક સીનેમા કંપનીઓને બાર ટકા વ્યાજે નાણાં ધીરવાનું જ કામ કરતા. પણ રફ્તે

રફતે એમને ‘ કલા ’ માં ઊંડું ધ્યાન પડવા લાગ્યું છે એવી એમને જાણ થઇ, ને હવે એમણે નગરની નામાંકિત નાટકશાળા ખરીદી લઇ પોતાની કરી છે. ઊંડા મર્મજ્ઞાતા ગણાઇ ચુક્યા છે. ઘરની સીનેમા કંપની પણ એમણે કાઢી છે. પોતાની પાસે ‘સ્ટાર’ બનવા માટે ચાલ્યા આવતા કતારબંધ રૂપાળા, નમણા, ઘાટીલા, ને વાંકડિયા વાળ વાળા મર્દો, અને આસમાની આંખોવાળી, કમાનદાર નેણાળી એક્ટ્રેસો ચાલી આવે છે. પ્રત્યેકની અંદર પડેલી કળાનું માપ પાનાચંદ-ભાઇ પાપડવાળા, જેટલી સહેલાઇથી શૉફર મોટરની કોઠીમાંનું પેટ્રોલ માપી શકે તેટલી જ સહેલાઇથી, કાઢી શકે છે. ને એ કલામાપક દૃષ્ટિ સાબૂત હતી. ‘બૉક્સ ઑફીસ’ની બારી પર આ કે પેલા ‘સ્ટાર’ની કિંમત કેટલી અંકાશે એ પાનાચંદભાઈ પાપડવાળા અચૂક કલાબુદ્ધિથી કહી શકતા. કુલ ત્રણ ગવર્નરોની પધરામણી કરી શકયાની એમની નાટકશાળાની કીર્તિ હતી.

જલસાને વધુ આકર્ષક બનાવવાની નવી તરકીબો બતાવનાર નિષ્ણાતો પણ મળી ગયા. મોંમાં એક તલવાર, પીઠ પર બીજી તલ-વાર, એમ બે તલવારો બાંધીને મંજીરાં બજાવી શકતી એક કાઠિયા-વાડણ ભજનિકાનો પણ ‘આઇટમ’ ભેળો રાખવો.

આવી મંત્રણાઓ ચાલે છે ત્યારે દૂરના ખંડમાંથી સંગીતના આછા સૂરો બજતા સંભળાય છે. કોઇ કળી નથી શકતું કે આટલું બધું દર્દ વહાવનાર એ કયા ગાનની તરજ છે.

મંત્રણાકારોની સન્મુખ એ સંગીતકાર કુમાર પ્રવેશ કરે છે. એની આંખોમાં પેલા હમણાં જ બજી ગયેલા સૂરોનું વેદનાભર્યું ઘેન છે. એને આ સમારંભની જાણ કરવામાં આવે છે. એ વિરોધના સળગતા અવાજો કાઢી શકતો નથી, નરમાશથી એ કહે છે કે મને આ બધું કેમ ફાવશે ?

એ પોતાના જ સંબંધે લખાઇ તૈયાર થએલી જાહેરખબરો સાંભ-ળીને ઘણું કષ્ઠ અનુભવે છે. એને અજીત વાણીના ચાલાક વાક્યોનો જથ્થો બનાવવા ચાહતો નથી. એ તો છે અજીતના આત્મામાંથી ઉદ્‌ભવેલું એક આર્ષદર્શન. એ સમજી શકે છે—પોતાની ને આ દુનિ-યાદાર ટોળાની વચ્ચે પડેલું અફાટ અંતર, પણ એ સમજાવી શકતો નથી. એને ભણકારા આવે છે, કોઇ દૂરદૂરના જગત–તીરની વાણીના. કલાના ખેરખાં બધા વાતો કરે છે, ત્યારે એ બેઠો રહે છે સુનકાર હૃદયે.

મીસ શૈલબાળાનું આગમન થાય છે. એ અને કુમાર બીજા ખંડમાં તાલીમ લેવા જાય છે. આંહી પ્રયોજકોની વધુ મંત્રણા ચાલે છે. કુમારના સંગીતાચાર્ય પોતાના શિષ્યને સ્ત્રીના પ્રલોભનથી દૂર રાખવાની હીમાયત કરે છેઃ 'પ્રતિભા'ની મોટામાં મોટી શત્રુ સ્ત્રી છેઃ પ્રતિભાશીલ કલાકારોએ પ્રેમવશ થવું ન જોઇએઃ સ્ત્રીને પૂજનીય દેવી તરીકે નિરખતાં શીખવું જોઇએ વગેર વગેરે.

દરમ્યાન દૂરથી સંગીતના ઝંકાર આવે છે. ને છેવટે શૈલબાળા ઉશ્કેરાએલી, સંક્ષુબ્ધ અને ફિક્કી પડેલી બહાર આવે છે. 'એ ગાન–એ ગાનનું શું મારે નૃત્ય કરવાનું છે?' એટલું બોલતી એ ઊર્મિવશ સ્થિતિમાં બેસી જાય છે. વાતો એ કરી શકતી નથી. એના આવેશોને કોઇક હચમચાવી રહ્યું છે.

સમારંભના પ્રયોજકો મીસ, શૈલબાળા સાથે કોન્ટ્રાકટની વાતો કરવા લાગે છે, ત્યાં કુમાર આવે છે, ને કહે છે, અત્યારે તમે ચાલ્યા જાઓ. એ અને શૈલબાળા એકલાં રહે છે.

"એ ગાન કોણે રચ્યું છે?" શૈલબાળા પૂછે છે.

કુમાર એને એ ગાનના રચનાર પ્રબલ પાગલ આત્માની કથા કહે છેઃ "ગાન રચનારને જગતની મશ્કરી મળી, ને એણે આત્મઘાત

કર્યો. એ છે કબરનું ગાન. મારે એ દુનિયાને સંભળાવવું છે. તમે એક જ એ ગાનને સમજી શક્યાં છો. તમે એ ગાનને નૃત્યમાં બતાવો.''

બીજા અંકમાં જલસો થઇ ગયા પછીની સ્થિતિનો ચિતાર છે. જલસો રાતના બે વાગે ખતમ થાય છે. ત્રણ વાગે સૌ એકઠાં થયાં છે. જલસો નિષ્ફળ ગયો છે. કાર્યક્રમમાં જે ગાન નહોતું મૂકાયું તેનું રૌદ્ર પ્રદર્શન કરીને દાટ વાળનાર એ સ્ત્રી જ હતી. કેટલાં અઠવાડિયાં સુધી ગોખાવેલો કાર્યક્રમ–સંગીતની જુદી જુદી ચાલાકીઓ કરી બતાવવાનો–તે છોડી દઇને આ બન્ને જણાએ આસુરી અને ગામડીયાં નૃત્યો ગાનો ચલાવ્યાં. સવારનાં અખબારોમાં છાજીયાં લેવાશે.

આ દુનિયાદારોના મરશીયાને સાંભળ્યા વિના કુમાર અને શૈલબાળા ચાલ્યાં જાય છે. તેઓ વાતો કરે છે: આપણે શું કરીએ? સંગીત આપણો કબ્જો કરી બેઠું હતું.

પ્રભાતનાં કિરણો પ્રગટતાં વેંત દુનિયાદારો છાપાં લેવા દોડે છે, ત્યારે પ્રેક્ષકોની સન્મુખ કુમાર અને શૈલબાળા પ્રેમ–દ્વંદ્વ ખેલે છે.

“તમને લોકોની પરવા નથી?'' શૈલબાળા પૂછે છે.

“એ તત્વ જ લોકોમાં નથી.''

“છતાં લોકોમાંથી જ એ આવવું જોઇએ ને?''

“મારે ક્યો ભાવ પ્રગટ કરવો છે તે જ લોકો જાણતા નથી. તેમનામાં કલા પ્રત્યેની નરમાશ નથી.''

થોડી વાર ચૂપ રહીને કુમાર બોલે છે: “એ એક સમસ્યા છે. એકાકી ચાલી નીકળવું? કે લોકોને સાથે લેતા સુધી રાહ જોવી? મારા જીવનમાં એ સમસ્યા તમે ઊભી કરી છે.''

શૈલ પૂછે છે; “ મારો તમારા પરનો પ્રેમ તમને કઇ રીતે અંતરાય રૂપ થશે તે હું સમજી શકતી નથી.”

“ તમે જો મને જ ચાહશો તો મારી કલાને કોણ ચાહશે ? ” કલાકાર જવાબ આપે છે.

એવી ચર્ચા આ બે પ્રેમીઓ કરી રહ્યાં છે ત્યાં પાનાચંદભાઇ પાપડવાળા, સંગીતાચાર્ય વગેરે બધા છાપાં લઇને આવી પહોંચે છે. જલસા પર પાડવામાં આવેલી પટકીનું વાંચન થાય છે, એક પછી એક કુટુંબીજન દાખલ થાય છે, અને આખા સમૂહનો વિલાપ—હાહાકાર—ગાજી રહે છે: હાય હા હા ! તારાજ થઈ સંગીતાચાર્યની દિગંતવ્યાપી કીર્તિ, તારાજ થયા પાનાચંદભાઈ પાપડવાળાના પૈસા, તારાજ થયું હીંગના શહેનશાહનું કલાના કદરદાન બનવાનું સુવર્ણ—સ્વપ્ન.

બન્ને જણાં શાંતિથી ઊભાં ઊભાં આ મરશિયા અને છાજિયાંને જોઈ સુણી રહ્યાં છે. આખરે શ્રીમાન હીંગવાળાનાં ધર્મપત્ની અને કલાકારનાં માતુશ્રી—પ્રેમકોરબાઈ શૈલબાળા તરફ ફરીને બોલે છે ‘ આણે કાળમુખીએ જ મારા છોકરાને ફસાવી દીધો.’

નાટકની આંહી પ્રરાકાષ્ઠા આવે છે. અત્યાર સુધી ખામોશ ખાઇ રહેલો કલાકાર કૂદી પડે છે. આજ સુધી સંગીતમાં ઊતરેલી એની પ્રતિભા એ ક્ષણે રોષ અને ધિઃકારમાં રેડાય છે. એ સંભળાવે છે—

“તમે સૌએ તમારા મેલા પંજા મારી પ્રેરણા પર પટક્યા છે. તમે એ પ્રેરણાને ચીરી ફાડીને તપાસી છે, એને તમારાં ત્રાજવામાં તોળવા નાખી છે, તમે એને બજારૂ માલ લેખે વેચવા નીકળ્યા. મારી વીણાને તમે દુનિયાની વેશ્યા બનાવવા નીકળ્યા. આ મારી વીણાને—આ લો ! આ લો ! આ લો !” એમ કહીને પોતાનું ત્રણ હજાર રૂ.નું

વાયોલીન હવામાં ઘૂમાવીને એ પાનાચંદભાઈ પાપડવાળાના માથા પર પછાડે છે!

ત્રીજા અંકમાં એ ગૃહત્યાગી ને સમાજત્યાગી યુવાન ત્રણ વર્ષની અવધ બાદ એક જીવલેણ દર્દથી પીડાતો એક સ્થાનમાં એકાકી પડયો છે. શૈલબાલા ત્યાં આવે છે ને એને શોધી કાઢે છે. મૃત્યુ સાથે સમરાંગણ ખેલતો એ અધુરા શ્વાસે ત્રુટક ત્રુટક ઉદ્દગારો કાઢે છે. "શૈલબાળા, આ મૃત્યુમંદિરમાં કલ્પાંતની અશુચિ આણશો મા. સ્ત્રીના પ્રેમબંધોમાં પ્રેરણા જીવી શકતી નથી. નારી નરને ખાતર સર્વસ્વ આપી શકે છે—નથી આપી શકતી એક જ વસ્તુ : છૂટકારો: પરિત્યાગ. ને કળાનો પ્રાણ એ બંધનની રસીમાં રૂંધાય છે. કલ્પાંત, ધિ:કાર અને રોષના મોરચા ભેદીને હું બહાર આવી પહોંચ્યોછું. આજે તો હું પ્રકૃતિના ખોળામાં શાંત પડીને સૂતો છું. આકાશના કોટાનકોટિ તેજરાશિઓ કનેથી અને અરણ્યોના અગણિત તરૂવરો પાસેથી હું સત્ય શીખ્યો છું કે 'પ્રતિભા' નામે પિછા-નાતી વસ્તુ તો જીવનના હાર્દમાંથી અવિરત પ્રવાહે ઉદ્દભવી રહી છે.

'મેં તો ભયને— અને ભય સાથે પ્યારને પણ ફેંકી દીધો છે. કોણ છો તમે? કોણ છું હું? મેઘબિન્દુમાં ઝલકતા તેજના ટીપા જેવડો મારો આત્મા આજે તો અનંતતાની સાથે એકાકાર છે. જીવનના સરવાળા લેખે હું મારી હસ્તપ્રતમાં એક, ફક્ત એક જ સ્વર-રચના મૂકી જાઉં છું—ને બીજી સોંપી જાઉં છું મારી શ્રદ્ધા: એ જ વિજય છે. એ વિજયની શોધ માટે જ હું સંસારથી નાસી ગયો ને પ્યારને ચગદીને ચાલ્યો ગયો."

સંગીતાચાર્ય આવે છે. પિતા ને માતા આવે છે, મા એના બિછાના પાસે ધ્રુસકા ભરે છે, તેમને સર્વને મરતો જુવાન કહે છે કે શ્રદ્ધાના નાનકડા ફૂલરોપને જળ સીંચજો.

બધા પ્રાર્થના કરવા જાય છે. શૈલબાળા પોતાના ઇસરાજમાંથી કારમી વેદનાના સ્વરો ખેંચે છે. લાંબી શાંતિ પછી મરતો સંગીતકાર પોતાની વીણા સાથે વાતો કરે છે. ઓરડામાં અજવાળું છપાય છે, ને એ શેષ શબ્દો ઉચ્ચારે છે: "રાહ જોજે, સબૂરી ધરજે, માનવીની હૃદય-ક્યારીઓમાં તારા વિજયનાં બીજ રોપાઇ ગયાં છે મારી વીણા!"

* * *

બે મહિનાને અંતે જ્યારે આ કૃતિ રચી લઇને અજીત કાવ્યજગતની અટારી પર ચઢી ચૂક્યો, ત્યારે એને જ્ઞાન થયું કે ખોરાક પચાવવાની તમામ શક્તિ એના જઠરમાંથી વિદાય લઇ ચુકી હતી છતાં દિવસ ને રાત જાગીને એણે નકલ કરી. પ્રભાને એક નકલ મોકલીને લખ્યું.: "આ વખતે તો આ તલવાર સજીને, એને મારા પ્રાણનું પાણી પાઇને એવી તાતી બનાવી છે કે દુનિયાનાં ભીંગડાં ભીંગડાં જ ઉખેડી નાખીશ."

બીજી બાજુથી ભીંગડાં ઉખેડવાં શી રીતે તે સમસ્યા બની. કોણ ભજવે ? ઓચીંતાનું એણે છાપામાં વાંચ્યું કે લોકપ્રિય અભિનેત્રી, લોકોની ભવિષ્યની લાડીલી 'સીનેમા સ્ટાર' મિસ મૃણાલિનીને માટે ધુમધડાકા ચિત્રપટ કંપનીના માલિક ગોબરભાઇ એક નવી 'સ્ટોરી'ની શોધમાં છે. હોંશે હોંશે અજીતે આ વાર્તાની પ્રત મિસ મૃણાલિની પર મોકલી. એની પહોંચનો પત્ર એક મ્હેક મ્હેક થતા સુગંધી નોટ પેપર કવરમાં આવ્યો :

"તમારું નાટક મળ્યું છે, હું વાંચી જવા માગું છું."

પ્રભાને એણે લખ્યું, "થોડા જ વખતમાં મને પૈસા મળશે—આ લોકો જો નાટક સ્વીકારશે તો એડવાન્સમાં થોડી રકમ આપશે. એટલે વગર વિલંબે હું તને આંહી તેડાવી લઇશ. ધીરજ રાખજે. દુઃખોને પી જજે. અકળાઇ ન જતી."

જવાબમાં પ્રભાનો જે પત્ર આવ્યો તેણે અજીતને ભાવના–જગતની અટારી પરથી નીચે પછાડયો—

"તમને મેં મારાં દુઃખોની ફરિયાદ ક્યારે લખી છે? પંદર વાર મેં કાગળો લખી લખીને ફાડી નાખ્યા. કેમકે તમારા કામમાં વિક્ષેપ થાય એ બ્હીક હતી. હવે તો હું ટક્કર લઇ શકું તેમ નથી રહ્યું. આંહી ભરવસ્તીવાળી ચાલીમાં હું એકલવાઇ પડી છું. આસ-પાસ એક પણ માનવી મને સમજનારૂં નથી. બાબો પણ હજુ બેસવાય શીખ્યો નથી. હું પણ ધરાઇને ધાન ખાતી નથી. કારણકે મારા ખોરાકની ખરાબ અસર બાબાની તબિયત પર થાય છે. તમારું નાટક તો કમાલ છે. પણ મને તો એમાંથી યે આપદા જ મળી છે. હું માનું છું કે એમાં તમે તમારા જ અંતરની ઊંડી વાતો ઠાલવી છે. સાચેસાચ શું તમને પ્રેમનાં બંધનો સતાવે છે? હું શું તમને ચૂડેલની માફક વળગી હોઉં એવું લાગે છે? શું તમને હું ગળે ટાંગેલા ઘંટીના પડ જેવી થઇ પડી છું? નારી નરને માટે બધું કરી શકે છે. નથી કરી શકતી ફક્ત એનો છૂટકારો, એવું વાક્ય લખતાં તમે ધ્રૂજી કેમ ન ઉઠયા? હું તમને એવી શી વળગી પડી છું? ઘણો ય વિચાર કર્યો કે બાળકને લઇને હું તમારા માર્ગમાંથી વેગળી થઈ જાઉં: પછી સુખેથી તમે મારા શબ માથે થઇને તમારાં સ્વપ્નો, તમારી કલ્પનાઓ ને તમારી ભાવનાઓની શોધમાં સીધાવો. પણ છેવટે મારે હાર કબૂલવી પડી છે. મારાથી જીવતર છોડી શકાશે નહિ. જીવવું મને ગમે છે. મને જાણે એવું જ લાગ્યા કરે છે કે હું સીતેર વર્ષની ડોશી થઇશ તો યે જીવવાનો મોહ નહિ છોડી શકું, જાણે હું કદિ ઘરડી બની જ નહિ શકું. મારાથી તમારો પ્રેમ નહિ ત્યાગી શકાય. કોક દિવસ એવો શું નહિ આવે કે જ્યારે તમારી હું સ્ત્રી હઇશ તોય તમે તમારાં સ્વપનાં સિદ્ધ કરી શકશો?"

દરરોજની ટપાલ અજીતને માટે આવા કાગળો લાવતી હતી. એક કાગળમાં લખ્યું હતું: "મેં હમણાં એક વાર્તા વાંચી. વાર્તાનો નાયક એક સુંદર અને સ્નેહાળ સ્ત્રી પરણ્યો છે. પણ સ્ત્રી પતિની લખેલી કૃતિઓની કદર કરી શકતી નથી. પણ વહાલા ! હું એવી નથી હો, હું તો તમને ચાહવા ઉપરાંત તમારી ચોપડીઓની પણ ખૂબીઓ સમજવાની છું. હું થોડોક અભ્યાસ કરી લઉં ને, તો પછી બહુ મઝા આવશે.

"બાબો હવે 'આહ–બુ' 'આહ–બુ' બોલતો થયો છે. એને બે દાંત ફૂટયા છે. અત્યાર સુધી મને કરડી ખાતો તે અધૂરૂં હતું એટલે હવે પૂરૂં થશે !

"હું તમને આવા ખૂબીદાર કાગળો લખું છું ને તમે કેમ સુકા ફિક્કા જ લખો છો ? હું કેટલા બધા લાંબા કાગળો લખું છું ! મને કાંઈ તમારી માફક મારી લાગણીઓને ઠાલવવા ચોપડીઓ લખવાની થોડી જ મળે છે ! વળી બાબો રાતમાં એટલી બધી વાર જગાડયા કરે છે કે તમને કાગળ લખવાનો સમય પણ ઘણો મળે છે.

"તમે હવે જ્યાં સુધી પૈસા નક્કી હાથમાં ન આવે ત્યાં સુધી મને તેડાવવાની વાત લખશો નહિ. મારૂં દિલ નકામું નકામું ભેદાય છે."

થાકીને લોથપોથ પડેલા અજીતને આવા કાગળોનું વાચન ઊંડી ઊંડી એકલતાની ખાઇમાં ઊતારી દેતું. એ એકલવાસમાંથી ઊઠતી તલસાટની લાગણીઓ ત્યાંના સાગરતટે હવા ખાવા આવનારાં સુખીયાં લોકોનો સામટો કુટુંબમેળો નિહાળી નિહાળી વધુ તીવ્ર બનતી. મછવામાં બેસીને ચંદ્રને અજવાળે સમુદ્રનાં નીર પર ગાન ગાતી ને સાજ બજાવતી આ સ્ત્રીઓ પોતાના પતિઓના સાથમાં હતી. તેઓ એ જ ગીતો ગાતી જે પ્રભાનાં પણ માનીતાં

હતાં. સંગીતની ઉપાસનાને જ પોતાના લગ્નનું ધ્યેય બનાવનારી પ્રભા આજે રાજનગરની એક હવા વગરની ચાલીના કેદખાનામાં અફાતી હશે. એનું દિલરૂબા કોણ જાણે કયાંય પડયું હશે.

વેદનાના આ વલોપાત વચ્ચે અજીતે મિસ મૃણાલિનીને બીજો કાગળ લખ્યો—ને આખરે તેનો જવાબ પણ જડયો.

"તમારું નાટક હું વાંચી ગઇ છું. મને એમાં ઘણો રસ પડયો છે. મારા મેનેજર–પ્રોપ્રએટરને મેં એ વાંચવા દીધું છે. તમને એ તુર્તમાં જ જવાબ લખશે."

આ ખબર પણ પ્રભાને લખતાં અજીતે વધાઇ ખાધી, કે હવે તો આપણું દાળદર ફીટવાનું હાથવેંતમાં જ છે.

ઘણાં અઠવાડિયા બાદ મૃણાલિનીનો ખુશબોદાર કાગળ ફરીથી આવ્યો.—"તમારા નાટક પર ખૂબ વિચાર કરી જોયો છે. એ હાથ ધરવાની મારી ઇચ્છા થાય છે. પણ એમાં કેટલાક ફેરફારો ને સુધારા વધારા કરવાની જરૂર છે. તમે હમણામાં મુંબઇ તરફ આવવાના હો, તો મળી જજો, આપણે વાતો કરી લઇએ. કાગળોથી એકબીજાને સમજાવવું મુશ્કેલ છે. જોજો, હમણાં તુર્તમાં જ આવવાના હો તો મળજો, કેમ કે આ કામ શરૂ કરવાનું જ હોય તો જલદી કરવું જોઇએ. કેમ કે બીજી પણ ઘણી 'સ્ટોરી' આવી પડી છે."

આનો અર્થ સ્પષ્ટ હતો, કે અજીતે મુંબઇ જવું હોય તો પોતાના જ ખર્ચે જવાનું છે: મિસ મૃણાલિની અને એના મેનેજર આ નાટક લેવા ઇંતેજાર છે, તેમાં ફેરફારો કરાવવા માગે છે, નથી માગતાં ફક્ત વર્તાલેખકને મુંબઇ તેડાવવાનું જાતવળતનું રૂા. ૨૫ ગાડીભાડું ખર્ચવાનું !

# મિસ મૃણાલિની

અજીતે આ ગુલાબી આશા આપતી હકીકત પોતાના એક સ્નેહીને જણાવીને, ફક્ત પાંચ જ દિવસને માટે રૂા. ૨૫ ઉછીના માગ્યા. ટ્રેનમાં બેઠો. આખું પાટિયું ઊંઘવા માટે મળ્યા છતાં રાતભર એ ઊંઘી શકયો નહિ. ક્ષણેક્ષણ રેલવેના પાટા જાણે એક જ બોલ ઉચ્ચારતા હતા: "મૃણાલિની ! મૃણાલિની ! મૃણાલિની !"

નગરમાં આવીને મિસ મૃણાલિની પર મુલાકાત માગતો કાગળ લખ્યો. ઠરાવેલે દિવસે ને કલાકે મલબાર હીલના એક મકાનને શિખર-મજલે આવેલા આવાસમાં એણે પ્રવેશ કર્યો. ફૂલો ભરેલા કિનખાપની ખોળો વાળાં સોફા ને ખુરશીઓ ગોઠવેલાં હતાં: ખૂણામાં પિયાનો પડેલો, બે કબાટો પડેલાં તેમાં અજીતે મૉપાસાં, મેરી કોરેલી અને ગાલ્સવર્ધી વગેરેનાં સોનેરી પૂઠાંવાળાં પુસ્તકો જોયાં, એને કહેવામાં આવ્યું, "બેસો, બાઈસાહેબ આવે છે."

પોણોએક કલાક એ બેસી રહ્યો હશે તે પછી મિસ મૃણાલિનીનાં દર્શન થયાં. તાજા જ સુગંધિત સ્નાનમાંથી નીકળીને આવી હોવાનો ભાસ થયો. એના મોં પર ગલ પડતા હતા.

અજીત ઊભો થઈ ગયો. એણે નમન કર્યાં. જવાબમાં જરાક જ માથું હલાવીને નટીએ કહ્યું "બેસો."

અજીત એક સોફા પર બેઠો—પણ બરાબર કિનારી પર તોછડો જ બેઠો. ચકિત થયેલી મનોદશામાં એ સરખી બેઠક લેવાનું ભાન પણ હારી ગયો.

મૃણાલિની એ સૌથી મોટા ફૂલભર્યા રેશમી સોફા પર શરીર ઢાળી દઈને બેઠી, ને એણે વાત શરૂ કરી :

"તમારા નાટકમાં મને ઘણો રસ પડયો છે. મેં તો એ વાંચીને તમને કોઈ પ્રતિભાશાળી પ્રૌઢ માણસ કલ્પેલા, તમે તો સાવ છોકરડા છો."

અજીતને સમજાયું કે 'છોકરડા છો' નો ભાવ 'પ્રતિભાહીન છો' એવો હોવો જોઈએ. એ કાંઈ જવાબ આપે તે પહેલાં જ નટીએ ચલાવ્યું : "મુશ્કેલી એક જ છે : જો નાટકને 'પ્રેક્ટીકલ' બનાવવું હોય તો એમાં ઘણા ફેરફારો કરવા પડશે."

"કયા પ્રસંગમાં ?"

"ખાસ કરીને તો પ્રેમ પ્રસંગમાં. એમાં તો તમે છેક જ છબરડો વાળ્યો છે."

"કઈ રીતે ?"

"એ રીતે કે તમે તમારા 'હીરો'ને વિચિત્ર રીતે જ વર્તન કરતો બતાવ્યો છે. દરેક જણને એમ જ લાગે છે કે હીરો હીરોઈનના પ્રેમમાં છે, તમે પણ એ જ સમજણથી લખ્યું છે ને ?—તો પછી એ શા માટે હીરોઈનને છોડી ચાલ્યો જાય છે ? શા માટે મિલાપ કરવાની પણ ના પાડે છે ? આથી તો પબ્લીક નિરાશ જ થાય. દરેક રીતે એવું વર્તન અશકય જ છે. તમારે એમને છેલ્લા અંકમાં તો પરણાવવાં જ પડશે."

અજીતનો તો શ્વાસ જ ઊંડો ઊતરી ગયો.

"જુઓ ને જાણે કે—" મિસ મૃણાલિનીએ આગળ ચલાવ્યું: "શૈલબાળાનો રોલ તો મારે જ કરવાનો છે, આ સ્ટોરીની 'સ્ટાર' મારે જ થવાનું છે. દેખીતું જ છે કે હું એ રીતે તરછોડાવાની સ્થિતિ કદિ જ ન સ્વીકારૂં. એ રીતે અદ્ધર જ લટકી પડું તો તો હું 'હીરો'ને હાથે માર જ ખાતી જાઉં ને? અમૂક પ્રકારનો 'લવ–સીન' તો મારે માટે હોવો જ જોઇએ."

"પણ–પણ–તો–તો" અજીત એકદમ બોલી ઉઠયો: "તો તો તમે મારી 'સ્ટોરી'નો જે મૂળ વિષય છે તેને જ બદલાવી નાખવાની વાત કરો છો."

"એટલે?"

"એટલે એમ કે, આમાં નવીન જ પ્રકારનો પ્રેમ છે–નવીન જ પ્રકારનો."

"પણ એવા પ્રેમનો પ્રકાર લોકો ન સમજી શકે ને?"

"પણ–પણ મિસ મૃણાલિની, એવા પ્રેમના પ્રકારની લોકોને સમજ આપવા ખાતર તો મેં આ લખેલ છે."

'પણ સ્ક્રીન ઉપર એ તમે નહિ કહી શકો. લોકો એ પીક્ચર જોવા જ નહિ આવવાના." એમ કહીને એણે પીક્ચર–બીઝનેસની સફલતાની ખૂબીઓ પર વિવરણ કરવા માંડયું.

અજીત તો થીજી જ ગયો. છતાં છેવટે એણે કહ્યું: "તમે જે કહો છો તે મારાથી નહિ થઇ શકે મિસ મૃણાલિની."

"નહિ થઇ શકે?" મૃણાલિનીએ ચકિત થઇને પૂછ્યું.

"કેમકે મારા વિચારો સાથે એ બંધ બેસી જ ન શકે."

"પણ તમારૂં નાટક તમારે ભજવવું જ નથી શું?"

"ભજવવું જ છે. એટલે તો કહું છું કે તમે કહો છો તે કરું તો એ મારું નાટક જ નહિ રહે. એ કોઈક બીજાનું નાટક બની જાય."

અભિનેત્રીએ દલીલો ચલાવી : "વિચાર તો કરો તમને આ કેવો 'ચાન્સ' મળે છે! આવો ચાન્સ જીવનભરમાં માંડ એકવાર જડે છે. મારા જેવી એક્ટ્રેસ તમને આ કીર્તિ અપાવવા તૈયાર થઈ છે. ગોબરભાઈ જેવા પ્રોડયુસર, ને ધૂમધૂડાકા જેવી લોકપ્રિય કંપની : તમને કીર્તિ અને નાણાં મોંમાગ્યાં મળે છે."

જવાબમાં અજીતે ફક્ત માથાનો દસશેરો જ હલાવ્યો. "હું 'પ્રતિભાના સોદા'ને પ્રણય–કથા કેમ કરીને બનાવું ?"

એઉનાં મોં પર થોડીવાર ચૂપકીદી રહી. પછી અજીતે પૂછ્યું :

"ત્યારે તો લાગે છે કે તમારે આ નાટકનો ખપ નથી."

"મને કાંઈ સૂઝ પડતી નથી. જોઉં, મારા પ્રોપ્રાએટરને પૂછી જોઉં. મને તો આવી સ્થિતિ ઊભી થવાનો ખ્યાલ પણ નહોતો."

અજીત ગયો ને પછી વળતા દિવસે પ્રોપ્રાએટર ગોબરભાઈનો પત્ર મળ્યો. "જલદી મળી જાઓ."

મહાન પ્રોડયુસર ગોબરભાઈ તોતીંગ શરીરના ને કરડા વર્તાવવાળા, 'સ્ટીમરોલર' સરીખા ધંધાદારી હતા. એણે પૂછ્યું : "મિસ મૃણાલિની તો મને કહે છે કે તમે તમારા નાટક બાબત બાંધછોડ કરવા માગતા જ નથી."

"સાચી વાત."

"તમે જુવાન આદમી છો. જરા 'પ્રેકટીકલ' બનીને વિચાર તો કરો ! મિસ મૃણાલિનીને મેં જ એને ગમતો 'રોલ' કરવાની રજા આપી છે. એ 'રોલ' તો એની ઇચ્છા મુજબ જ હોવો જોઇએ. નગરના જાણીતા સ્ટોરી લખનારાઓ તો મિસ મૃણાલિની આજ્ઞા કરે તે

મુજબ 'સ્ટોરી' લખી દેવા તૈયાર હતા, છતાં એની પસંદગી તમારા પર ઊતરી છે. મને પોતાને તો 'નાટક' પસંદ જ નથી. હું તો 'સ્ટોરી'માં જ માનું છું. આ તો મિસ મૃણાલિની હમણાં 'ઇબ્સન'નું વાચન કરી રહેલ છે એટલે એને 'આઇડીઆ'નાં નાટકોની લહે લાગી છે. આ આઇડીઆ ફાઇડીઆમાં આપણને તો રસ નથી. મને તો એમાં ઇનબાર પણ નથી. હું તો એટલું જ સમજું કે બોક્સ ઑફિસને ગરમ રાખી શકે તે જ સાચી 'આઇડીઆ.' (શ્રી ગોબરભાઇ પુરુષ અભિનેતાઓ કરતાં અભિનેત્રીઓના વધુ પૂજક હોવાથી 'આઇડીઆ'ને પણ નારી જાતિમાં જ મૂકતા.) ખેર, આ તો મિસ મૃણાલિનીને મારે સવા લાખ રૂપિયા ખરચીને પણ એક વાર એની રીતે ફતેહ મેળવવા દેવાં છે. તો પછી તમારે પણ એ ઝળકી ઊઠે તે રીતનો તમારો હિસ્સો ય આપવો જોઇએ ને! નહિ તો પછી પત્યું."

"હું દિલગીર છું ગોબરભાઇ શેઠ!" અજીતે ડરતાં-ડરતાં કહ્યું.

"ના પાડવામાં તમારી 'આઇડીઆ' શી છે?"

અજીતે પોતાની નેમ સમજાવી.

"તમારું એકે ય નાટક સ્ટેજ કે સ્ક્રીન પર મૂકેલું છે તમે?" ગોબરભાઇએ પૂછ્યું.

"ના."

"બીજું કોઇ નાટક લખ્યું છે?"

"ના—"

"તમારો પહેલો જ અખતરો છે! વાહ વા! શું તમે એટલું બધું ધારીને બેઠા છો કે તમારું પહેલું નાટક પણ બસ સો એ સો ટકા સંપૂર્ણ બનવું જોઇએ!"

"ના, એમ તો કેમ કહું?"

"તો પછી આ ધંધા પાછળ અમે જીંદગીઓ કાઢી નાખનારાઓ, અમે હજારો 'સ્ટોરીઓ' અને 'ડ્રામાઓ'ની સફલતા નિષ્ફલતા જોઇ કરીને એકેલાઓ તેની કાંઇક સલાહ તો માનો. અત્યારનો કાતિલ હરીફાઇનો જમાનો : એની વચ્ચે હું લાખ સવા લાખ રૂપિયાનું પાણી કરવા તૈયાર થનાર પ્રોડ્યુસર, તેનો શું તમારા નાટકનો ઘાટ નક્કી કરવામાં બસ કશો અવાજ જ નહિ? તમે જોઇ શકશો કે તમારી હા પડે એટલી જ વાર છે. બે મહિનામાં તો હું રીહર્સલ, શુટીંગ, એડીટીંગ વગેરે પતાવી નાખીને સ્ક્રીન પર મૂકી દઇશ. મિસ મૃણાલિનીના નામ પર જ આ પીક્ચર કમમાં કમ ચોવીસ અઠવાડીઆં ચાલશે. તે પછી સિંધ છે, પંજાબ છે, વળી ઇદનો તહેવાર ચાલ્યો આવે છે, એટલે જો તમે જરાક વ્યવહારૂ બનશો તો પછી તમારો જીંદગી-ભરનો રઝળપાટ મટી જશે."

"ના, ના," અજીતે પંજાબ, સિંધ અને ઇદની વાત સાંભળીને વધુ જોરથી નાકારો ભણ્યો.

"પણ શા માટે નહિ?"

"એ અશક્ય છે. હું એ નહિ કરી શકું. મને એ બધું કરતાં આવડશે જ નહિ." એની આંખો સામે સિંધ, પંજાબ ને ઇદ ડોળા ફાડી રહ્યાં.

"તમે સુધારી ન શકો તો હું બીજા કોઇ લેખકને તમારી મદદમાં મૂકું. મી. ઉરાટી નામના મશહુર સીનેમા–સ્ટોરી રાઇટરને તો તમે જાણતા હશો. એણે બસો જેટલી—"

"હું નથી ઓળખતો."

'મિ. ઉરાટીને, નથી ઓળખતા? 'રત્નનગરની રાજકુમારી' 'ચતુર ચીભડાં ચોર' 'માતેલો મછેંદર' વગેરેના લેખક. એને તો અમે આજ

સુધીમાં છામકછોળ પૈસા આપ્યા છે. એ તમારા ડ્રામા પર બેસશે પછી તમારે આંગળી પણ હલાવવાની નહિ રહે.”

ગોબરભાઈ અજીતનું જાણે કલેજું ડખોળી રહ્યા હતા. ગોબરભાઈ જ્યારે એનાં ગોળ ચશ્માંની આરપાર નજર ફેરવીને વાત કરતા ત્યારે સામા માણસને પોતાને વિષે ગુન્હેગાર હોવાની લાગણી થતી, એને ના પાડવામાં પોતાની ધૃષ્ટતા લાગતી. લેખક પોતાને નાચિઝ માનવા મંડી પડતો. અજીતને ત્યાંથી ઊઠીને નાસી જવાનું મન થયું. ગોબરભાઈ ઊઠીને એક અપ્રસિદ્ધ લેખક સાથે કલાકો સુધી દલીલો કરે એ તો ન સહી શકાય તેવું માન હતું. ગોબરભાઈના મોં પર ગુસ્સો પણ ગૂંચળાં વાળતો હતો. અજીતને પોતાની આ વલણમાં કોઈ અકળ હઠીલાઈ લાગી. એણે નરમ બનીને કહ્યું, “આપ મને ક્ષમા કરજો. હું બેશક જીદ્દી બન્યો છું. તેમાં આપ જેવાની સામે મારી શોભા નથી. પણ મેં મારા ડ્રામાની અંદર વાર્તા નહિ, વિચારો ભર્યા છે. એ વિચારોને હું જતા ન કરી શકું.”

“પણ તમે બીજાં ડ્રામા લખજો ને તેમાં વિચારો ભરજો ને! એક વાર જો તમે ‘ધૂમધડાકા પીક્ચર્સ’ મારફત ફતેહ મેળવશો તો તમારા વિચારો પણ ઝીલવા પબ્લીક દોડ્યું આવશે.”

આ દલીલે અજીતને લગભગ પીગળાવી નાખ્યો. પોતાના કોઈ જૂના લખાણને બદલવાની આંહી વાત હોત તો એ હિંમત કરી નાખત. પણ ‘પ્રતિભાના સોદા’ તો એનું તાજું જ સર્જન : હજુ તો જનેતાની છાતીએથી ન છોડાવેલું સંતાન : એને કસાઈના હાથમાં મૂકવાની હામ અજીત ન ભીડી શક્યો.

અજીતે વિદાય લીધી. બે દિવસનું નવું સમરાંગણ એના અંતરમાં કાપાકાપી મચાવી રહ્યું. દુનિયાનો શયતાન શું આખરે શયતાન જ રહેશે? અરે પણ મારે ક્યાં દુનિયાની સલ્તનત જોઈએ છે?

હું તો માગું છું ઓરત અને બાળકની રોટી. એટલી રોટી ખાતર જ મારે શા માટે શયતાનને તાબે થવું? પુનિત રહી શકાય એ જ શું પૂન્યનો પૂરતો બદલો નથી!

ત્યાં તો ત્રીજા દિવસના પ્રભાતે ગોબરભાઈનો કાગળ મળ્યો : "મિસ મૃણાલિની તમારો ડ્રામા જેવો છે તેવો જ લેવા ઇચ્છે છે. કોન્ટ્રાકટના દસ્તાવેજની બે નકલો બીડી છે. એક પર સહી કરીને પાછી બીડશો, ને એક તમારી પાસે રાખજો."

અજીતે આ દસ્તાવેજ ત્રણ વાર વાંચ્યો. એને પ્રથમ તો ભરોસો જ ન બેઠો કે આ સત્ય છે. નીચે એણે ગોબરભાઈની ફાંકડી સહી નિહાળી. આવા અનુભવોથી ઊગતા લેખકનું હૈયું જ બંધ પડી જાય એ વાત એને સાચી લાગી, ગઝબ કોઈ મહાભાગ્ય આવી પડયું. પીકચરનું ખર્ચ નીકળી રહ્યા પછીની તમામ આવક ઉપર લેખકને રોયલ્ટી આપવાની એમાં કલમ હતી. કોન્ટ્રાકટના દસ્તાવેજોની દુનિયા એણે દીઠી નહોતી. એને તો આ 'રોયલ્ટી'ની કલમ અદ્ભુત લાગી. એડવાન્સમાં કાંઇક મળ્યું હોત તો ઠીક થાત, પણ આવી ઉદાર શર્ત આપનારા પક્ષ ઉપર એડવાન્સ રકમનું દબાણ કરવું એ તો મોઢાં ઝાડનાં મૂળીયાં ખોદવા જેવી વાત લાગી. આનંદની છોળે લેવાએલા અજીતે એકદમ પોતાની સહી કરીને દસ્તાવેજની નકલ ગોબરભાઇ પર બીડી દીધી. એટલું જ બસ નહોતું. એણે પ્રભાને તો આ મહાન વિજયના ખબર તારથી આપ્યા.

આ વિજયનું પહેલું પરિણામ એ તારનું ખર્ચ : બીજું પરિણામ—પોતે બજારે જઇને અરધો ડઝન કોલર અને એક નવી ટાઇ ખરીદી. ને ત્રીજું પરિણામ, રીહર્સલમાં હાજર થવા પોતે 'બસ'માં જવાને બદલે ખાસ ટેકસી કરીને ગયો.

રીહર્સલે એને એક નવીન જ અનુભવ આપ્યો. એક

અજાણી દુનિયામાં એણે પ્રવેશ કર્યો. પોતાની ઊર્મિઓને સદા સંતાડતા ન્હાસનાર એ શરમાળ લેખક આંહી તો પોતાની સમક્ષ દીઠાં ખુદ એ માનવીઓ, કે જેમને એ ઊર્મિઓને જગત પાસે જીવી દેખાડવાની હતી: જેમને તો આ ઊર્મિઓનું જ ખુદ જીવન હતું. ક્ષણમાં એ ઊર્મિઓ અનુભવવાની હતી, ક્ષણ પછી પાછી ઉતારી નાખીને અળગી કરવાની હતી. એ અભિનેતાઓ ને અભિનેત્રીઓ નાનાં બાળકો જેવાં અભિમાની અને આવેશીલાં હતાં. તેમણે આવેગોને બનાવટી જ સમજવાનું હતું. પણ મઝા તો એ હતી, કે એ પ્રત્યેકને પોતપોતાના પાઠમાં જ્યાં જ્યાં બોલવાનું હતું, તેટલા પૂરતો જ તેમને આ નાટકમાં રસ હતો. સમગ્ર નાટકના ઊર્મિસમુચ્ચયની તેમને ગતાગમ નહોતી, ખેવના પણ નહોતી. પોતાને ભાગે ફિક્કી, મોળી કે ઓછી વત્તી પંક્તિઓ આપનાર લેખક તેમને બડો જાલિમ જણાતો હતો. દરેક ઍક્ટર પોતાને બોલવાના ફકરા વિષે ફરિયાદ કરવા આવ્યો. તેમનું કહેવું હતું કે ભાઈસાબ, પેલાને બોલવાનો પાઠ કેવો જોશીલો છે, ને મારા પાઠમાં કાં જોશ નથી મૂકતા ? રીહર્સલ દરમ્યાન એક વાર જ્યારે અજીત એક પાત્રને બોલવાનો ભાગ ટૂંકાવવા યત્ન કરતો હતો, ત્યારે એ બોલનાર પાત્ર શ્રીમતી સંતોકબાઈ (શેઠ હીંગવાળાનાં પત્ની)નો પાઠ કરનારી ઍક્ટ્રેસ અજીતની ખુરશી પાછળ ઊભી ઊભી રડતી હતી !

વધુમાં વધુ વિકટ પ્રશ્ન તો મિસ મૃણાલિનીના પાઠનો ઊભો થયો. મૃણાલિની જે શૈલબાળાનું—એટલે કે પ્રેમિકા હીરોઈનનું પાત્ર ભજવવાની હતી તે શૈલબાળાને લેખકે આટલી બધી ઉતારી કેમ પાડી છે ? કળાકાર જુવાન ' હીરો ' એકેય વાર શૈલબાળાની પાછળ ન પડે, શૈલબાળા એને છોભીલો પાડતી ભાગી ન છૂટે, પેલો લટ્ટુ બનતો એની પછવાડે મનામણાં કરવા ન આવે, એ તે શું ' રોમાન્સ '

કહેવાય ? મૃણાલિનીની મોટી તકરાર તો આ હતીઃ કે મારા જેવી સુંદરીના મોહપાશ પ્રત્યે 'હીરો' બેતમા બની જ કેમ શકે ? એ કેટલું અકુદરતી આલેખન ! અજીતને તેણે કેટલી વાર કહ્યું કે ભૈ, મારા પાઠમાં થોડી આકર્ષક ને ખુમીદાર 'સ્પીચ' તો મૂકો ! પણ અજીતના આલેખનનો એ ઉદ્દેશ જ નહોતો, અજીત ના પાડતો. ના પાડતા અજીત પ્રત્યે મૃણાલિની છણકો કરી ઊઠતી કે "અબે લડકા, તુ ભી તેરા 'હીરો' કી તરહ બડા જીદ્દી હૈ ! તોબાહ ! તોબાહ !"

પોતાને 'લડકા' કહેનારી મિસ મૃણાલિની પોતાના કરતાં બે જ વર્ષ મોટી છે એ અજીત જાણતો હતો. છતાંય આ 'દાદીમા' બની બેસનારીના બધા જ ધમપછાડા અજીતને ખમી ખાવા પડ્યા.

પછી 'હીરો'નો પાઠ કરનાર એક્ટર રજુ થયો ત્યારે તો મૃણાલિની તડકફડ કરતી ઊભી થઈ ગઈ: "યે મેરા 'હીરો' ! ક્યા બાત કરતે હો જી ! યે તો બિલકુલ ખૂબસૂરત નહિ હૈ ! જબ ડ્રામા મેં મુઝે 'રીજેક્ટ' હિ હોનેકા હૈ, તો મૈં કહ દેતી હું કે ઇસકે જૈસે બદસૂરત કે હાથોં સે મૈં હરગિઝ 'રીજેક્ટ' હોને નહિ ચાહતી. વો કભી નહિ હો સકેગા. મુઝકો 'રીજેક્ટ' કરનેવાલા તો થોરા કુછ ખૂબસુરત હોના હિ ચાહિયે : નહિ તો સારા મામલા હિ બિલકુલ 'અનનેચરલ' બનેગા."

મિસ મૃણાલિનીની આ તકરાર સામે કોઈ બીજી વાત ટકી શકી નહિ. બીજા રૂપાળા આદમીને 'હીરો'–પાઠ આપવામાં આવ્યો. એ હતો એક લખનવી ભૈયોઃ આખી કંપનીમાં સૌથી વધુ દેખાવડોઃ પણ એની શકલને પસંદગીમાં પ્રાધાન્ય આપનાર મિસ મૃણાલિની ન જોઈ શકી એક જ બાબત : એનું ભેજું. એ ભેજા વગરનો ખૂબસૂરત 'હીરો' પોતાના અર્થભરપૂર પાત્રને સમજી તો નહિ શકે તો રજુ કેમ જ કરી શકશે, આ વિચારે અજીત ધ્રૂજી ઊઠ્યો.

સમગ્ર એક યંત્રમાળ સમું પોતે સરજાવેલું નાટક આ રીહર્સલોમાં

અજીતે છુટાછવાયા યંત્રોના ટુકડા સ્વરૂપે દીઠું. ટુકડા એને લોઢાના ને પિતળના ભાસ્યા. ટુકડા નિર્જીવ ને નિષ્પ્રાણ, ગતિહીન ને ઘડા વગરના હતા. ધીરે ધીરે ટુકડા સંધાવા લાગ્યા. આખું માળખું ઊભું થયું. ને એમાં સંચલન મૂકનાર ડાયરેક્ટર મી. દફ્તુણીયાને દેખીને તો અજીત હેરત પામી ગયો. શરાબ અને સુંદરીઓમાં નીચોવાઇ ગયેલ આ કાળો, કદરૂપ, કુટિલ જેવો ડાયરેક્ટર રોજની સો સો સીગારેટોના ધુમ્રે છાયા એ સ્ટુડીઓમાં, સંધિવાએ ખેડવી નાખેલા એક પગે—એટલે કે કુલ પોણા બે પગે પાનાચંદ પાપડવાળા, હીંગવાળા, શ્રીમતી સંતોકબાઈ, વગેરે પાત્રોને એના પાઠ શીખવતો શીખવતો આખા સ્ટેજ પર ઘૂમતો હતો ત્યારે એ ધરતી ફાટીને બહાર નીકળી પડેલા કોઈ સત્ત્વ સમો ભાસતો હતો.

"એલી એઈ સંતોકબાઈ!" એમ નામ લઈ લઇને પાત્રોને પોતે તાડૂકી તાડૂકી પઢાવતો હતો : "હાથ પહોળા કરી, તારે બોલવાનું છે કે ઓહોહો, દીકરા મારા! મેં તને નવ મહિના આટલા સારૂ વેઠ્યો! મેં તને પત્થર કેમ ન જણ્યો! એટલું કહીને પેટ ઉપર તારે હાથ પછાડવાના છે. માંદલીની માફક બોલવાનું નથી સમજી સંતોકબાઇ!"

એટલું કહીને એકદમ પાછો એ પાનાચંદ પાપડવાળાના પાત્ર તરફ લેડતો : "શેઠ પાપડવાળા, તારે એમ મુડદાલના જેવા અવાજે નથી બોલવાનું. આમ બોલ, કે સત્યાનાશ જાજો તારી કરાનું: તેં મારા પંદર હજાર રૂપિયાનું પાણી કરાવ્યું. સત્યાના...આ...આ...આ...શ એમ સ્વરને ધ્રૂજાવીને બોલ." વગેરે વગેરે.

મી. દફ્તુણીયા ડાયરેક્શન નહોતા આપી શકતા એક મિસ મૃણાલિનીને. મૃણાલિની કદિ જ કોઇની ડાયરેક્શન લેતી નહિ. કેમકે એણે સાંભળ્યું હતું કે ગ્રેટા ગારબોને હોલીવૂડનો કોઇ પણ ડાયરેક્ટર

'ડાયરેક્ટ' કરી શકતો નહિ. ને મૃણાલિની પોતાને હિંદનાં હોલીવૂડની ગ્રેટા ગારબો જ માની બેઠી હતી.

દિવસે દિવસે યંત્ર ગતિમાં મૂકાતું ગયું. એક્ટરો પોતાની પંક્તિઓ કંઠે કરતા ગયા. અજીતના આત્મામાં ઉત્તેજના આવી. સમગ્ર યંત્રના સામર્થ્યનું એને દર્શન થતું ગયું. નવી નવી દિશાઓ ઊઘડતી ગઈ. અંદર સંગીત મૂકનારા ને ગાયનોની તરજ બાંધનારા ગવૈયાજી આવ્યા. ઓર્ગન, બંસી અને તબલાં બજાવૈયા જોડાયા. પોશાક તૈયાર કરનાર દરજીનો ખંડ દીપવા લાગ્યો. સીન–પેઈન્ટર પણ શામિલ થયો. સૂતારો સ્ટુડીઓમાં આખી નવી સૃષ્ટિ ખડી કરવા લાગ્યા. અને પીક્ચરનો ઢોલ પીટનાર પ્રેસ–એજન્ટ પણ હાજર થયો. એણે આ 'બુસ્ટીંગ' ના કામ માટે જરૂરી એવી લેખક મહાશયની જીવનકથા પણ જાણવા માગી.

# નટીનું રમકડું

આ બધાની એક મંગલ અસર અજીતના અંતર પર પડી. આજ સુધી એને ટોણાં જ માર્યા કરનારી ને એની હાંસી જ ઉડાવનારી બહારની દુનિયા આજે પહેલી જ વાર એનાં સ્વપ્નને ઝીલતી, એની ભાવનાને સમજવા મથતી ને એની હડધૂત કલાને સહકારનો હાથ લંબાવતી એની નજરે પડી. આ શું જેવી તેવી કદર હતી ! આ જ શું વિજય નહોતો ! આટલાં આટલાં મનુષ્યો એની કૃતિની ઉપાસના કરવા લાગી પડ્યાં હતાં.

કારાવાસી કલાકારે બંધનમુક્તિ અનુભવી. બહાર નીકળીને એણે જાણે ઉન્મુક્ત આકાશની નીલિમા અને કિલકિલાટ કરતાં પંખી નિહાળ્યાં. કદરદાન દુનિયા પ્રત્યે એનું દિલ ઝૂકતું ખડું રહ્યું. પ્રેસ-એજન્ટે આવીને જ્યારે 'કવિરાજ'ની ઝીણી ઝીણી જીવન-વિગતો જાણવા માગી, ને કૅમેરામૅને જ્યારે એના જુદા જુદા પોઝ લીધા, ત્યારે એણે પરમ કૃતાર્થતા અનુભવી.

એ કૃતાર્થતાની પરિસીમા તો ત્યારે આવી જ્યારે મિસ મૃણાલિનીએ પોતાના ખિલૌના (રમકડા) જેવા બનેલા અજીતને એક દિવસ સાંજે કહ્યું: "ક્યોં અજીત મહાશય, મ્હેફિલ મેં ચલોગે ક્યા ?"

"મ્હેફિલમાં !" અજીત છોભીલો પડ્યો: "કેમ કરીને આવું"?

"ક્યાં નહિ?"

"મારી પાસે મ્હેફિલમાં આવવાનાં કપડાં નથી."

"કપડાં! ઓ બાપ! કવિ મહાશયોને વળી કપડાં શાં ને વાત કેવી! એવી કોઇ માગણી જ કરે નહિને શાયરો પાસે!" મૃણાલિની ખુબ હસી: "વાસ્તે ચલો જી, કલ્પનાઓં કે હિ કપડે પહન કર ચલો. હમારે પ્રસન્નકુમારજી ભી બડે બેપરવાહ રંગીલે ગૃહપતિ હૈ. ચલિયે, કોઇ હરજ નહિ."

મોટરમાં મિસ મૃણાલિનીએ 'હમારે પ્રસન્નકુમારજી'ના સંબંધમાં વિશેષ પ્રકાશ પાડયો: "એ બાપડા બૂઢ્ઢાને માટે છાપામાં આવે છે તે બધી જ વાતો માનવા જેવી નથી હો અજીત મહાશય!"

"મેં તો એને વિષે કશું જ છાપામાં વાંચ્યું નથી." અજીતે પોતાનું આ મહત્વના વિષયનું અજ્ઞાન કબૂલ કરી આપ્યું.

એથી તો મિસ મૃણાલિનીએ વિશેષ પ્રકાશ પાડયો: શેઠ પ્રસન્નકુમાર બે મિલોના માલિક છે. ઝરીઆમાં એમની એક ખાણ પણ છે. એની કંઇક ભૂલને કારણે એના એક વખતના મેનેજર મી. ડારસીએ પોતાની સ્ત્રીને તલાક આપેલ છે. પ્રસન્નકુમાર શેઠનાં બ્હેનને એનો બનેવી બહુ દુઃખ દેતો હોવાથી શેઠે એને એક વાર તાજમહાલ હોટેલની બારીમાંથી ફગાવી દીધો હતો. એટલા તો એ લાપરવાહ બાદશાહ છે. ચમરબંધીની પણ તમા રાખતા નથી.

આવો ઇતિહાસ સાંભળ્યા પછી અજીતને રસ્તામાં જ ઊતરી જવાનું દિલ થયું. પ્રસન્નકુમાર જેવા માનવી પાત્રનો સાહિત્યભાવે અભ્યાસ કરવાની પણ એની વૃત્તિ ન રહી. છતાં એનું શરમાળપણું એનું બંધન બની ગયું.

રાતની એ મિજબાની પર એણે ત્રીશ વર્ષના પ્રસન્નકુમાર શેઠને

વિધવિધ કલાકારો, નટીઓ, દેશીઓ અને વિદેશીઓ વચ્ચે વીંટળાએલો જોયો. ગવૈયાએ ગાન ગાયાં, કથક કૃષ્ણનો નાચ કર્યો, એક સ્વીસ સ્ત્રીએ લોકગીત ગાયું. એક 'પ્રોફેસરે' ગંજીપાનાં જાદુ કપટ બતાવ્યાં. અને એ રાસડા ગાનારી, ઘેરદાર ઘાઘરાના દરિયા ઝૂલાવતી દસ જણીઓ કોણ હતી? અજીત ચકિત થયો. કાઠિયાવાડની ઢેઢડીઓ હતી. તે પછીની મિજબાની પર જે આસવોની રેલમછેલ બોલી તેનાં તો અજીતે નામ પણ પહેલવહેલાં જ સાંભળ્યાં.

પ્રસન્નકુમાર શેઠ હિંદીમાં, ઉર્દૂમાં, દક્ષિણીમાં, અંગ્રેજીમાં ને ફ્રેન્ચમાં પણ વાતો કરતા 'બડા રંગીલા' આદમી નીકળ્યા. કવિ મહાશય પ્રત્યે પણ પોતે ઝૂકતા, ખાણીપીણીનો આગ્રહ કરતા, અને કાવ્યમય ઉદ્‌ગારો કાઢતા હતા. 'દર્દે જીગર' શબ્દ એમની જબાનમાંથી વારંવાર નીકળતો હતો. પોતે કલાકારો અને સાહિત્યકારોના આત્મગૌરવની હિમાયત કરતા હતા. દુનિયાને જો પલટશે તો કવિઓ જ પલટશે એ એમનું વારવારનું કથન હતું. કવિઓ કલાકારોની એક એકેડેમી આવા લક્ષ્મીથી છલકાતા નગરમાં નથી તે માટે મુંબઇના લક્ષ્મીનંદનોની 'બદમાશી' પર તે ઊતરી પડતા હતા. ને વારંવાર કહેતા કે "અગર મેરા બિઝનેસ આગેકી તરહ ચલતા હોતા, તો ઇશ્વરકી સાક્ષી, મૈં ઇન આરટીસ્ટોંકા રાજા મહારાજાઓં કી તરહ જીનેકા હાલ બતા દેતા."

"દેખો યે કાઠિયાવાડકી હરિજન ઓરતો! હમારે પ્યારે મિત્ર વજીર સાહબ ખાસ ઉનકો ઇધર લેકર આયે હૈ, ખાસ કાઠિયાવાડકી 'આર્ટ' બતાને કે લિયે. યે આર્ટ કયા તુમકો કહીં ભી મિલેગી! મગર ઇનકો ઉત્તેજન પ્રોત્સાહન દેને વાલે કહાં હૈ! અગર મૈં કાઠિયાવાડકી એક ભી રિયાસતકા રાજા હોતા, તો ઇસ આર્ટકી યુનીવરસીટી ખડી કર દેતા!

"યે હરિજન લોક કો હમ લોક હડધૂત કરતે હૈ. યે તો હય કલા-મંદિરકી પૂજારને ! ઇનકા ઉદ્ધાર કૌન કરેગા ? ગાંધીજી તો કલાકે ખિલાફ હૈ. અચ્છા, ગાંધીકો કરને દો ઇનકી રોટીકી તજવીજ, હમ-લોક કરેંગે ઇનકા આત્માકી તજવીજ."

"વાહ ! વાહ ! કમાલ !" મહેફિલના સાથીઓએ શાબાસીના ધ્વનિ ઉચ્ચાર્યા.

વાતમાંથી વાત મિલોમાં પડતી હડતાલો પર વળી. ત્યારે પછી પ્રસન્નકુમાર શેઠનું સાચું સ્વરૂપ પ્રગટ થયું. એ ચૂપ બન્યો. લાલ-ચોળ બન્યો. એના હાથની મુઠ્ઠીઓ વળી. એ મુઠ્ઠીઓમાં પોતે કોઈ જીવતાં માનવીની ગરદન પીસી રહેલ હોય એવી ઉગ્રતાથી બોલી ઊઠ્યો : "મૈં જબ એજન્ટ થા, તબ ઇન એજીટેટરોંકો મૈંને બતલા દિયા થા : એક એક કરકે મૈંને ઉનકો સાફ કર દિયા થા. અબ તો મૈં નહિ હું, ફિર વો કલે કાલે ઝહરી સાંપ આને લગે હૈ, યુનીઅન કરને લગે હૈ, હાય હા ! કોંગ્રેસ સરકારોંકા તો મૈં કયા કહું ! ઉહ ! ફસ ગયે, લોગોં બેચારે ફસ ગયે !"

મેહફિલ કયારે ખતમ થઈ તેની અજીતને સરત નહોતી રહી. એના વિચારો પ્રભા પાસે દોડ્યા જતા હતા. આ રંગરાગની વચ્ચે નટીઓ હતી, તમાશબીનો હતા, અરે નવી ઢબે ને નવી હલકે રાસડા લેનારી કાઠિયાવાડની દેહડીઓ પણ દાખલ થઈ શકી હતી. નહોતી એક પ્રભા આંહી. આંહી જે અકેક સીગાર પીવાઈ રહી છે તેમાંથી તો અમારાં કેટલાંય નાનાં મોટાં કરજ ફીટત. આંહી રેલાતા એક રાત્રિના આનંદોમાંથી તો મારું ભવનું દળદર ભુક્કો થાત. પણ એ વાત આ પ્રસન્નકુમાર શેઠને હું કરત તો યે શું એ આ રાત્રિના આનંદોનું વિસર્જન કરી એક કલાકારના જીવનને ભાંગતું બચાવત?

એકલો બેઠો હતો. બધાં ક્યારે સરી ગયાં તેની સરત ન રહી. આખરે દીવા ઝાંખા પડ્યા. અજીતે ઊંચે જોયું. એણે સામેના બારણામાં પ્રસન્નકુમારને ને મૃણાલિનીને જોયાં. બન્નેએ એકબીજાના કંઠમાં હાથ વીંટાળ્યા હતા. અજીતને જોયા પછી પણ તેઓ છૂટાં ન પડ્યાં. તેઓ હસતાં જ ઊભાં.

અજીત ભોંઠો પડ્યો, પણ કવિ મહાશયને પોતાનું રમકડું માનનારી મૃણાલિનીને મન કશો જ સંકોચ નહોતો.

મોટરમાં બેઉ પાછાં ચાલ્યાં ત્યારે રસ્તે મૃણાલિનીએ પૂછ્યું:

"કેમ, દીઠાને અમારા રંગીલા બાદશાને! તમને માલૂમ નહિ હોય કે અત્યારે તમે પોતે જ આ માણસના અહેશાન તળે છો. તમને ઇન્સાનીઅતના દરજ્જા પર મૂકનાર શેઠ પ્રસન્નકુમાર જ છે."

"શી રીતે?"

"તમારો ડ્રામા હું હાથ પર લઇ શકી છું તે તો એની મદદથી. એ ડ્રામા પર થનાર તમામ ખર્ચ એની તરફથી મને મંજૂર થયેલ છે. મારા ને તમારા જેવાં કલાકારોને ખાતર પોતાની અત્યારની નબળી હાલતમાં પણ એ કેટલો મોટો ભાગ આપી રહેલ છે!"

જ્ઞાનપ્રાપ્તિની એ પળથી જ અજીતનો રસ પોતાના નાટકના પીક્ચરમાંથી ઓસરવા લાગ્યો. એને વિમાસણ ઉપડી: આવા માણસની લક્ષ્મી સાચી કલાને શું ખરીદી શકતી હશે? એ લક્ષ્મીનાં સત્ત્વો શું કદિ મારાં સ્વપ્નોને વ્યક્ત કરી શકશે? મારા નાટકનું નામ—'પ્રતિભાના સોદા'—એ શું આંહી મૂર્તિમંત નથી ખડું થયેલું!

અજબ છે આ સીનેમા અને રંગભૂમિ: આ ઊર્મિઓને ને લાગણીઓને વેચવાનાં હાટડાં: એની હૂબહૂ રજુઆત કરવાને ખાતર માણસે એનો સાચેસાચ સ્વાનુભવ કરવો પડે છે, એની સાથે તન્મય

બનવું પડે છે, અને સાથોસાથ એનાં નાણાં ઉપજાવવા માટેની પણ નજર જાગ્રત રાખવી પડે છેઃ નાણાં જેનાં ન મળી શકે તેવી ઊર્મિઓને માણસે દિલથી દૂર રાખવી પડે છે!

આ પ્રેસ-એજન્ટનો દાખલો લો. આનું આ જ 'પ્રતિભાના સોદા' જેને પોતે સાચે જ પ્રતિભાશીલ કૃતિ માને છે, એજ પીક્ચર જો 'ધુમધડાકા પીક્ચર્સ' ને બદલે 'કડાકા ભડાકા' પીક્ચર્સ તરફથી રજુ થતું હોત તો એ જ પ્રેસ એજન્ટ એને 'સડેલું' કહી નિન્દત.

શુટીંગ, એડીટીંગ વગેરે સર્વ ક્રિયાઓ ખતમ થઇ. રૂપેરી પરદા પર રજુ કરવાની પહેલી સંધ્યા આવી પહોંચી. અજીત પોતાની એ કૃતિને પ્રેક્ષક દૃષ્ટિએ નિહાળવા ઊંચી 'બોક્સ'માં બેઠો. નીચે એણે ચિક્કાર હાઉસ નિહાળ્યું. પહેલી 'એક્સ્ટ્રા' પંક્તિમાં એણે પ્રત્યેક 'પીક્ચર્સ'ના માલેકોને, મેનેજરોને, ડાયરેક્ટરોને બેઠેલા દીઠા. ઓર-ચેસ્ટ્રા પારસીઓથી ભરપૂર હતી. વ્યાપારીઓ ને મીંયાઓનો મધપૂડો ખદબદતો હતો. અજીતના અંતરમાં એક કંપારી નીકળી ગઇ: 'પ્રતિભાના સોદા'માં આ લોકો શું સમજશે?

આદિથી અંત સુધી પ્રેક્ષક સમૂહ ઉત્કંઠિત ભાવે ચૂપચાપ બેઠો રહ્યો. આખા ચિત્ર દરમ્યાન એક પ્રસંગે, કલાકાર 'હીરો' પેલા ચાપડવાળા શેઠના માથા પર વાયોલીન પટકે છે તે પ્રસંગે લોકો ખડખડાટ હસ્યા. ને પીટ ક્લાસમાંથી "દે, દે સાલાને ફરી એક વાર!" એવી કીકીઆરી ઊઠી. છેલ્લી ટોકરી વાગી. જનસમૂહ ચૂપચાપ બહાર નીકળી ચાલ્યો ગયો. અને એ પહેલો જ 'શો' પૂરો થતાં, અજીતે તાર ઓફીસ જઇને પ્રભા પર તાર મૂક્યોઃ "પ્રતિભાના સોદાનો પરમ વિજય થયો છે."

બીજો 'શો' તે દિવસ નહોતો રખાયો. અજીત જઇને ઘસઘસાટ નીંદરમાં પડ્યો. પ્રભાતે જ્યારે એણે છાપાં ઊઘાડ્યાં ત્યારે એણે

પ્રશંસાનાં પૂર નિહાળ્યાં. છાપાંવાળા કેટલા ઉદાર ! 'પ્રતિભાના સોદા'માં પોતે વર્તમાનપત્રો પર જે કાતિલ કટાક્ષ કરેલો છે તેની પણ એમણે કદર કરી છે.

એને ખબર નહોતી કે છાપાંવાળાઓને આટલા દિલાવર બનાવનાર તો હતી બબ્બે પાનાંની જાહેર ખબરો.

હર્ષઘેલો અજીત સ્ટુડીઓ પર પહોંચ્યો. સૌ પહેલો એને પ્રેસ-એજન્ટ જ મળ્યો. એણે અજીતને એક જ વાક્ય કહીને ઠંડોગાર બનાવ્યો: "પહેલા દિવસ પરથી ન હરખાઓ. એ તો હતું પ્રસિદ્ધિનું પરિણામ : સાચી કસોટી તો બીજા દિવસે થાય છે."

બીજા દિવસનો 'શો' ! હાઉસમાં દોઢ સો જ પ્રેક્ષકો. બીજા ને ત્રીજા 'શો'માં પચાસથી વધુ નહિ. અજીતનો જીગર-પારો ૫૦ ડીગ્રી પર ઊતરી ગયો.

છેલ્લો 'શો' ખતમ થયા પછી મિસ મૃણાલિની, ગોબરભાઈ, મી. દફ્ણિયા ને અજીતની કોન્ફરન્સ મળી.

"જોયું ને !" મી. દફ્ણિયાએ કહ્યું: "પીક્ચર ફેઈલ ગયું."

'એકદમ ફેલ.' ગોબરભાઈએ મોં બગાડ્યું.

"હું તો પહેલેથી જ જાણતી હતી કે ફેલ જ જશે." મૃણાલિની બોલી.

"ને તમે ?" મી. દફ્ણીયાએ અજીતને પૂછ્યું.

અજીતે કહ્યું "અહીં તો એ કેવી રીતે ચાલે ? પબ્લીક સંસ્કારી હોય તો ને ? બંગાળામાં બતાવશો ત્યારે કદર થશે."

"એનો કશો જ અર્થ નથી." પ્રેસ એજન્ટે કહ્યું: "કલકત્તા તો એને ત્યાં ને ત્યાં દફનાવી દેવાનું."

"ચોક્સ." ગોબરભાઈએ ટાપશી પૂરી.

"હું તો પહેલેથી જ ધારતી હતી." મૃણાલિની ફરી વાર બોલી.

"તો હવે તમે શું કરવા માગો છો?" અજીતે ફાળભર્યા સ્વરે પૂછ્યું.

"પીકચરમાં ફેરફાર કરી જ નાખવો પડશે."

"કેવી રીતે?"

"મિસ મૃણાલિનીએ તમને પહેલેથી જ સૂચવ્યું હતું તે રીતે."

"શું બોલો છો?" અજીત ચોંકી ઉઠ્યો.

"ફેરવવું જ પડશે." ગોબરભાઈએ કહ્યું.

"છૂટકો જ નથી." મી. દફ્તુરીયાએ કહ્યું.

"હું તો પહેલેથી જ કહેતી હતી." મૃણાલિનીએ કહ્યું.

"પણ હું એમાં બિલકુલ સંમત નથી." અજીત ઉકળ્યો.

"બીજો ઇલાજ જ નથી." ગોબરભાઈએ મક્કમ ઘાંટો કાઢ્યો.

"હું નહિ કરવા દઉં." અજીત ઉશ્કેરાયો.

"તમે શું કરશો?"

"હું કોર્ટે જઈશ. ઇન્જંકશન મેળવીશ."

"કોન્ટ્રાકટમાં એવી કોઈ કલમ નથી કે પીકચર ન બદલી શકાય."

"અરે શું બોલો છો ગોબરભાઈ શેઠ!" અજીતે કહ્યું: "આપણી વચ્ચે સ્પષ્ટ સમજણ થઈ છે."

"ઓહ !" ગોબરભાઈએ ચશ્માંની આરપાર ડોળા ઘૂરકાવ્યાઃ "તમે સાબીત કરજો ને ત્યાં કોર્ટમાં."

"એટલે શું તમે આપણી વચ્ચે થયેલ સ્પષ્ટ વાત પર પાણી ફેરવશો ?"

"ત્યારે શું અમે ખરચેલા પોણો લાખ ઉપર પાણી ફેરવીએ એમ તમારું કહેવું છે ?"

દર્દભરપૂર ચહેરે અજીત મૃણાલિની તરફ ફર્યો : "આપણા કરારનો ભંગ થશે ?"

"પણ બીજું શું થઈ શકે ?" મૃણાલિનીએ ઊંડા સ્વરે કંટાળાભેર કહ્યું. "તમે જોતા નથી કે આમાં મારી આખી 'કરીઅર' પર કુહાર લાગી ગઈ છે !"

અજીત જોઈ રહ્યો–ઘડીક આની સામે, ઘડીક પેલાની સામે. એણે જોઈ લીધું, કે પોતે ખતમ થઈ ચુકેલ છે. એને માટે કોઈ ઠેકાણે જઈ વકીલાતી સલાહ લેવાનું ય સાધન નહોતું. એના ગજવામાં રૂપિયા ફક્ત દસ હતા.

"એટલે તમે શું કરશો ?" એણે પૂછ્યું.

"અમે કાઠિયાવાડના ગેંગડા ગામે ક્યારનો તાર કરી દીધો છે."

"કોને ?"

"મી. ઉશટીને–જેમણે સીનેમા-જગતને બસો સ્ટોરી આપી છે."

"એ શું કરશે ?"

"એ આવીને પીક્ચરને 'પ્રેક્ટીકલ' બનાવવા માટે જરૂરી સુધારા વધારા કરી આપશે."

તે પછી 'પ્રતિભાના સોદા'ની શી વલે થઈ તે જાણવાની પરવા કર્યા વગર અજીત રાજનગર ગયો. ત્યાંથી એણે જાણ્યું કે પીકચરમાં નવા ફેરફારો ઉમેરાયા છે: હીરો હીરોઈનને પરણાવવામાં આવેલ છે, એક કરતાં વધુ વાર હીરોઈનને હીરોના આલીંગનમાં ઢળતી બતાવી છે વગેરે વગેરે.

છ મહિને અજીતને ગોબરભાઈનો કાગળ મળ્યો. લખ્યું હતું કે પીકચરનાં આવક ખર્ચનો હિસાબ કર્યો છે. દસ હજારની ખોટ નીકળી છે. એટલે દસ્તાવેજની રૂએ કશું આપવાનું રહેતું નથી

# સંસારની બખોલમાં

પરાજય અને લજ્જા બન્નેની ટીલી લઈને અજીત પોતાને શહેર પાછો આવ્યો, ત્યારે ત્રણેક મહિનાના વિયોગની એ સમાપ્તિની ઘડી સુખમય થવી જોઈતી હતી એને બદલે એ ઘડી વિષપાનના પ્રસંગ સમી બની ગઈ. અજીત આવ્યો છે એ સમાચારની ગંધ વધુમાં વધુ ઝડપે તો લેણદારોને નાકે પહોંચી ગઈ. લેણદારોની ઘ્રાણેન્દ્રિય શ્વાનની સૂંઘવાની શકિત જેવી જ નિરોગી અને તીવ્ર હોય છે. તેમણે આવી આવી બીલો હાજર કરવા માંડયાં. સૌથી વધુ બુલંદ બીલ ડૉકટરોનાં હતાં. તેમણે પ્રભાનાં અનેક શારીરિક માનસિક દર્દો માટે સારવાર કરી હતી. ને પ્રભાનો રોગ જો કે કેવળ એક ચોકસ માનસિક રોગ હતો તો પણ તેને માટે ડૉકટરોએ જુદાં જુદાં સંખ્યાબંધ સુશોભિત નામો શોધી કાઢયાં હતાં ને જુદી જુદી 'ટ્રીટમેન્ટ' આપી હતી.

બીલોના આ હલ્લાની બરદાસ્ત કરવા માટે અજીતે જ્યારે પોતાના છેલ્લી ઘડીના વિસામા સમા મુરબ્બીઓ સ્નેહીઓને ખોળે સવાલ નાખ્યો ત્યારે જવાબ જુદી જુદી જાતના આવ્યા. તેમાંથી એક અમીર મિત્રનો જવાબ આ હતો : "લોનો આપવાથી આપનાર માણસ અપરાધી બને છે. તમને આજ સુધી લોનો મળતી રહી છે એટલે જ તમારૂં મન ચોકસ ધંધામાં ખૂંચ્યું નથી, એટલે જ તમે બેહાલ

બન્યા છો, તમારી એક સ્નેહી તરીકેની વધુ બેહાલીનો દોષિત હું બનવા માગતો નથી.”

ફરી પાછાં અખબારોનાં અવલોકનો અને હસ્તપ્રતોનાં સુધારા વધારાનાં કામ ટુકડે ટુકડે મેળવી મેળવીને અજીતે દિવાળીના ડિસેંબરમાં પોતાના ઘરસંસારને ઘસડી આણ્યો. એક સમાજવાદી વર્તમાન-પત્રના વાર્ષિક દીપાવલી–અંકમાં અજીતે પોતાની રાત્રિ પછી રાત્રિના ઉજાગરાનાં નયન–તેલ નીતારીને એનાં પાનાં પર લેખોના દીવા પેટાવ્યા. તેમાંથી મળેલી રકમને પોતાના કુટુંબનાં કલેવરો ફરતી વીંટાળીને અજીત શિયાળાના સૂસવતા વાયરાની સામે ઝઝૂમવા લાગ્યો.

પરંતુ આ ઠંડી ઋતુએ અજીત–પ્રભાના દંપતી–સંસારમાં એક નવી વિપત્તિના ભેરીનાદ સંભળાવ્યા. એક બાળકના પ્રસવથી ગળા સુધી આવી જઈને તેમણે બેઉએ પોતાની વચ્ચે જે દિવાલ ચણી હતી તે તૂટવા લાગી. બન્ને જણા ‘ભાઈ અને બહેન’નો સંબંધ સાચવવામાં સહમત થયાં હતાં, ને આજ સુધી તો જુદા રહેવાની તેમનાં શરીરોને ફરજ પડી હતી. પણ હવે તો રાત્રિઓની ઠંડીએ થર્મોમિટરના પારાને ખુબ નીચે ઉતારી દીધો. અજીત પ્રભાને પોતાના કરતાં વધુ દુર્બળ સમજી ઘરમાં હતું તેમાંનું ઘણું ખરૂં બિછાનું, ઓઢવાનું, ગરમ કામળ વગેરે આપી દેતો. પોતે જઈ ચાલીમાં સૂઈ રહેવા લાગ્યો. પોતાને માટે ઓઢવા પાથરવાની સામગ્રી પૂરી ન હોવાથી આખી રાત લગભગ જાગ્રતાવસ્થામાં જ એણે ખેંચવા માંડી. પણ ઠંડીની ક્રૂરતા વધુ ને વધુ કાતિલ બનતી ગઈ તેમ તેમ આ ગોઠવણમાં કડાકા બોલ્યા. બન્ને જણાં એક સાંકડા ખાટલા પર તમામ પાથરણું પાથરી તેમ જ તમામ ઓઢવાનાં સાધનોની સોડ બનાવી, એકબીજાની હુંફમાં રક્ષણ શોધતાં બે રાની પશુઓની પેઠે લપાવા લાગ્યાં. આ અવસ્થામાં પણ તેમણે પોતાનો નિશ્ચય ટકાવી

રાખ્યો. આખરે તેમનાં રુધિર ને માંસ પોતાની અશક્તિનો પોકાર કરી ઊઠયાં. એટલે તેમનાં દંપતી–જીવનની જટિલતામાં જાતીય સમસ્યાનું જૂનું જાળું ફરી વાર દાખલ થયું.

અજીતને તો પોતાના માથા પર આસમાનમાં કોઈક શિકારી પક્ષી ચક્કર ચક્કર ઘૂમતું હોય એવી ફડક પેઠી. ચકર ફરતા એ રુધિરમુખા ગરૂડનો પડછાયો અંતર પર ઢળતો હતો. એની પાંખોના સૂસવાટા બોલતા હતા. અજીતનું કલેજું નાના કોઈ ચકલ્યાની માફક લપાતું હતું.

માનસિક સંગ્રામની સ્થિતિએ એના જીવનમાં આજ સુધી ક્યારેય વિરામની પલ આવવા દીધી નહોતી, બુદ્ધિ એની બળું છું બળું છું પોકારીને બંડ જમાવતી હતી; ત્યારે પ્રકૃતિનો એક અંશ સ્ત્રી સમાગમની ઝંખનાએ જલતો હતો, એ અવસરનાં આદરમાન કરવા તૈયાર હતો. ને બીજી તમામ બાબતોમાં વેરી બનીને ઊભેલી ગરીબી આ એક બાબતમાં તો એનો માર્ગ સરલ બનાવી દેવા બધી રીતે અનુકૂલ હતી. બુદ્ધિના કે વિચારના હાથમાં આ બાબતનો નિર્ણય રહી શક્યો નહિ. નીતિ અને સૌંદર્યની અભિરૂચિ પણ આ કેડાને રૂંધી શકી નહિ. આંધળા પ્રારબ્ધે એ નિર્ણય પેલા સુંવાળા પ્રકૃતિ–તત્ત્વને જ હાથે સુપરત કર્યો.

બુદ્ધિને અને અંતરાત્માને એણે એકાંતે પ્રશ્ન કરી જોયા. નારી સમાગમ માનવીને માટે મંજૂર ક્યારે હોઈ શકે? એક જ સ્થિતિમાં : નારી સમાગમ જ્યારે કોઈ એક પરમ સર્જનોર્મિનું પરિણામ હોય ત્યારે જ. એ પરમ સર્જનોર્મિ એટલે નવા માનવાત્માની રચના : એ એક જ આશય નારી સમાગમને મંગલ, ઉન્નત, ન્યાયયુક્ત ને ધર્મયુક્ત ઠરાવી શકે. અને આવો આશય તો ત્યારે જ વ્યાજબી ઠરી શકે, જ્યારે નવો જન્મનાર જીવાત્મા નિરોગી, સ્વાધીન, સુખી

તેમ જ સુંદર બને તેવા બધા જ સંજોગો મોજૂદ છે એવું માનવીની બુદ્ધિ જવાબદારીપુર્વક ઉચ્ચારી શંક.

પરંતુ આજે 'લગ્નગાંઠના મંગલ બંધન'ના જોરે ચાલી રહેલા રીવાજથી સાચા નારીસમાગમનો આદર્શ કેટલો જુદેરો છે ! નારીસમાગમ જ્યારે શેરડીનો સાંઠો ચૂસવા જેવી, દ્રાક્ષાસવની પ્યાલી પીવા જેવી, શરીરની–ને કેવળ શરીરની જ એકલાની ક્રિયા બની રહે, માંસના લોચાના નર્યા દિદાર અથવા સ્પર્શ માત્રથી જ નિર્માણ પામતી કેવળ એષ્ણા બની રહે, કેવળ એક ઓરડીમાં કપડાં પહેરવા કાઢવાના સંજોગોમાંથી જ સળગી ઊઠનાર આગ જ બની રહે ત્યારે એમાં પ્રબલ પરમ સર્જનોર્મિની વિરલ મંગલ પળ ક્યાં રહી ?

સંતતિ–નિયમન માટે વાપરવા પડતાં સાધનોનો પણ એણે વિચાર કરી જોયો. એ સાધનો શરીર–સમાગમની સ્વાભાવિકતાનો નાશ કરનારાં હતાં, તેની સાથે 'ક્યાંક ગફલત રહી ગઇ હશે તો !' એવી એક સતત ભય–લાગણી કલેજાં પર ઝળુંબ્યા કરે ! આવી ગલતી જાણે કાયમ થતી હતી, અથવા થવાની શંકા પડતી હતી, પરિણામે બેઉ જણાં પ્રત્યેક મહિનાના ઋતુસ્રાવની કમ્પતે થડકતે કલેજે રાહ જોઇ બેસતાં.

અજીતના મનમાં નારીસમાગમ પ્રત્યે અણગમો ઊભો કરનારી આ બધી બાબતો હતી. મોતની સજા માટેની ચિટ્ઠીઓ નાખનારાં હોય, જાણવા છતાં જ વિષ–ભેળવ્યા ભોજનમાંથી કોળીઆ ભરતાં હોય તેવાં એ બેઉ બની ગયાં.

આખરે દિવાલો તૂટી પડી, ફરી એનું ચણતર કરવાપણું રહ્યું નહિ. અજીતે એ ફરી ચણવાનો યત્ન જ ન કર્યો, કેમકે પ્રભાના જીવનમાં એણે એક નવું તત્ત્વ દીઠું. પોતાનામાં જેનો અભાવ હતો, જીંદગીએ પોતાને જે

પૂરા પ્રમાણમાં દીધું નહોતું, એવા એ તત્ત્વને માટે એ તલસતી ને કર લંબાવતી બની ગઈ. શારીરિક સમાગમ–ચેષ્ટાને એણે પ્રણયનું દાન ગણ્યું. એ 'પ્રીતિ'નો એને ધરવ જ થતો નહોતો. એ પ્રીતિમાં સદાય ઝબકોળતી રહેવામાં પોતે સુખ પામતી હતી. અજીતના અંતરમાં 'પ્રણય' એક જુદી જ વસ્તુ હતી. પ્રણય તો એની દૃષ્ટિએ જીવન–સ્થંભ હતો, જીવનને ટેકાવણહાર હતો. એ પ્રણયની યાચના કરવી એ તો દુર્બલતાનું ચિહ્ન હતું. પ્રત્યેક આત્મા પોતપોતાની તાકાત પર નિર્ભર રહે, એ જીવનનો પહેલો નિયમ છેઃ એ આત્મિક સ્વાધીનતાને પરના હાથમાં સોંપવાના મહાદોષની માફી જ ન હોઈ શકે.

પરંતુ પાછો એ પોતાના દિલ જોડે દલીલ કરતોઃ અમારી અવદશા વચ્ચે આવા વિચારો કાંતવા બેસવામાં કેવી નાદાની છે ! અમે હવે 'આત્માઓ' રહ્યા જ કયાં છીએ ! આત્મિક જીવન અમારા તકદીરમાંથી લુપ્ત થયું છે. અમે તો આજે બે નર્યાં કલેવરો– બે કંગાલ, ઠંડાંગાર, મુડદાલ અને રીબાતાં શરીરો જ રહ્યાં છીએ. અમારી સાથે વળગ્યું છે ત્રીજું એક સદંતર નિરાધાર, અમારા પર નિર્ભર અને અમારા મોંના 'આત્મા' નામના પોકળ ઉચ્ચારની મશ્કરી કરતું એક માનવ–જંતુ.

આમ થોડા દિવસ ચાલીમાં સૂનારો, તે પછી થોડા દિવસ બીજી જાતના આત્મરક્ષણને શોધનારો અજીત આખરે પોતાના 'આત્મા' વિષેના વિચારોને મગજમાંથી નીચોવી નાખી આખરે પતિ, પિતા ને ગૃહસ્વામી તરીકેનો સંપૂર્ણ પાઠ ભજવતો થયો. પ્રભાને જે પ્રણય–લીલાની આરઝૂ હતી તે પ્રણયલીલા પોતે પ્રભા સાથે રમવા બેઠો; પ્રભાની યાચનાને અધીન થતો, પ્રભાના તલસા-ટોને તૃપ્ત કરતો, ને પ્રભાનું જ દૃષ્ટિબિન્દુ દરેક વાતમાં કબૂલ કરી લેતો એ ડાહ્યો પ્રેમિક બન્યો.

એ જીવન એનું પોતાનું સ્વાભાવિક નહોતું. એની બુદ્ધિમાં તો ફરી ફરી સમરાંગણ મંડાઈ જતું. આઘે આઘેથી વીરહાક પડતી હતી. રણશીગાં સંભળાતાં હતાં. પોતે સમજતો હતો કે શરીરના કાનૂનોને સ્વીકારવામાં પોતે આત્માને જન્મકેદમાં ઝકડાવ્યો હતો. એક દિવસ આખરે એ કારાગૃહને ભેદવાની એને ધારણા હતી. એકાદ કોઈ દિવસે હું મારું નિજ–જીવન જીવી શકીશ એવી એને આશા હતી.

દરમ્યાન પ્રભા અજીતનું પોતાના જીવતને બંધ બેસતું ઘડતર કરી રહી હતી. પ્રભા પાછી માનતી પણ હતી કે આ ઘડતરમાં પોતે ફતેહ પામી રહી છે. વાતવાતમાં પ્રભા અજીતને કહેતી કે "જુવો, હવે તમે કેવા ડાહ્યા ડમરા ને રસિક બનવા લાગ્યા છો ! આજ સુધી તમે જડભરત હતા. ભેજામાં કેટલુંય ભૂંસું ભરીને ભમતા. ખુમારીનો પાર નહોતો. હવે કેવા કૂણાં બન્યા છો ! હવે કાંઈક માણસાઈમાં આવ્યા ખરા.'

આ પ્રશસ્તિના શ્રવણ–સમયે અજીત પોતાની છાતીને દબાવી રાખીને બેસતો. કેમકે પોતે જાણતો હતો કે રત્નાકરની છાતી જેમ પોતાના આંતરિક સામર્થ્યના પ્રાણમંથનના પરિણામરૂપ ફીણથી ઢંકાતી હોય છે, તે જ રીતે મારી આ ખુમારી, મારા સ્વભાવની કઠોરતા, આ મારું જડભરતપણું, એ તો મારા આત્માના શક્તિ–ઊકળાટના ફીણગોટાળા છે. આ ફીણ સંપૂર્ણપણે વિરમી જશે, ત્યારે જીવનનું જળાશય આપણું પ્રશાંત અને સમથળ બની જશેઃ પછી પ્રભાને પોતાના રૂપનાં પ્રતિબિમ્બો એની અંદર નિહાળવાની મોજ પડશે !

ગૃહસંસારના સાંકડા પીંજરામાં પૂરાએલાં બે પ્રાણીઓ જેવાં એ ધણીધણીઆણી એક બીજાને આપદારૂપ, અંતરાયરૂપ, બંધનરૂપ બની રહ્યાં. બેઉ પરસ્પરનો નાશ કરતાં હતાં, ને વેદનાના બળબળતા પ્રસંગે આખરે એક જ ઉપાય લેખે બેઉ જણાં બેસીને કલહનાં આંતર્ગત

કારણોની શોધ કરતાં, શોધ કરીને સામસામાં દોષમુક્ત બનાવતાં. કલહ, કંકાસ, પરસ્પરનાં સ્વભાવ–ઘર્ષણો વગેરે બધી વાતોના ઉત્પાદક કારણ તરીકે અજીતે એક વાક્ય ગોતી રાખ્યું હતું. 'આર્થિક સંકડામણ': બસ, પોતે ચીડાતો, અધીર બનતો, કટુતા ધારણ કરતો, કારણ કે 'આર્થિક સંકડામણ આપણને ભીંસી રહેલ છે પ્રભા !'

એક દિવસ પ્રભા બજારમાં જઈને પાછી આવી ત્યારે એના હાથમાં ચાર પાંચ બંડલ દીઠાં. બંડલ ખોલાયાં ને અંદરથી એક સુંદર લાલ રંગનું ટેબલ–કવર નીકળી પડયું. 'જુઓ તો, કેટલા દિ'થી હું ઝંખતી'તી, કે આ ટેબલ ઉપર ઢાંકવાનું કાંઈક લાવું. કેટલાય દિ'થી મનમાં રંગ ગોઠવતી હતી, આજ સ્વદેશી સ્ટોરમાં ફક્ત ત્રણ જ રૂપિયામાં આ મળી ગયું. જુઓ તો, કેવું રૂપાળું છે.'

પણ અજીતને આર્થિક સંકડામણના ટાઈટ થતા જતા સ્ક્રુ નીચે આ રૂપાળાપણું જોવાની શક્તિ નહોતી.

'ત્રણ રૂપિયા !' એ બોલી ઊઠ્યો : 'ત્રણ રૂપિયામાં તો આપણા બે દિવસ નીકળી જાત. આની આપણને શી જરૂર હતી ?'

એક કહે 'ત્રણ જ રૂપિયામાં કેવું રૂપાળું !'

બીજો કહે 'ત્રણ રૂપિયા ! જેવડી રકમ પાણીમાં ફેંકી દીધી !'

પતિની આ સૌંદર્યહીન દૃષ્ટિ, આ જડભરત રસવૃત્તિ જોઈને પ્રભા ઓરડા વચ્ચે બેઠી બેઠી, આંસુ ખળખળાવવા લાગી. એની આસપાસ પાંચેક બંડલો પડેલાં હતાં. ને પતિ એને આર્થિક સંકડામણની સમજ આપતો હતો.

બીજી વાર બજારે ગઈ ત્યારે એ ટેબલ–કવર પ્રભા પાછું દેતી આવી.

અજીતનાં 'આર્થિક' કારણો તેમ જ દલીલો સાંભળીને પ્રભા સહમતિ આપતી. બુદ્ધિ તો એની પણ આ બધું સ્વીકારી શકતી. પણ બુદ્ધિના થરની નીચે એક એવું તત્વ હતુ કે જેને બુદ્ધિ સાથે કશી નિસ્બત જ નહોતી. એ તો હતું શુદ્ધ પ્રાથમિક આવેશનું તત્ત્વ. બુદ્ધિનો કાબુ જરાક ઢીલો પડતો કે તત્કાળ એ પ્રાથમિક માનવની મનોર્મિ એના ઉપર સ્વાર થઈ બેસતી. પ્રભા આવી પ્રાથમિક આવેશ-મયતાનો સતત ઇન્કાર કરતી, પોતે એની ગુલામડી નથી એવી મનને વારંવાર ગાંઠ વળાવતી, ને એનાં આચરણોને કોઈ જો બાયડીશાઈ મનો-દશા વાળાં ગણાવતું તો પ્રભા ભારી છેડાઈ પડતી.

પોતાનું પ્રત્યેક આચરણ પણ બુદ્ધિની કસોટીએ કસીને પોતે આચરે છે એવો પ્રભાનો દાવો હમેશાં મજબૂત રહેતો. આ વાતનો ઇન્કાર કરનાર પ્રત્યેક માનવી મૂર્ખ, ગેરસમજદાર, ને ભ્રમિત જ હતું.

પ્રભા અજીતનું અનુકરણ કરવા મથતી. અજીત સ્વાવલંબી અને પોતાના સંજોગોનો શાસક હતો. પોતે આત્મતૃપ્ત હતો, જોઈએ તે મેળવી લેતો, પારકાની પસંદગી નાપસંદગીની એને પરવા નહોતી. પોતાની ઊર્મિઓનો એ સ્વામી હતો, પ્રતિકૂલ ઊર્મિને એ ખતમ કરી શકતો. પ્રભાને પણ એવા થવું હતું. થવું હતું શું, પોતે માનતી કે પોતે એવી હતી જ. એનો ઇન્કાર કોઈએ કરવાનો જ નહોતો. પોતે જો બુદ્ધિવિરોધક કશું બોલે કે કરે, તો કાં તો એ અકસ્માત હતો, કાં અન્યનો સમજફેર હતો, ને કાં સામા માણ-સની જ એ ભ્રમણા હતી! પોતાને વિષે એવી ભ્રમણા સેવનાર જ એના રોષનો ભોગ થઈ પડતો.

પ્રભાને એની બુદ્ધિહીનતાની ખાત્રી કરાવવા માટે કલાકોની માથાકૂટ કરવી પડતી. પછી બીજે જ દિવસે એ પાછી ભૂલી જતી.

અજીતના જીવનની તેમ જ જગતની અમુક બાબતો તો એ કદિ જ સમજી નહોતી શકતી.

દાખલા તરીકે અજીતનો વર્તમાનપત્ર વાંચવાનો નાદ પ્રભાને મન વિસ્મયકારી હતો. દુનિયામાં તે કાળે કરાળ વિપ્લવ થઇ રહ્યો હતો. જગતના પ્રત્યેક માનવી પર ભીંસીને પડેલી યાતનાઓનું પડ ઉથલાવી નાખનાર એ આંદોલન હતું. એટલે હમેશ એ સમાચાર માટે ક્ષુધાર્ત બનતો. છાપું દીઠું કે એના પર તૂટી પડતો. પ્રભાને મન છાપું જીવનના તમામ અધમ તત્ત્વનું પ્રતીક હતું. એ કહેતી કે "હવે શું એવાં ફરફરિયાં વાંચ વાંચ કરતા હશો?"

"બાપુ, હવે ભલી થઇને મને ન બોલાવ." છાપું વાંચતો વાંચતો એ કહેતો. "મને વાંચવા દે."

"બહુ સારૂં." એ કહેતી. ને પાંચ મિનિટ વીતતી, પછી– "તમે વાળુમાં શું બટેટાનું શાક ખાશો?"

"હા બાપુ હા. હું હમણાં વાંચું છું."

"વારૂ!" બીજી પાંચ મીનીટ. વળી પાછું–

"હેં, તમે—"

આંહીં ધીરજનો ખજાનો ખૂટી જતો. અજીત છાપું હેઠે મૂકતો, ને આંખો ઢાળી દઇ કહેતો: "એવું કાંઇ હું તારે માટે કરી શકું પ્રભા, કે જેથી તું મને નિરાંતે છાપું ય વાંચવા દે?"

તત્કાલ પ્રભાના મોં પર વેદનાનાં લોહી ધમધમાટ કરી મૂકતાં ને એ બોલી ઊઠતી,

"આમ મારૂં મોઢું તોડી લેવાય ને? મને તમે પ્રેમથી હસીને કહેતા હો તો—"

" પણ એમ તો મેં ત્રણ ચાર વખત કહ્યું. "

" પ્રેમથી કહ્યું ? ખોટું બોલો છો ! "

" પ્રેમથી નહિ ત્યારે કેવી રીતે કહ્યું ? "

" કહ્યું ! મારાં નસીબમાં જ જૂતા છે ને ? "

પછી બન્ને જણાં દલીલો કરવા બેસતાં. છેલ્લા બે ચાર મહિના-માંથી પ્રસંગો ટાંકી ટાંકીને અજીત પ્રભાને એના દોષો બતાવતો. દુઃખી માણસોની દુઃખદ પ્રસંગો યાદ કરી રાખવાની સ્મરણશક્તિ બાહુ તેજ હોય છે. અને વર વહુની વચ્ચે દલીલબાજી થાય એ જેવી કોઈ બીજી કમબખ્તી નથી.

વળી કોઈ વાર પ્રભા કાંઈક ખરીદી કરવા શહેરમાં જતી ત્યારે અજીત એને ભલામણ કરતો કે "પ્રભા, સાંજનું તાજું છાપું લેતી આવજે ને !"

જર્મની ઝેકોસ્લોવેકીઆના મામલનો એ છેલ્લો તબક્કો ચાલતો હતો ને અજીત એના સમાચાર માટે કેટલો સળગતો હતો તે પોતે પ્રભાને સમજાવી સમજાવી, ફરી ફરી ખરાવી કહેતો "જોજે હો પ્રભા, ભૂલી જતી નહિ."

કેમ કે તેઓ હવે શહેરનાં દૂર પરામાં રહેતાં હતાં. ત્યાં છાપાના ફેરીઆ જતા થયા નહોતા.

સાંજે પ્રભાને દૂરથી આવતી દેખી દોડયો પોતે 'પેપર'ના ફળ-ફળતા સમાચારને ભેટવા સામો ગયો, ને શ્વાસભેર માગ્યું, "લાવ મારૂં છાપું."

તૂર્ત જ પ્રભાના મોં પર સુનકારનો ભાવ પથરાઇ ગયો. પછી તો બસ, પ્રભાને ઠપકો દેવાનો હક્ક અજીતે પૂરી છૂટથી વાપર્યો :

"ગઝબ છે તારી વાત ! ગઝબ છે તારું ભૂલકણાપણું ! ભેજું જ ઠેકાણે રાખવું નથી ને ! પણ આ તો મેં મગાવેલું ખરું ને ! શાનું સાંભરે !"

આવા ઉદ્ગારો ન સહી શકતી પ્રભા તડફડ જવાબ દઈ દેતી કે "મારે મારી કેટલી ચીજો લેવાની હતી તે તો વિચારો !"

"ને મારી તો એક જ ચીજ ! તું વિચાર ને પ્રભા !"

"આ બધી ચીજો કાંઈ મારી એકલીને માટે થોડી છે ! જેટલી મારે માટે તેટલી જ તમારે માટે છે. આ ચહા, કોફી, મરી, હીંગ, એમાં મને એક ઘડીનો ય વખત કયાં હતો ?"

"પણ મારું એક છાપું લેવામાં કેટલોક વખત લાગી જવાનો હતો ?"

"પણ—"

"ને મેં તને કેટલી વાર ફરી ફરીને કહેલું ? હવે શું એક છાપાને માટે મારે શહેરમાં ધક્કો ખાવો ?"

"હું તમને કહી દઉં છું, કે મેં એ યાદ રાખવા મારાથી બની તેટલી મહેનત કરેલી ! બોલો, હવે છે કાંઈ ?"

"પણ તો પછી તને થયું છે શું ? તારું મગજ શું નબળું પડવા માંડયું છે ?"

એ પ્રશ્નના ઉત્તરમાં પ્રભા ધ્રૂસકે ધ્રૂસકે રડી પડતી ને કહેતી "પશુ જ બની ગયા છો, મારા પર તો બસ પશુ જ બની ગયા છો તમે."

પછી વાત વિવાદે ચડતી. બોલાચાલી નિર્બંધ બનીને ફાટી નીકળતી. અજીત કહેતો—

"મારા જીવન પર કમરતોડ બોજો છે. તારી પાસેથી થોડીક મદદ મેળવવાનો તો મારો હક્ક છે."

"તમને બોજાના પ્રમાણનું તો ભાન જ ક્યાં છે? તમારી સાથે સંસાર વેઠવો શક્ય જ નથી. તમે તો સીતા દ્રૌપદી ને તારામતીની પણ ધીરજ હરી લઈ એને ગાંડી કરી મૂકો તેવા છો."

"હં–હશે કદાચ. ફક્ત એક તને જ હું ક્યાંય કાઢી મૂકી શકું તેમ નથી. હવે તો એ અજમાયેશ કરી કરીને મારા હોશ ચાલ્યા ગયા છે."

"બહુ વાતોડીયા થયા છો તે! બહુ આવડે છે: લવારો, લવારો, લવારા વગર બીજી વાત નથી."

આવી શબ્દબાજી ચાલુ રહેતી તે દરમ્યાન બેઉ જણાંના અંતઃકરણોમાં શું ચાલતું હતું! શરમ અને આપદાનાં હળ હાલતાં. પ્રભાના હૈયામાં જે ઊંડા જખમો પડતા તેને પાછળથી મલમ પાટા કરવાની ફરજ પણ અજીતને માથે જ આવતી. એ બધું તો ઠીક, પણ આ બધી ક્ષુદ્રતાની ખાડમાં ઊતરી જવાની કેટલી શરમ, કેટલી વેદના ! ઉન્નત આત્મ–દેવાલય બનાવવાની ગણતરીથી માંડેલો જે દાંપત્ય–સંસાર, તેની છેક જ વિકૃતિ થઇ હતી. ગંધારી બખોલનું રૂપ ધારણ કરી લીધું હતું એ પ્રેમ–સંસારે.

"શું કરૂં અજીત!" પ્રભા ચીસ પાડી ઊઠતી: "એક ચીંથરીયા છાપાનું મહત્ત્વ તમારે મનથી મારા અંતઃકરણ કરતાં વધુ ઠર્યું."

"ના રે બાપુ ના, એમ હું ક્યાં કહું છું!"

એવો જવાબ વાળીને અજીતભાઇ પત્નીને સમજ પાડવા બેસતા કે આજે પોતાના જીવનમાં છાપાની કેવી પરમ ઉપયોગીતા હતી: છાપામાં આવતા આજના બનાવોમાંથી પોતાનું હૃદય કેટલી પ્રચંડ પ્રેરણા પકડીને એકાદ જ્વલંત કાવ્ય રચી શકતઃ

આમ હતું એટલે જ પોતે ચીડાઇ બેઠો હતો, બાકી પોતાનો સ્વભાવ અથવા પ્રભા પરનો પોતાનો પ્રેમ કંઇ થોડો કમ છે?

એમ કરતાં કરતાં ફરી પાછાં બેઉ તકરારમાં લસરી પડતાં ને આત્માનું દેવળ બનાવવા ધારેલું એ પ્રણયજીવન કાળા નાગના રાફડાના રૂપમાં પલટી જતું.

પોતાના જીવન–યોજના પ્રચંડપણાનો બુલંદ ખ્યાલ આપવાની ફરી પાછી અજીત કોશીશ કરતો, એની જબાન વાણીના ને દલીલ–બાજીના ધોધ વહાવતી, તેમાં વિક્ષેપ પાડીને પ્રભા કહી ઉઠતી કે "ઊભા રહો, ઊભા રહો, તમને કાંઈ ખબર—"

"મને બોલી લેવા દે."

"પણ મારી વાત તો સાંભળો."

"હું બોલું છું, તું વચ્ચે ઘોડો ન કૂદાવ."

એમ કહીને એ પ્રભાને ચૂપ કર્યે જ ઝંપતો.

આખરે ફરી પાછાં બેઉ જણાં ભેગાં બેસીને એવી સમજણ ખેંચી લેતાં કે 'આ તો આપણા સ્વભાવના તફાવતનો જ દોષ છે, આપણા બેમાંથી એકેયનો કશો દોષ નથી. જુદી જુદી પ્રકૃતિનાં આપણે ઘડેલાં છીએ, એ સિવાય આમાં કશું ય નથી. ને એ પ્રકૃતિભેદનો સચોટ ખ્યાલ આપનારી એક ઉપમા અજીત હર વખત વાપરતો કે આપણું તો પ્રભા, પતંગિયાની ને હાથીની વચ્ચેનું લગ્ન છે. પતંગિયું બાપડું પાણીમાં ઊતરીને પોતાની સૂંઢથી પાણી ઉડાડી શકતું નથી તેથી તેને, કે હાથી ફૂલડે ફૂલડે ભમી પોતાની સૂંઢ વડે રસ ખેંચી શકતો નથી તેથી તેને, બેમાંથી એકેયને શો દોષ દઈ શકાય?

એવી પણ પળો આવતી જ્યારે અજીત પ્રભાના દૃષ્ટિબિન્દુનો પૂરે-પૂરો સ્વીકાર કરી લેતો. સાચું છે પ્રભા, તું સૌંદર્યમૂર્તિ છે, કલ્યાણી છે, તારી સરલતા ને તારી સ્વાભાવિકતા જ તારા સૌંદર્યના પ્રાણ છે. તારા જેવી સુકુમાર, સરલ સ્ત્રીને છાપાં વિષેનો વિચાર કરતી કલ્પવી એ એક અધર્મ છે, ઘાતકીપણું છે, ને હું છું જડબુદ્ધિ ગધાડો. સાગરનાં ઊંડાણોમાંથી તેં બહાર ખેંચી કાઢેલો હું તો એક જડમૂર્તિ મગરમચ્છ છું. મારામાં તું માણસાઇ મૂકવા ઘણું ય મથે છે, પણ મગરમચ્છમાં માણસાઇ આવે જ શાની?"

"હવે એવું બોલતા બંધ રહો ને બહુ ડાહ્યા!" પ્રભાનું હેત ઊભરાઈ આવતું. "એવું વળી કાંઈ નથી. તમારે ય તમારાં કામ તો કરવાનાં હોય ને."

"હાં–બસ, એ જ વાત છે. મારું કામ જ એવું બની ગયું છે. હું પોતે એક વિચાર–યંત્ર જ બની ગયેલ છું. બીજી એક પણ વાત માટે હું લાયક રહ્યો નથી. ને આવો નાલાયક છતાં પાછો હું પ્રભુતામાં પગલાં પાડીને બેઠો છું. દશા જોને દશા!"

# સનાતન પ્રશ્ન

મોંયે બોલવા પૂરતી જ નહિ, પણ અંતરની સાચી આત્મપ્રતીતિની આ વાત હતી. દિલની સચ્ચાઇથી એ ઉચ્ચરતો હતો ને પછી બોલ્યું પાળવાના પ્રયત્નો શરૂ થતા. 'પ્રભાની પ્રકૃતિ મારા કરતાં વધુ રમ્ય છે, ઉચ્ચતર છે, એને મોકળાશ અને મોજમાં વિકસવાનો મૂક્ત માર્ગ મારે કરી આપવો જ જોઇએ. પણ અફસોસ! આર્થિક ભીડ! મારી પ્રકૃતિનાં કઠોર તત્વો, છો એ ધિઃકારપાત્ર રહ્યાં, છતાં એ તો હતાં કઠોર જીવનસ્થિતિના હથોડા હેઠળ ટીપાઇ ટીપાઇને લોખંડી બનેલાં તત્ત્વો. જીવનના કારમા કાળ–સંગ્રામને પાર કરીને જો હેમખેમ બહાર નીકળવું હશે તો એ લોખંડી લક્ષણોનું જ જીવન પર શાસન સ્થાપવું રહેશે.

એ પણ એક કરુણતા હતી કે આ બે વરવહુને વિચાર–વિનિમય કરવાનું દુઃખ સિવાય બીજું કોઇ સાધન નહોતું. તેમની પાસે કામ નહોતું, કલા નહોતી, ધર્મ પણ નહોતો, ધર્મની સર્વોપરિ જરૂરિયાત અજીતને હવે જીવનમાં રહી રહીને જ્યારે લાગવા માંડી, ત્યારે તો ધર્મતત્ત્વ હાથમાંથી વછૂટી ગયું હતું. અજીતની પાસે કોઇ ઈશ્વરી આસ્થા નહોતી, ઇશ્વર નામના કોઈ ઉચ્ચ ભાવ જોડે આત્માની ગાંઠ બંધાય તેવી કોઈ પ્રાર્થના નહોતી રહી. એનું શ્રદ્ધાબળ જુદી જાતનું

હતું. એની પ્રાર્થના અણુપ્રકટયા દેવતાઓને સંબોધાઇને આવા વિલક્ષણ રૂપમાં વ્યક્ત થતી–

"જીવનના એ અનંત પાવિત્ર્ય ! તારું અહર્નિશ સ્મરણ રહે તે જ માગું છું."

પછી પોતાની નિષ્ફળતાઓ, પરાજયો, વેદનાઓ, વગેરે સર્વનો મનમાં સાક્ષાત્કાર કરીને એ પોતાના અંતરમાં કરુણ અનુકમ્પાની સરવાણીઓ ફૂટવા દેતો, ને પછી પ્રભાની પાસે આવીને એ પ્રભાને આ ભાવોની આત્મપ્રતીતિ આપવા મથતો. પણ એ એનાથી કદાપિ બની શકયું નહિ. પ્રભા અજીતની ઊંડી આત્મપ્રતીતિઓમાં ઊતરી શકી જ નહિ.

આ નવા પ્રકારની ધાર્મિકતાને—આ શ્રદ્ધાભરી માનવતાને, સહાનુકમ્પાની આ પ્રાર્થનામયતાને પ્રભા કદાપિ ઓળખી શકી નહિ. કારણ કે એના મન પર સાંપ્રદાયિકોના અત્યાચારો ગુજરી ચુકયા હતા. તેમના નિર્જીવ સાંપ્રદાયિક નિયમોએ અને સ્વર્ગ નરક વિષેની તેમ જ પાપ પુણ્ય સંબંધેની કદરૂપ વ્હેમકથાઓએ અને તેમની અંધશ્રદ્ધાળુ વાતોએ ધર્મના હરએક ચિહ્નને ભૂંસી નાંખી એ મંગલ મંદિરને મસાણ કરી મેલ્યું હતું. એટલે કે નાનપણમાં પ્રભાને એની આસપાસના સમાજે ધાર્મિક શિક્ષણની પાઠશાળાઓમાં તેમજ ક્રિયાકાંડોનાં ધર્મ-સ્થાનકોમાં મોકલી વિધવા શિક્ષિકાઓના હાથે જડ ધર્માભ્યાસની ભોગ બનાવરાવી હતી. આવું ભણતર એના આત્માની કૂંણી અવસ્થા દરમ્યાન જ મૂળીયાં ઘાલી ગયા પછી પ્રભાની અંદર ઉચ્ચતર માનવશ્રદ્ધા અને અનામી ભાવના–દેવો પ્રત્યેની પ્રાર્થના ઊભી કરવાનું અશકય બન્યું હતું.

એટલું જ બસ નહોતું. વર–વહુ બન્નેના જીવન વચ્ચેના આ

કુમેળની અંદર એક વિશેષ મૂળભૂત તત્ત્વ પડેલું હતું. પ્રભાની અંતરોર્મિઓ અજીતની ઊર્મિઓ કરતાં અનોખે માર્ગે જ ઉદ્ભવતી હતી. આનંદ અને પ્રસન્નતાની ઊર્મિ યત્નપૂર્વક, વિચારપૂર્વક, દૃઢ મનોબળ દ્વારા ઊભી કરી શકાય એમ તો પ્રભા માનતી જ નહોતી. હર્ષની ને સુખની લાગણી એની પોતાની મેળે જ ઉદ્ભવે તો જ પ્રભા તેને પામી શકતી. કોઈ જો એને કહે કે ચાલો પ્રભા, આપણે એક આનંદોર્મિનો અનુભવ અમૂક વસ્તુ કે પ્રસંગમાંથી ખેંચી કાઢવાનો યત્ન કરીએ, તો ચોક્કસ હતું કે એ નક્કી કરેલી ઊર્મિ સિવાયની બીજી જ બધી ઊર્મિઓ પ્રભા પામી શકતી.

આને માટે દોષિત અજીત પોતે જ હતો. આરંભમાંથી જ એણે પ્રભાની સ્વાભાવિકતાને, સ્વયંભૂ સુખદુઃખની લાગણી અનુભવવાની શક્તિને સંહારી નાખી હતી. એની દશા તો પોતાનાં ઓજાર સિવાય અન્ય કોઈ ઓજાર વાપરી ન જાણનાર એક કારીગરના જેવી હતી. એની માનસિક ક્રિયા આ હતીઃ કે પોતાના દોષોને એક પછી એક વીણી કાઢીને પોતાની સમક્ષ તેનો સાક્ષાત્કાર કરવો, પોતાનાં એ દૂષણો પ્રત્યે ધિઃકારનો અનુભવ કરવો, ને પછી એમાંથી પોતાના આત્મપરિવર્તનને યત્નપૂર્વક નીપજાવી કાઢવું. પ્રભાના મનોવ્યાપાર આ માર્ગે નહોતા જઈ શકતા. પોતાનાં દૂષણોનું દર્શન પ્રભાના અંતરમાં પુણ્યપ્રકોપ અને પરિવર્તનની લાગણી જન્માવવાને બદલે કાળીઘોર નિરાશાને જ જન્મ દેતું. એની પરવશતા આ પ્રકારની હતીઃ કે કોઈક ત્રાહિતે આવીને એને કહેવું જોઈએ, કે ઓ પ્રભા, તું તેજમૂર્તિ છે, તું આનંદમૂર્તિ છે, તું ગુણીયલ છેઃ તો પછી બસ, પ્રભા એવી બની જતી; એથી એ વધુ ખીલી ઊઠતી. પણ આવો કોઈ માનવ એને જ્યાં સુધી નહોતો સાંપડતો ત્યાં સુધી એનું આત્મજીવન નિશ્ચેતન અવસ્થામાં સ્તબ્ધ થઈ રહેતું.

આવો અનુભવ, જ્યારે જ્યારે વરવહુ વચ્ચે ગેરસમજણના કે દુઃખ અને ગમગીનીના મામલા ઊભા થતા ત્યારે, ત્યારે થઈ રહેતો. અજીત એને ઘણું ઘણું સમજાવતો કે બસ પ્રભા, હવે તું એ તમામ વાત ભૂલી જા, એને અંતરપટમાંથી વાળી ઝાડી સાફ કરી નાખ, એને ગઈ ગુજરી ગણી ફગાવી દે. પણ એમ થવું અશક્ય હતું. ભાગ્યજોગે જો એમ સૂચવાઈ જાય, કે પ્રભા, તારી એ નબળાઈઓ ને દોષો પર પુણ્યપ્રકોપ કર, અને તારા અંતરને જ ચાબુક લગાવી જુદે માર્ગે ચડાવી દે, તો તો મોટી આફત ખડી થતી. પ્રભાને ઠેકાણે લાવવાનો તો એક જ ઇલાજ અજીતને કરવો પડતો. એને ગળે હાથ વીંટાળી, એને ગાલે બે ચુમીઓ ચોડી, એને ખાત્રી કરાવવી પડતી કે ઓ પ્રભા, તું તો મારે મન અમુલખ છે : તું તો મારા જીવનનો આધારસ્તંભ છે : હું તને ચાહું છું, તારી કિંમત મને જેટલી છે તેટલી કોઇને નથી: તારા પર મને સંપૂર્ણ શ્રદ્ધા છે. આટલું કર્યા પછી જ પ્રભાના જીવનપ્રવાહ આડેથી કચરો કાદવ દૂર થતો ને ધોરીયો ફરીથી વહેતો થતો.

પણ આ બધું અજીત તત્કાલ કેમ નહોતો કરી કાઢતો? પ્રભાને માનસિક સંતાપોમાં લાંબો કાળ સળગ્યા કરવું પડે ત્યાં સુધી શા માટે એ રાહ જોતો? પ્રભા ગાંડી થઈ જવાની અણી પર આવે ત્યારે જ કેમ જાણે કોઈ એને એનાં ઝુલફાં ઝાલીને પ્રભાને સાંત્વન દેવા ઘસડી જતું હતું! આમ કેમ હતું?

શું પોતે પ્રભાને ચાહતો નહોતો?

"હા, ભાઈ હા!" અંદર પડેલાં મલિન સત્ત્વોના મશ્કરી–સ્વરો સંભળાતા હતા: "ખરેખર અંતરથી તું તારી બૈરીને ચાહતો નથી."

પણ જૂઠી હતી એ આંતર–વાણી: અજીત ચાહતો હતો પ્રભાને–

પણ પોતાની નિરાળી રીતે, પ્રભાની પ્યારી રીતે નહિ. પણ એ સમજાવવું કઈ રીતે? કયો માનવી સમજાવી શકશે? વિશ્વનાં વિભૂતિમાન સૌંદર્યો અને રહસ્યોના દર્શન સામે વ્યથિત તેમ જ વિકલ થઈ રહેલાં માનવીની, દુન્યવી સુખો આનંદોમાંથી તૃપ્તિ અનુભવવાની અશક્તિ કયા શબ્દોમાં સમજાવી જાય! તારી સામે જે પિરસાયો છે તે ખુમચો જ તારી સકળ ક્ષુધાઓને તૃપ્તિ દેવા માટે બસ છે, એવું સાવ સાદું ને દેખીતું સત્ય પણ એ સ્વીકારી શકતો નથી. પિરસેલી થાળી ઠેલીને એ શા માટે અણદીઠ સૌંદર્યોની પાછળ લાંઘણો ખેંચતો ભટકે છે! શા માટે? તે એ નહિ કહી શકે.

માનવીના મનોરાજ્યમાં ઉથલપાથલ મચાવી મૂકતો ને ઝડમૂળમાંથી જીવનનાં વૃક્ષોને ઝંઝેડી નાખતો એ એક સનાતન પ્રશ્ન છે: કે પુરુષ સ્ત્રીને સ્ત્રી જે રીતે વાંચ્છે છે તે રીતે ને તે પ્રકારે ચાહી શકતો નથી. એની ચાહનાનું સ્વરૂપ એનું પોતાનું જ હોય છે. થાકથી અંગેઅંગ તૂટી પડે ત્યાં સુધી અજીત પુસ્તકાલેખન કરે, પછી ગાભા જેવો નિશ્ચેતન બનીને એ કઠોર વાસ્તવની ધરતી પર ઢળી પડે, પછી એને જરૂર પડે વિશ્રાંતિની, જરૂર પડે કોઈક પંપાળનાર હાથની, જરૂર પડે કોઈ હાલાં ગાઈને ઊંઘાડી દેનાર હૈયાની. એને જરૂર પડે કોઈકની પાસેથી પામવાની. તેને બદલે એને શિરે ફરજ પડતી સામું આપવાની.

'આથી જુદી સ્થિતિ શકય નહોતી શું મારા જીવનમાં?' એવું કોઈ કોઈ વાર એના અંતરમાંથી કોઈક બોલતું. સ્ત્રીઓ સંબંધે એને ઝાઝું જ્ઞાન નહોતું પણ એને થયા કરતું કે જગતમાં ક્યાંઈક એવી કોઈક નારી હશે કે જે એની આંતરસ્થિતિ સમજી શકી હોત ને એની પાસેથી કશું માગ્યા વગર એને સર્વસ્વ આપ્યા જ કરત. આ વિચાર એને ક્વચિત જ આવતો, કેમકે એવા વિચારમાં અજીતને બેવફાઈની ને દ્રોહની દુર્ગંધ આવતી. એવા વિચારને ગૂંગળાવી

નાખી પોતે પુકારી ઊઠતો કે 'નહિ નહિ, આમ કરી શકત ને તેમ સાચવી શકત તેવી કોઈ સંભવિત સ્ત્રીને હું નથી પરણ્યો, હું તો પરણ્યો છું જીવતી જાગતી વાસ્તવમૂર્તિ પ્રભાને જ, હું ઊઘાડી આંખે ને સાફ સમજ પછી જ પરણ્યો છું પ્રભાને, ને પ્રભાને જ મારે આ સંસારના વાઘદીપડાનાં જડબાંમાંથી બચાવવાની રહે છે.

આ વિચારથી એ પ્રભાની પાસે પાછો આવતો, પ્રભાની વેદનાનો કટોરો એના હાથમાંથી લઈ પોતે પોતાને મોંયે માંડતો, તળીઆઝાટક ગટગટાવી જતો; એની સાથે બેસતો, એના સંગ્રામોની વાતો સાંભળતો, પોતાની થાકી લોથ થએલી ઊર્મિઓના તિખારા ફુંકી ફુંકી આગ પેટાવતો- ભલે મારી પ્રભા એના તાપે તાપીને પ્રફુલ્લિત બને, ભલે જીવનની ગરમી મેળવે, ભલે હુંફ પામે. ને પછી જો પ્રભાની આપદાનો માનસિક બોજો હદથી જ્યાદે થઈ જતો, પોતાને અસહ્ય બનતો, પ્રભાએ વ્હેતા મૂકેલા વેદના ને હતાશાના કાળા ભમ્મર ધોધ જ્યારે એને ડૂબાવી દે તેવી સ્થિતિ જણાતી, ત્યારે એ સામા બકવાદ માંડવાને બદલે, લમણે હાથ દઈ પોતાના દુર્ભાગ્યનો દોષ દૈવને શિરે ચડાવવાને બદલે નિરાશાના લોઢમાં ખેંચાઈ ઘસડાઈ જઈ ગળકાં ખાવાને બદલે નજીકનાં જંગલોમાં ચાલ્યો જતો, ને પહાડનાં શિખરો પર ચડી પોતાના આત્મસિંહોને સાદ દેતો, ઘોષણા કરતો કે 'હું અજીત છું, હું અવિજેય છું.''

જીવનાદર્શનાં કનક–કિરણો પ્રત્યે એના આત્મ–પંખીની ગરૂડ–પાંખો પથરાઈ વળતી. મંગલ મનોરથોનાં હિલ્લોલ દેતાં મહાપૂરમાં એ તરતો ને ખેંચાતો. બાહુઓમાં જોમ પૂરતી એ મોજાવળનું મહિમાગાન અજીત ઉચ્ચ સ્વરે ગાતો, નવાં જોમ સાથે નવજીવન ગાળવાની પ્રતિજ્ઞાઓ એની પ્રાણ–બંસરીમાંથી બજી ઊઠતી. એ પ્રતિજ્ઞા–સ્વરોમાં જરૂર પડે તો મૃત્યુની બરદાસ્ત કરવાનાં પણ સ્તોત્રોચ્ચારણ હતાં.

હતાશા, વિષાદ, અને ભગ્નહૃદય સ્થિતિમાંથી બેઠા થઈ, દિલને ખંખેરી, જોશભેર ખોંખારી ઊઠવાની અજીતની એ રીત અનોખી હતી. મનોરાજ્યના મેદાનમાં એ પોતાની કલ્પનાના ભેરીનાદે જ સમરાંગણ ખડું કરતો. દુશ્મનપક્ષનાં દળ–કટકોને પોતે પડકાર દઈ દઈ પડમાં તેડતો,—આવો, આવો, એક પછી એક આવો કે ધાડેધાડાં ધસી આવો, સર્વને હું પૂરો પડીશ, એવી હાક મારતો એ સમરાંગણમાં ઝંપલાવી પડતો, મુક્કીઓ ઉગામતો, શસ્ત્રો ખણખણાવતો, પડતો, ઝખ્મોમાં વેતરાઈ જતો, લથડતો, ઊભો થતો ને ફરી ફરી લડતો. કલમ એની તલવાર હતી. વિચારો એના દારૂગોળા હતા.

# જીવવાનું પ્રયોજન

અખબારની ઑફિસમાં અજીતને જ્યારે જ્યારે રાતપાળી આવતી ત્યારે એ રાતના એક બે વાગે સૂવા આવતો. રાતપાળી ન હોય ત્યારે પણ એ પોતાના સ્વતંત્ર સાહિત્ય સર્જનને સારૂ મોડી રાત સુધી ઑફિસમાં રોકાતો. મોડી રાતે પ્રભાને ઊઠવું ન પડે તે માટે ઓરડીનાં બે બારણાં પૈકી એકને બહારથી તાળું દેવાતું, ને એક ચાવી અજીતની પાસે હતી.

એવી એક રાત હતી. રાતના બે વાગે અજીત તાળું ઉઘાડી હળવે રહીને ઓરડીમાં પેઠો, ને પ્રભા જાગી ન જાય તેની કાળજી રાખી શોર કર્યા વગર પોતાની પથારીમાં પેસી ગયો.

એકાએક એણે પ્રભાની પથારીમાંથી એક રૂંધાએલા ડુસકાનો સ્વર સાંભળ્યો. માન્યું કે કદાચ ઊંઘમાં રડતી હશે. પણ અવાજ વધ્યો. ધ્રુસકાં વધુ ઉગ્ર બન્યાં. અજીત ઊઠ્યો. એણે પ્રભાના શરીર પરનું ઓઢણ ખસેડ્યું. પ્રભાની છાતી પર ફાટ-ફાટ ધબકારા : આંખોમાં અવિરત અશ્રુધારા : ને હાથમાં એક બાટલી, જેને છૂપાવવાના પ્રભાએ જોરથી પ્રયત્નો કર્યા. પણ અજીતના મનમાં ભયાનક અનુમાન ઊઠ્યું. એણે બાટલી ઝૂંટવી, દીવો તેજ કરી જોયું, એ હતી ચોળવાની ઝેરી બાટલી. ઉપર 'ઝેર' એ શબ્દ જોતાં જ

અજીતને કમકમાં આવ્યાં. બાટલી એણે ફગાવી દીધી, એ પ્રભાની પથારી પાસે ગયો. પ્રભા એના ખોળામાં ભાંગી પડી. એની ચીસ ફાટી ગઈ: "ઓ વહાલા ! મને બચાવો ! મને બચાવો !"

"શું હતું ! શું હતું પ્રભા ! વ્હાલી !" અજીતનું કલેજું ધબક ધબક થઈ રહ્યું.

"હું ન કરી શકી. ન પી શકી. મેં ઘણો પ્રયત્ન કર્યો. મારી હિંમત ન ચાલી."

"વહાલી ! વહાલી !" એના સ્વરમાં કટકા થયા.

"મને ન પીવા દેજો ઓ અજીત ! મને બચાવજો."

પોતાના કલેજે એને ચાંપી લઈને અજીત એના ડૂસકા શાંત કરવા મથ્યો. ધીરે ધીરે આખી કથા એ પ્રભાના મોંમાંથી કઢાવી શક્યો : ત્રણ દિવસથી એ ઝેર પીવાની કોશીશ માટે મનમાં નિરધાર કરતી હતી. ને આખરે એણે આજની રાત નક્કી કરી હતી.

"બે કલાકથી હું પથારીમાં બેઠી હતી આ લઈને." એણે ધીરે સ્વરે કહ્યું : "પણ શીશી મોંએ માંડવાની મારી હિંમત ચાલી નહિ."

અજીતનો ચહેરો ભયનો માર્યો સફેદ પૂણી જેવો બની ગયો. એણે પ્રભાને બાથમાં ભીડી લીધી. .પ્રભા માંડ માંડ વિશેષ બોલી—

"તમને આવતા સાંભળીને મેં માથે ઓઢી લીધું. ને ઊંઘવાનો ઢોંગ કર્યો. પછી ઓઢીને મેં વારંવાર યત્ન કર્યો, પણ હું ન કરી શકી, ન કરી શકી. હું કાયર છું—ઓહ, હું હીચકારી છું."

"ગાંડી ! હેઠ ગાંડી !"

"એક જ વાતે મને અટકાવી. તમને તો વ્હાલા, હું જાણું છું કે મારા વગર ચાલ્યું જાત—"

"એવું બોલ ના, ઘેલી ! એવું બોલ ના."

"ના, હું જાણું છું કે તમે ચલાવી શકત, હું તમારા માર્ગમાં ફક્ત વિઘ્નરુપ છું. પણ મારા આ બાબાને મારા વગર કેમ ચાલત ! એ મા વગરનો બનત, ને તમને જો કાંઈ થાત તો એનું આ દુનિયામાં કોણ રહેત ! આ એક જ વિચારે મને કાયર બનાવી."

"પણ તને આવું કેમ સૂઝયું, ગાંડી ?"

"બીજું કાંઈ નહિ, મેં બહુ સહ્યું છે, હું થાકીને તૂટી પડી છું. મારાથી હવે ટક્કર ઝીલી શકાતી નથી. હું બીજું શું કરું ?"

"ઓ રે ઘેલી, ઓ મારી પાગલી !" અજીતના પ્રાણમાં ભય અને વેદનાના ઝંઝાવાત જાગ્યા. છાપામાં સો સો વાર વાંચેલી આવી ઘટનાની શકયતા ખૂદ પોતાના જ ઘરમાં પડી હતી તેની કલ્પનાની છાયા પણ ન ભાળનાર અજીતના ભેજાની ચોપાસ એ ક્ષણે ભયની ભૂતાવળો નાચી ઊઠી. એના કંઠમાંથી રૂદન ઊઠયું. એના કલેવરને અશ્રુહીન ધ્રુસકા હચમચાવવા લાગ્યા. એક જ પ્રશ્ન એને ઢંઢોળી રહ્યો: "આને હું કઈ રીતે મદદ કરી શકું ! આ બાપડીને બચાવવા, ટકાવી રાખવા, તાકાત આપવા હું શું કરું !'

પોતે માનતો હતો કે પોતે પ્રભાને ઘણી મદદ કરી હતી. પણ પ્રભાના આવા રૂદન–પ્રસંગોનો એ કવચિત જ સાક્ષી બન્યો હતો.

પોતાના જીવનમાં પોતાને પ્રભાની સાચે સાચી જરૂર છે એવી પ્રતીતિ પ્રભાને કરાવવાના પ્રસંગો પણ બહુ આવ્યા નહોતા.

"અજીત ! વહાલા ! સાચે જ શું તમારા સંસારમાં મારો તમને ખપ છે?"

પ્રભાના મોંમાંથી આ પ્રશ્ન પડ્યો કે તુર્ત જ અજીત સમજ્યો કે પ્રભા જેવી નારીને જીવન ટકાવવા કયા બલવાન પ્રયોજનની જરૂર હોય છે.

"હે વાલા ! મને કહો જોઉં, તમારા જીવતરમાં મારી જરૂર હોય એટલો મારા પર પ્રેમ છે ખરો?"

"પ્રેમ છે ! પૂરેપૂરો પ્રેમ છે !" એના ધ્રુસકા ભરતા કંઠમાંથી શબ્દો નીકળ્યા.

"બસ-બસ, તો પછી હું રહીશ, હું જીવીશ. તમને મારો ખપ હશે તો પછી હું ચાહે તેટલું સહન કરીશ. મારી તમને જરૂર હોય તો પછી મારે શા માટે ચાલ્યા જવું પડે?"

જીવન અસહ્ય તો ત્યારે જ બને છે, જ્યારે તે પ્રયોજનહીન બનેલું ભાસે છે. પુરુષને તો પોતાના જીવનનું–ક્ષુદ્રમાં ક્ષુદ્ર જીવનનું યે પાકું પ્રયોજન પગલે પગલે આત્મપ્રતીત છે. એથી કરીને જ એ દુઃખની ગગડતી નોબતો વચ્ચે ય લજ્જત રાખીને જીવે જાય છે. કુટુંબીજનોને જીવાડી શકવું, એ કાંઈ જેવું તેવું પ્રયોજન નથી. ઘરનાં માણસોની સૂકી રોટીના રળનાર તરીકેની ખુમારી, એ કંગાલ પુરુષોનું પણ પ્રાણતત્ત્વ છે. સ્ત્રીને પોતાના પતિના જીવનમાં પોતાના જીવવાના પ્રયોજન વિષેની વારંવાર શંકા ઉદ્ભવે છે તેનું કારણ આ એક જ છે. બુદ્ધિજીવી અને પ્રતિભાવંત પુરુષના સંસારમાં સ્ત્રીને પોતાની નિરૂપયોગીતાની આશંકા પગલે પગલે પડે છે. એવા સ્વામીના જીવનમાં સ્ત્રી બીજી સંખ્યાબંધ એવી વસ્તુઓ જોવે છે કે જેનાથી સ્વામીનો

સંપૂર્ણ ટકાવ થતો એ કલ્પે છે. પ્રતિભાવંતોના જીવનની આ કેટલી પ્રકાંડ કરુણતા !

પ્રતિભાના પૂજક અજીતની આંખોનાં પડળ ઊઘડી પડયાં. આ ક્ષણે પ્રભાનું અસ્તિત્વ ભૂંસાઈ ગયું હોત. આ ક્ષણે એ એકલી પ્રતિભાની પોટલીને, આદર્શમસ્તીના એકલા બોજાને લઇ કેમ કરી જીવી શકત ?

રાત્રિના એ બિહામણા પ્રહરે બેઉનાં આંસુ એકબીજામાં મળ્યાં, વિપત્તિનાં હળ વડે ખેડાએલી બેઉ આત્માની ધરતીનો ઊંડો ચાસ દેખાયો. દંપતિના સંસાર–જીવન પર જામી ગયેલા નિષ્પ્રાણતાના ને સ્ફૂર્તિહીનતાના પોપડાને ઉખેડી નાખી, તેનાં પૃથ્વી–તલમાંથી મુક્ત આનંદના ફૂવારા વ્હેતા કરવાનો કટ્ટર પ્રયત્ન આદરવાનો બેઉએ નિશ્ચય ધર્યો.

આવી ક્ષણોમાં જ અજીત પ્રભાનું એના અસલ સ્વરૂપમાં, સુમહોજ્જવળ આત્માના સ્વરૂપમાં, પાર્થિવતાની દિવાલો વચ્ચે પૂરાએલા દેવસ્વરૂપમાં દર્શન પામતો. પરંતુ ઓ પ્રારબ્ધ! એ અઘોર કારાગૃહની ચાવી જો એની પાસે હોત, તો એના તકદીરમાં આવી આવી ભયાનક વેળાએ જ અસલ નારીસ્વરૂપનું દર્શન પામવાનું ન રહેત; તો તો એ હરહંમેશ જ્યારે જ્યારે ઇચ્છા થાય ત્યારે ત્યારે તાળું ખોલીને મંગળમૂર્તિનાં દર્શન પામત. તો ગેરસમજણોની ભૂલભૂલામણીઓ વચ્ચે થઈને એને માર્ગ શોધવો ન પડત.

અફસોસ ! એને તો આ સ્વરૂપ પાસે પહોંચવાના એક જ પંથની ખબર હતી. એ પંથ હતો વિષાદ અને હતાશાની ગિરિકંદરાઓ વચ્ચે થઈને જનારો. હતાશા ને કુશંકાઓ, તેમાંથી નીકળતો રસ્તો મનોવેદના અને ઊર્મિપછાડા પર લઈ જતો, એ પછાડામાંથી જતો માર્ગ

આવેશ, રોષ અને આત્મતિરસ્કાર પર ઉતારતો, ને તે પછી જ સ્વપ્નો, ઉપાસનાઓ, હર્ષોદ્રેક અને દિલ સું દિલના આલીંગન–બીડનન હરિયાળા ખીણુ આવતી.

કારાગૃહનો માર્ગ પામવાની સીધી કેડીનો અજાણુ એ પુરુષ, ભયાનક સંતાપની જટિલ કેડીએ થઈને તે રાત્રે પ્રભાના આંતર–સ્વરૂપની ભવ્યતા નિહાળી રહ્યો. સાદી અને મુરખી, જડસુ અને ભાવના-વિહીન માનેલી એ નારીનું આંતરિક નારીત્વ કેટલું અગ્નિમય ને અભ્રરંગી હતું! અર્ધો જ કલાક પૂર્વે આત્મહત્યાની ભયાનકતામાં ઊતરી પડેલી એ નારીનું મુખ ઝળહળી ઊઠ્યું, ચક્ષુઓ ચમકી રહ્યાં, વાણીતેજના તો ધોધ એના કંઠમાંથી વહેવા લાગ્યા, આવેશભરપૂર કવિતાનો તેજોરસ એ વાચાને શોભાવી રહ્યો. ભાવિનું દર્શન કરતી કોઈ પયગમ્બરી બોલતી હતી જાણે! અબુધતા કોણ જાણે કયાં જતી રહી, ને ઊંડી સમજના દીપકો ચેતાઈ ગયા એના બોલે બોલની અંદર. તલસ્પર્શી બુદ્ધિ અને વિવેકશીલ સમજશક્તિનાં કિરણો પાથરતી એ નારીને જોઈ ને અજીત તો ડઘાઈ જ ગયો. આવી શબ્દચમત્કૃતિ અને આવો વાણીવૈભવ ધરાવતી આ સ્ત્રી કોઈ રંગભૂમિ પરની નટી બની હોત તો કેટલાં માનવીઓના પ્રાણને હલાવી નાખત! આવો છલકતો સંગીતભર કંઠ જો કોઈ ગાયિકા–જીવનમાં એને લઈ ગયો હોત તો એ કેટલા હૈયાંને ગુંજાવત!

ઓહોહો! કેવી પદભ્રષ્ટ, વારસાભ્રષ્ટ તેજસ્વિની!

આવી પળોમાંથી જ એ બેઉની આત્મશ્રદ્ધાનું ફરી પાછું નવેસર ઘડતર થતું. આવી પળોમાં જ અજીત સ્ત્રી વિષેના વિચારોનું નવ-વિધાન કરતો. એને મન તો નારી નરની સમોવડી હતી. આ એ ફક્ત હોઠેથી કહેતો નહિ, પણ લાગણીમાં જીવવા મથતો. જગતમાં એ

ગયો ત્યારે એને કહેવામાં આવ્યું હતું કે સ્ત્રી એટલે મિથ્યાભિમાન, ક્ષુદ્રતા અને આછકલાઈનો સમુચ્ચય. આ જ્ઞાનને એ ગુપચુપ ગટાવી ગયો હતો, કેમકે નારીના આત્માનું એને દર્શન થયું હતું. નારીના ઉપલા જીવન–પોપડાની નીચે ક્યાંઈક પણ, હજુ ન ખોદેલી ને ન શોધેલી એક એવી શક્તિ સૂતી છે જે તમામ માનવ–આદર્શોમાં ને સંસ્થાઓમાં ક્રાંતિ આણશે. આ એની શ્રદ્ધા હતી, આ એનું આર્ષદર્શન હતું, આ એની પરમ ચેતના હતી. પરંતુ એ ચેતનાને મોકળી કરી, આત્મભાન અર્પી, જીવનની સેવાર્થે કેવી રીતે જોતરી કાઢવી, તેની સમસ્યા એ ઉકેલી શકયો નહોતો. એ માનતો કે પૈસાનો અભાવ એ જ આમાં મુખ્ય મૂંઝવણ હતી.

ઘણીખરી સ્ત્રીઓ અજીતના આ વલણની જેવી તેવી ઝાંખી કરી શકી હોઈ તેને પસંદ કરતી હતી. પણ ઘણાખરા પુરુષો એ જ કારણે અજીતને તિરસ્કારતા હતા. પુરુષો સ્ત્રીઓને દુર્બલ અંગ માની, એના સારથી બનવા માગતા હતા. પુરુષના શાસન હેઠળ રહેવું પસંદ કરનારી સ્ત્રીઓ પણ ઘણી હતી. એ છતાં અજીત તે વિષય પર દલીલો કરવા થોભતો નહોતો.

અજીતની દલીલોને ચુપ કરી દેનારા સંજોગો પણ મોજૂદ હતા. પ્રભાને એનાં ચણીઆ ચોળી ધોઈ આપવા સુધી પણ મદદમાં રહેતો અજીત પોતાના ગૃહસંસારમાં જે શાંતિ નહોતો સ્થાપી શકયો અથવા પોતાના પ્રતિ સ્ત્રીની જે કૃતજ્ઞતા નહોતો પ્રેરી શકયો, તે શાંતિ ને તે કૃતજ્ઞતા, પોતાના છાપા–ઓફિસના સ્ત્રીશાસક ભાઈબંધોનાં ઘરમાં એણે નિહાળી હતી. એ ભાઈબંધોના રાતે ચાહે તેટલા મોડા ઘેર આવવા સામે એમની સ્ત્રીઓ કદી બબડાટ કરતી નહિ. એ ભાઈ-બંધોના રવિવારો પર પણ સ્ત્રીઓ કશો હક્ક–દાવો કરતી નહિ. એ ભાઈબંધો માંદી સ્ત્રીને સગાંમાં ભળાવી લહેરથી બહાર ખાતાપીતા તેથી

સ્ત્રીઓ અસંતુષ્ઠ કે અપમાનિત બનતી નહોતી. એમનું સંસાર–ચક્ર સુંવાળી ગતિએ ચાલ્યા કરતું. ઊલટાની એજ સ્ત્રીઓએ અજીતને એની સ્ત્રીના ઘરકામમાં મદદ દેતો દેખી ઠબકો દીધો હતો કે "બાયલા કેમ બનો છો ? એટલે જ પછી પ્રભાબહેન ગાંઠતાં નથી ને ! એટલે જ પછી એમનો અસંતોષ કોઈ વાતે મટતો નથી ને ! અરે અજીતભાઈ ! એ તો મૂકીએં ખસતી તો આવે હસતી."

સ્ત્રીઓની પોતાની જ આ આત્મલઘુતાની ભાવના ! છતાં અજીત પર તેની અસર નહોતી. અજીત દલીલો કરવા થોભતો નહોતો. અજીતને માટે તો આટલું જ બસ હતું, કે ગુલામને મુક્તાત્મા માનવો, ને ચાકરને સજ્જન ગણવો. પરિણામનો નતીજો આજે નથી, કાલે પણ કદાચ ન આવે, આખરે આવશે. માનવી–માનવી વચ્ચેની સાચી સમાનતા સ્થપાશે, આજે નહિ તો એક ભાવિ–દિને.

# બે પરોણા

શહેરમાં જઈને પ્રભા એક દિવસ પાછી આવતી હતી ત્યારે એણે પોતાની ચાલી સામે એક રૂપાળી મોટરકાર ઊભેલી દીઠી. એ ચાલીનાં છોકરાંને માટે આવી રૂપાળી મોટરનું ત્યાં આવવું એ નવી નવાઈ જેવું ને વૈભવ જેવું હતું. મોટરને ઘેરી વળેલાં છોકરાંમાં 'બાબો' પણ શામિલ હતો તે 'બા ! આ આપલી મોટલ' 'બા, મારે અંદલ બેછવું' કહી રગરગવા લાગ્યો. પણ બાને કશી સમજ પડી નહિ. એના હાથમાં ખરીદેલી ચીજવસ્તુઓની થેલીઓ હતી. પાંચ છ કલાક રખડપાટ કરી આવેલી એ સ્ત્રીનાં લૂગડાં, મૂળે હલકાં, તેમાં પાછાં રજોટાઈ ચોળાઈ ગયાં હતાં. માથાના વાળ અસ્તવ્યસ્ત ઊડતા હતા. મોં પસીને રેગળતું હતું. બગલમાં લીધેલાં બંડલો પડતાં આખડતાં હતાં. તેવા દિદારે એ જ્યારે પોતાની ઓરડીમાં દાખલ થઈ, ત્યારે ત્યાં એક પ્રૌઢ ઉમ્મરના પુરુષને તથા એક પ્રમાણમાં યુવાન વયની સ્ત્રીને પોતાના પતિ સાથે બેઠેલાં દીઠાં. બેઉ પરોણાને માટે ઘરની બે જ ખુરસીઓ રોકાઈ ગઈ હતી. અજીત ફાનસ મૂકવાના નાના સ્ટુલ પર બેઠો હતો.

પરોણાં સ્ત્રી પુરુષ બેઉ રેશમી પરિધાનમાં સજ્જ હતાં. પુરુષ એક પુસ્તક જોતો હતો, ને સ્ત્રી અજીત સાથે ચબરાક ગોષ્ઠિ કરતી કરતી પોતાના શિરનો સેંથો વારંવાર આંગળીઓ વડે સમારે જતી

હતી. વાર્તાલાપ સંસ્કૃત સાહિત્ય અને કાદમ્બરીના તેમ જ ઋતુ–સંહારના સુવર્ણ–યુગ પર ચાલી રહ્યો હતો. અતિથિ સ્ત્રીના મોંમાં આજના યુગને મુકાબલે આ સંસ્કૃત યુગનાં કળા–સાહિત્ય વિષે તેમ જ તે કાળના નારી–જીવન વિષે ઉચ્ચ ઉદ્‌ગારો ઊછળી રહ્યા હતા તે વખતે જ પ્રભા પહોંચી. પોતાના દિદાર માટે એને અત્યંત શરમ આવી. અંદર જઈ રસોઈ કરવાની ચોકડી પર માંડમાંડ જગ્યા મેળવી એ સંકોડાઈને બેઠી. ને અજીતે જ્યારે 'આ મારાં પત્ની' કહી ઓળખાણ પડાવી ત્યારે મહેમાન સ્ત્રીએ ઘરની ગૃહિણી સામે ફક્ત મહેરબાનીની રાહેજ મોં મલકાવ્યું, તે પછી જાણે એ ગૃહિણીની હાજરી કશી વિસાતમાં જ ન હોય તેવી અદાથી એ સન્નારીએ અજીત સાથે સંસ્કૃત સાહિત્યના સુવર્ણયુગ વિષેની વાતો ચાલુ રાખી. પ્રૌઢ પુરુષે તો ગૃહિણીને મોં મલકાવવા પૂરતું ય માન ન દીધું. ફક્ત પોતે જે ચોપડીનું વાચન કરતો હતો તેમાંથી થોડી થોડી વારે પ્રભાના દિદારનું દર્શન ચોરી લેવાની જ ચેષ્ટા એણે ચાલુ રાખી.

પોતાના સ્વામીની ને મહેમાન વિદૂષીની વચ્ચે ચાલતી સાહિત્ય–ચર્ચાને ચૂપચાપ ગરીબડી બનેલી પ્રભા સાંભળતી રહી. ચર્ચા દરમ્યાન સંસ્કૃત યુગની સ્ત્રીઓ આજને મુકાબલે વધુ સન્માનિત હતી એ એક જ તકરારી મુદ્દા વખતે વિદૂષીએ પ્રભા તરફ ફરીને કહ્યું "કેમ તમને શું લાગે છે?"

"મેં તો કંઈ એ ઇતિહાસ વાંચ્યો નથી." એવું બોલીને જ પ્રભા ચૂપ રહી.

વચ્ચે વચ્ચે વિદૂષી નારી "મારા ફલાણા કાવ્યમાં" વગેરે પ્રયોગ કરતી હતી તે પરથી એમ લાગ્યું કે આ કોઈ સ્ત્રીકવિ જણાય છે. પોતાના સ્વામી તરફ ફરીને પણ આ વિદૂષી વારંવાર પૂછી લેતી: "નહિ હેં ડીઅર! મારા ફલાણા કાવ્યમાં..."

પતિ જવાબ વાળતો: "યેસ ડીઅર ! અને તમારા પેલા મહાશ્વેતા પરના કાવ્યમાં પણ..."

"ચહા ને કંઈક નાસ્તો બનાવી નાખોને !" એવું અજીતે કહેતાં પ્રભા રસોડામાં બેઠી. અને આંહીં સાહિત્યચર્ચા ચાલુ રહી.

પ્રભા ચૂલો પેટાવી બીજી બાજુ બાબાને રડાવતી, હડફેટે ચડાવતી પાંઉ ને માખણ લઈ આવી, ઘરમાં કચોરી બનાવી નાખી, અને પછી જ્યારે તેણે બેઉ પરોણાંને નાસ્તો પિરસ્યો ત્યારે બાબો ભૂખ્યો ભૂખ્યો જ સૂઈ ગયો હતો.

"અમારાં તો સાધનો અધૂરાં છે. દિલગીર છીએ." એવું અજીતે કહ્યું ત્યારે મહેમાન પુરુષે કહ્યું, "કંઈ નહિ, ચાલશે એ તો, અમને ય ઉજાણી જેવું કોઈ કોઈ વાર પસંદ પડે છે. વળી આજે તો અમે પણ ચિકાર ખાધું છે જુહુ ઉપર. નહિ ડીઅર !"

"હા, જુહુને બંગલે તો ભૂખ બહુ જ ઊઘડે છે. તમે તો જુહુ રોજ જતાં હશો. નજીક છે એટલે."

પૂછતી વેળાએ વિદુષીને ભાન નહોતું કે પગે ચાલનારાં આ અર્ધ-રોગી દંપતિ માટે જુહુ નજીક ન કહેવાય.

"ને હવે તો બસ પણ કેટલી સસ્તી થઈ ગઈ છે!" એવા એવા અભિપ્રાયો આપતી એ વિદુષી કચોરી ને ચહા પાંઉ ખાતી હતી.

"આજની રાત અમે જુહુ છીએ, ત્યાંથી સવારે પાછાં આવીશું, મારે હજુ ઘણી ચર્ચા કરવી છે." એમ કહીને પરોણાએ પત્ની સાથે વિદાય લીધી ને તે પછી અજીતે પ્રભાને ઓળખાણ આપી.

"આપણી યુનીવર્સીટીના એ અગ્રણી વિદ્વાન છે. એનું નામ ઇંદ્રિ મણિ છે. પરીક્ષકો નીમવામાં એનો બોલ અફર પડે છે. પોતે પણ

એમ. એ. બી. એ. માં પરીક્ષક નીમાય છે. પાંડિત્યશૈલીના એ પ્રખર સ્વામી છે. નિવૃત્ત થયેલા સરકારી અધિકારી છે. એમની પત્ની પણ જાણીતાં કવિ છે. મારું રચેલું નાટક એમણે રંગભૂમિ પર જોયું હશે તેમાં રસ પડ્યો હોવાથી મને શોધતા આંહી આવ્યા હતા. એમના મન પર જો આપણાં સર્જનો વિષે સારી છાપ પડે તો આપણી કેટલીય મૂંઝવણોનો સહેલાઈથી નિકાલ આવી જાય તેમ છે.''

આ કહેતી વેળા અજીતના અંતરમાં પોતાની એકાદ કૃતિ પાઠ્યપુસ્તક તરીકે પેસી જાય એવી એક મજબૂત આશા હતી.

''વર્ષે દહાડે પાંચ સાત હજાર પ્રતોનો ઉપાડ થઈ જાય હો પ્રભા !'' અજીતે એ બોલતાં બોલતાં પોતાની કૃતિનું ધમધોકાર છાપકામ થતું હોવાની ગુલાબી કલ્પના-પતંગો અંતરના આકાશમાં ઉડાડવા માંડી.

વળતા દિવસે પ્રભાતે એ યુગલ પાછું આવ્યું. ઇંદ્રમણિના દૂબળા પાતળા દેહની પાછળ, કાલિદાસના કુમારસંભવમાંથી સીધેસીધી પ્રકટ થઈ પૃથ્વી પર ઊતરી આવી હોય તેવી એની યુવાન, માંસલ, સુડોલ, મદમસ્ત કવિ-પત્ની મીનાક્ષીદેવી ચાલતી હતી. ઇંદ્રમણિ બોલતા હતા પણ પાંડિત્ય-શૈલીમાં. સૂત્રાત્મક શૈલીના એ સ્વામીની જબાનમાંથી બસ ઈરાદાપૂર્વક ઢળાયે જતાં સૂત્રો જ ટપકતાં હતાં. સાદી વાણીમાં બોલવું એને માટે અશક્ય હતું.

ઇંદ્રમણિએ પોતાનાં કવયિત્રી પત્નીને પ્રભા પાસે મૂકી અજીતને પોતાની સાથે લટાર મારવા લીધો. અને એમનો વાર્તાલાપ શરૂ થયો.

''હું તો જ્યાં હોય ત્યાંથી નવીનોને પકડવા માગું છું. તમારી પ્રાકૃતિક એકલતા વિષે મેં ખૂબ સાંભળ્યું હતું. પણ તમને શોધી કાઢવા હું ઉત્સુક હતો. તમારી શૈલીમાં ઊર્મિલતાનું તત્ત્વ પ્રમાણ

બહારનું છે. અધીરાઈ અને પ્રમાણબુદ્ધિનો અભાવ, એ બે દૂષણોએ તમારી શૈલીના સામર્થ્યને હણી નાખેલ છે. તમે ઝનૂની શા માટે બનો છો? પ્રત્યેક વિચારને સંયમપૂર્વક વ્યક્ત કરવાનું તમારે શીખવું જોઈએ. બીજું દૂષણ તમારી પ્રકૃતિની એકલતાનું છે. દુનિયામાં તમારા જેવો મિત્રહીન ને સ્નેહીહીન યુવાન મેં બીજો કોઈ જોયો નથી. તમને મેં કયાંય સભા સંમેલનોમાં જોયા નથી. જગતમાં વિચરીને બીજાઓ શું કરી રહ્યા છે તે જોયા વગર તમે તમારાં સર્જનોમાં જગતને રસ લેતું કઈ રીતે કરી શકો વારૂ? તમારે હળવું જોઈએ, ભળવું જોઈએ, આપણા સાહિત્યની મહત્ત્વની વ્યક્તિઓની...''

''ખુશામત કરવી જોઈએ એમ કહો છો?'' અજીતે અત્યાર સુધી સંઘરી રાખેલ દાઝ બહાર કાઢી.

''ના, છેક એમ તો નહિ, પણ એમની સાથે હળતા મળતા રહેવું જોઈએ ના!''

''મારી પાસે એમની પાસે પહોંચવા મોટર નથી ને સમય નથી.''

''તો તમે શહેરમાં જ કાં ન રહો?''

''એટલું ભાડું નથી.''

''તે બરોબર છે. પણ તમારી આ પ્રકૃતિગત અક્કડાઈ અને એકલપણું દુનિયામાં માર્ગ કાઢવા આડે મોટી અંતરાયો છે. તમારાં લખાણોમાં કટુતાયુક્ત કટાક્ષો ને પ્રહારો આવે છે, તમારી અંદર ધિઃકાર ઊભરાય છે, તમે સર્વત્ર દંભ અને ઢોંગ દેખો છો, તેનું મને તો એક ખાસ કારણ લાગે છે મી. અજીતકુમાર!''

''શું?''

"તમારા જેવા શકિતશાળી માણસની શકિતઓમાં કૂંણાશ અને સુકોમલતા પુરનારો જરૂરી સ્નેહ-સંપર્ક નથી."

"આપ શું કહો છો તે હું સમજી શકતો નથી."

"તમે આપણી ઉછરતી સ્ત્રીશકિતઓ પાસે પહોંચતા નથી. તેમનાં નૃત્ય, તેમના ગરબા, તેમની કવિતા, તેમના લેખો વગેરેનાં મૃદુ વિવેચનો દ્વારા તમે એમનો સહવાસ પામી શકો તેમ છો."

"આપ ભૂલી જાઓ છો કે હું પરણેલો છું."

"એ છતાંય-તમારે સંસ્કારવંતી સ્ત્રીઓના સહવાસની જરૂર છે. તમારા ઘરમાં જે થોડો સમય કાલે કાઢ્યો તે પરથી મને આટલું સમજાયું છે."

આ શબ્દોએ અજીતના કલેજા પર છુરી ફેરવી. આ માણસ શું સૂચવી રહ્યો છે ! એની જીભ કાબૂમાં ન રહી. એણે અત્યાર સુધી નીચું રાખેલું મસ્તક ઇંદ્રમણિ તરફ ઊંચું કરીને પોતાની હમેશની સખ્તાઈ સાથે પૂછ્યું. "તમે શું એમ માનો છો કે હું કોઈ ઢીંગલીને પરણ્યો છું ?"

થોડી ઘડી થોથરાઈ જઈને ઇંદ્રમણિએ કહ્યું : "તમે કોને પરણ્યા છો તે તો હું જાણતો નથી."

"આવી બાબતમાં મને આપનાથી સલાહ ન આપી શકાય."

"નહિ, હું તો જોઈ શકયો છું કે તમે સુખી નથી."

"એ ખરું છે, પણ મારે હવે વિશેષ સંસ્કારવંતીઓના સહવાસની જરૂર નથી."

થોડી વાર રહીને એણે વધુ કટુતા વ્યક્ત કરી :

"મારી પરણેલી પત્ની તમારા સમૂહની નથી–ખરે જ એ સંસ્કારવંતી નથી."

"કઈ રીતે ?" ઇંદ્રમણિ ઝાંખા પડયા.

"એનામાં તમારા વર્ગની સંસ્કારિતા નથી, તમારી પત્નીઓને હોય છે તેવી માર્દવની રેખાઓ નથી. એ ન લખી શકે, ન ગાઈ શકે, ન કવિતા લખી શકે–ખરું છે, એ સંસ્કારવંતી નથી."

"મને લાગે છે કે મારું કહેવું તમે મારા ભાવમાં સમજ્યા નથી." ઇંદ્રમણિ વિશેષ નિસ્તેજ બની ધીરે સ્વરે બોલ્યા.

"નહિ, નહિ," અજીત આ માણસને ચોંકાવે તેવી સખ્ત વાણીમાં આગળ વધ્યો; "માની લ્યો ને, કે તમે કહો છો તેવી એ 'સંસ્કારવંતી' નારી નથી, છતાં એણે મારે ખાતર ભૂખમરો વેઠેલ છે, દૂધનો ઘુંટડો છોડેલ છે. એ સંસ્કારહીનતાનો ત્યાગ કરી હું સંસ્કારવંતીઓના સંપર્કમાં જવા માગતો નથી."

થોડી ઘડીની ચુપકીદી પછી ઇંદ્રમણિ દૂભાએલા જેવા સ્વરે બોલ્યા : "મારે સમજાવવાનો મુદ્દો જરા વિકટ ને કઠિન હતો. મારે તમારી પાસે નિખાલસ બની વાતો કરવી હતી. પણ દુનિયામાં કોઇને એના દોષો કહેવા જવું એ મોટામાં મોટો અપરાધ છે."

"મારા દોષો સાંભળવા હું પૂરેપૂરો તૈયાર છું."

"પણ દેખીતી રીતે જ તમને એ ગમ્યું નથી."

હસીને અજીતે કહ્યું : "તમે કરેલી ટીકાના જવાબો હવે હું આપું તો તે તો તમે સાંભળશોને ? તમારા દોષો—તમારા વિવેચક તરીકેના દોષો હવે હું બતાવી આપું."

"મને કશો વાંધો નથી."

"તો હવે જુવો સાહેબ !" અજીતે કહ્યું : "મારે આપને નાનકડી જ વાત કહેવાની છે, કે આપ મારી મુશ્કેલીનો મુદ્દો જ ચૂકી ગયા છો. મારા વિકાસને રુંધનાર કારણ મારી ગરીબી અને તક મળવાના અભાવ સિવાય બીજું કશું જ નથી. સંસ્કારવંતી સ્ત્રીઓના સહચારને અભાવે હું અક્કડ ને એકલતાપ્રેમી બન્યો છું એ ગલત વાત છે. મારી પત્નીમાં પણ મને કશી વાતની ન્યુનતા નથી. અમે બેઉ એકબીજાને

મારે બનતું બધું જ કરી છૂટીએ છીએ, ને અમે બેઉએ અમને મળનારા કોઈ પણ માણસો કરતાં વિશેષ સહ્યું છે. આથી વિશેષ મારે કશું કહેવાનું નથી, સાંભળવાનું પણ નથી.''

આવા જવાબે યુનીવર્સીટીના માંધાતા શ્રીમાન ઇંદ્રમણિનું હૃદય દૂભવ્યું હતું એ સ્પષ્ટ દેખાઈ આવ્યું. બેઉ મૌન પાળતા જ પાછા વળ્યા. ચાલી આવી ત્યારે ઇંદ્રમણિ પોતાની મોટરના શોફર પાસે ગયા અને અજીત આ પ્રસંગ પર વિચાર કરતો ઊભો રહ્યો.

બસ, આજ વાત એને પોતે શહેરમાં રહેતો ત્યારે ય સાંભળવી પડી હતી. આની આજ વાત એને એ જ્યાં જ્યાં જશે ત્યાં ત્યાં સાંભળવી પડશે ! પ્રભાની સાથેનું મારૂં જીવન ચાહે તેવું કઠિન ને કંગાલ હો, મારે તો એનો પક્ષ લઈને જ આખી દુનિયા સામે ઊભા રહેવાનું છે. પ્રભાના દોષ છો ને હજાર રહ્યા, જગતને એ દોષો પર ઈન્સાફ કરવા બેસવાનો અધિકાર નથી. એથી ઊલટું, આ ચાવળાઓ જેને 'સંસ્કારવંતાપણું' કહે છે તે ઉપરછલો ઢોંગ તે ચકચકાટ–દુનિયાના કોઈ પણ વિષય પર ભડ ભડ અભિપ્રાયો ફેંકવાની શક્તિ–એ પ્રભામાં ન હોય તો પણ તેના જીવનમાં રહેલી સાદી મહત્તાને લોકોએ ઓળખવી મૂલવવી જ પડે, એવી માનવૃત્તિ હું પ્રભા પ્રત્યે ધારણ કરી રાખીશ. પ્રભા પ્રત્યેની મારી એકનિષ્ઠતાથી હું મારી જાતને ઝકડી રાખીશ. એની પ્રકૃતિને જ હું મારા જીવનનો નિયમ બનાવીશ, એની જરૂરિયાતોને હું મારાં જીવનનાં ધોરણો બનાવીશ. દિન પ્રતિદિન હું મારૂં નિજત્વ ઘટાડતો જઈશ, ને વધુ ને વધુ એના જેવો બનતો જઈશ.

પોતે ઓરડી પર ગયો, ત્યારે ચાલીમાંથી એણે અંદર બેઉને વાતો કરતાં સાંભળ્યાં. પ્રભાના બોલ પર અજીત બહાર જ થંભી રહ્યો. પ્રભા મીનાક્ષીદેવીને કહી રહી હતી: ''મારી મુશ્કેલી એ છે કે

મને આત્મશ્રદ્ધા નથી. બીજી સ્ત્રીઓ પોતાને વિષે ચોક્કસ હોય છે, આત્મપૂર્ણ અને સંતુષ્ટ હોય છે."

"પણ તમે શા માટે એવાં ન થઈ શકો વારુ?" મીનાક્ષી પૂછતી હતી.

"નથી થઈ શકાતું. આટલાં વર્ષો સુધી પરાજય, પરાજય ને પરાજય જ મળેલ છે. હું દબાઈ ગઈ છું. બીજો કોઈ બહારનો આધાર હું લઈ શકતી નથી, એટલે પાછી મારામાં ને મારામાં સમાઇ જાઉં છું."

"નહિ, પણ, તમારે તમારામાંથી બહાર નીકળી દુનિયામાં ભળવું હળવું જોઈએ. તમારે પ્રયત્ન કરવો જોઈએ. તમારે માનસિક ગૂંચવાડાને દૂર હટાવવા જોઈએ. આવડી જુવાન સ્ત્રી માનસિક ગૂંચળાંમાં ને ગૂંચળાંમાં અટવાઈ રહે તે કાંઈ સારું કહેવાય?"

"પણ ત્યારે હું શું કરું?" પ્રભા એ બોલતી બોલતી વિચારતી હતી કે આ શીખામણ દેતી સ્ત્રી મુદ્દાની વાતને જ પકડતી નહોતી.

"બસ," મીનાક્ષીએ કહ્યું, "તમારે તમારી જાતને વિષે વિચારો કર્યા કરવાનું જ બંધ રાખવું. તમારે અન્ય વિષયોમાં ઊતરી જવું. તમને તો કવિતા પણ આવડે છે—બસ, તમારા પોતાના વિષેના વિચાર–કોચલામાંથી તમે બહાર નીકળો એટલી જ વાર છે."

બહાર ઊભો ઊભો આવી ડાહી ડમરી શીખામણ સાંભળતો અજીત ઊકળી ઊઠયો. આ બહારથી ચાલી આવતી, પરીક્ષકની ને પેન્શનરની લક્ષ્મીમાં આળોટતી સ્ત્રી, આ એરીંગોના હીરા ડુલાવતી ને માથાના વાળની પાટલીઓને બેસાર બેસાર કરતી સ્ત્રી, આ મોટર–મહાલતી છબીલી, આ નવરી કવયિત્રી, આ ઘેર જઈ તૈયાર

રસોઈ પર બેસનારી શેઠાણી, ગઝબ છે આ બાઈની ધૃષ્ટતા! કશું જ જાણે જાણી શકતી ન હોય તેમ એ પ્રભાને શીખામણ આપે છે, "તમારા વિચારો કરવા છોડી દો." અંધી છે? દેખતી નથી? એની બરદાસ્તમાં બેઠેલી પ્રભાની શગડી પણ હજુ કંઠીગાર છે એટલું ય એને ભાન નથી! ઢગલો એક કપડાં ધોવા માટે પડયાં છે નળ તળે, એ શું એ નથી દેખતી?

પત્નીને હાક મારી કહી દેવા મન થયું કે આ વાતો બંધ કરો. ત્યાં તો મીનાક્ષીદેવી બોલી ઊઠયાં, "તમારા આ બધા દુઃખનું મૂળ તમારું એકલપણું ને પોતાનામાં જ ગૂંચવાઈ રહેવાનો તમારી આદત છે. કાંઈક પણ રચનાત્મક કાર્ય તમારે કરવું જ જોઈએ. છેવટે કંઈ નહિ તો તમારા બાળકને જ તમારે પદ્ધતિસર ઉછેરવું જોઇએ. એમાં મન રોકી દેવું જોઈએ. ને તમારે એટલું તો જાણવું જોઈએ ને, કે દુનિયામાં તમારે એકલાંને જ થોડી મુસ્કેલીઓ છે! અરે મારી ધોબણ છે ને, તે બાપડી રાંડીરાંડ છે, ને પાછી ચાર છોકરાંની મા છે, તો પણ બસ, એ......"

બહાર ઊભેલા અજીતને હાડોહાડ વ્યાપી ગઈ. એ ધસી જવાની અણી પર હતો, ત્યાં તો પ્રભાએ જ મીનાક્ષીને સંભળાવ્યું: "ભલાં થઈને એ વાત ન કરો. મારે એ નથી સાંભળવી–તમારી ધોબણની વાત."

"પણ શું થયું?"

"તમે બાપુ, મારી વાત સમજતાં નથી. તમે પોતે શું કરી રહ્યાં છો તેની પણ તમને કંઈ સાન નથી."

"કેમ તમને એમ લાગ્યું?"

"કાંઈ નહિ. માફ કરો. મારી વાત મેં તમારી પાસે ઉચ્ચારવામાં ભૂલ કરી છે. કોઈથી એ સમજાય તેવી નથી. મારે એકલીએ જ લડવાનું છે."

"પ્રભા, જરી આવીશ ?" અજીતે અવાજ દીધો.

પ્રભા બહાર આવી. અજીતે એને નળની ઓરડીમાં મોકલી દીધી. પોતે અતિથિ કવયિત્રી સાથે વાતો છોલતો બેઠો. થોડીવારે એઉ જણાં વિદાય થયાં.

પ્રભા ઘરમાં આવી. એણે પૂછ્યું, "એ બાઈ ગઈ કે ?" પૂછતાં પૂછતાં પ્રભા હાંફતી હતી.

"હા, એ તો ગયાં."

"ઓહ !" પ્રભા તપી ઊઠી : "એને કાંઈ શરમ ન આવી ! એની ધૃષ્ટતાને કાંઈ હદ ન આવી ! એ મોટરમાં ચડીને ચાલી ગઈ. જુહુના બંગલામાં પોતાને રાત રહેવા મળી છે ખરી ને, એટલે એણે મને એની ધોબણનો દાખલો દીધો ! પોતે અત્યારે પોતાના નોકરો ચાકરો, પોતાના પુસ્તકોનાં કબાટો, ને પોતાને જોઈએ તે તમામ સગવડોથી ભરેલા બંગલામાં પહોંચી હશે ! ને મને એ કાંઈક કામમાં મન રોકવાનું કહી ગઈ ! આવી રીતે અહીં આવીને મારાં લમણાં ઉપર શીખામણ ચોડવાનો શો અધિકાર હતો એને !"

"પણ ગંડુ, તેં જ એને કેમ આવી છૂટ લેવા દીધી ?"

"મને શી ખબર ?"

"પણ આ શરૂ શી રીતે થયું ?"

"મારે કોઈ દિલ ખોલીને વાત કહેવા ઠેકાણું નહિ, ને એણે મારા વિષે જાણવા ઉત્સુકતા બતાવી. મારી પાસેથી એણે વાતો કઢાવી.

મને લાગ્યું કે એ મારા પ્રત્યે દિલસોજી બતાવતી હશે–એ મારાં દુઃખની વાત સમજતી હશે.''

''પ્રભા, એ તો દુનિયાની નારી છે. એ તો જમાનાની ખાધેલ બૈરી કહેવાય.''

''એણે મને વિચારવાયુ વાળી કહી! એણે મને કશીક પ્રવૃત્તિમાં પડી જવાનો બોધ દીધો. હું છોકરાની પળોજણ કરું છું, છ વાર એને છાતી ચૂસાવું છું, બે વાર આપણાં પેટનું પકાવું છું. ધોઉં છું, ઝાડું કાઢું છું, બાકીનો વખત લોથપોથ પડી રહું છું. ને પછી જો હું મારી મૂંઝવણોના વિચારો કરું તો તે એટલા માટે કે મારે કાંઈ કામ ધંધો નથી!''

''પ્રભા, એવી સ્ત્રીની દયાના પાત્ર તારે નહોતું બનવું જોતું.''

''એની દયા માનવાને બદલે એને તો હું ધિક્કારું છું.''

''આવાં લોકોથી તારે તારું રક્ષણ કરી લેતાં શીખવું જોઈએ.''

''હું એવાંને મળીશ જ નહિ ને! એવાંના માથાની બનવાની મારામાં શક્તિ નથી. એમની પાસે જે હથિયાર છે તે મારી પાસે નથી. એમના જેવું મને ભણતર નથી. એવાંની જિંદગી વિષે મારે કશું જાણવું જ નથી ને! એનામાં આત્મા જ નથી હોતો.''

''એમ નહિ પ્રભા, આપણી વાતો સમજવાનું એમને માટે સહેલ નથી. એમણે કદી ગરીબી દીઠી નથી.''

''સંસ્કૃત યુગના પ્રેમ અને સૌંદર્યની એ ડંફાસો મારતી હતી! પ્રેમ અને સૌંદર્યને માટે એણે કયો એકેય ભોગ આપેલ છે! કઈ વેદના સહન કરેલ છે! ફક્ત જીભે જ બકવાદ કરતી હતી. ફક્ત વાક્યોનાં જ ગૂંચળાં એના મોંમાંથી નીકળ્યે જતાં હતાં. પોતે ભણેલી

ગએલી છે, બની ઠનીને તૈયાર થયેલી છે, ઉપરથી ઊજળી ઊજળી બનીને બહાર નીકળી છે. બસ, ફક્ત કેમ બોલવું તે એક જ વાત એને શીખવવામાં આવેલ છે. મને કોઈએ તે ભણાવ્યું નથી એટલા માટે એ મને ધિ:કારવાનો, તુચ્છકારવાનો હક્ક સમજે છે.''

''એટલું જ નથી, પ્રભા ! એથી ઊંડું રહસ્ય છે. તારામાં જ કંઈક એવું છે કે જેને એ સ્વાભાવિકપણે જ તુચ્છકારે, તારો એને તેજદ્વેષ થાય.''

''એટલે તમે શું...'' પ્રભા સમજી ન શકી,

''મેં તને કહ્યું છે વ્હાલી ! તારામાં જે ઊંડી પ્રતિભા પડેલ છે તેનો એ સૌને દ્વેષ થાય છે.''

''પ્રતિભા ! પ્રતિભા ! મારે એ પ્રતિભાને શું ઘોઈ પાવી છે ! એ પ્રતિભા જ મને જીવન જીવવા માટે નાલાયક બનાવે છે. એ પ્રતિભા જ મને અંદરથી કોરી કોરી ખાઈ જાય છે.''

''નહિ નહિ. એક દિવસ તું તારી એ પ્રતિભાને પ્રકટ કરી શકશે. એવો દિવસ ચોક્કસ આવશે. પણ અત્યારે તો વહાલી, તું ડાહી થા. તું એ લાદી પરથી ઊઠ. લાદીમાં ભેજ છે. તને સંધીવા કરશે.''

એમ કરીને અજીતે પ્રભાને ઓરડીની ભેજવાળી લાદી પરથી ઉચકીને ઊભી કરી. પણ પ્રભાનું હૃદય રાહત ન પામ્યું. એણે એકદમ અજીત સામે ફરીને એને પોતાના હાથમાં ઝાલ્યો ને એણે પૂછ્યું, ''અજીત ! વહાલા ! મને કહો તો ! એ બાયડીની પેઠે તમે પણ શું મને દોષ દો છો ? તમે પણ શું મને કમજોર અને અણઘડ સમજો છો ?''

અજીત પોતે બીજો ગમે તે જવાબ આપવા ઇચ્છે, પણ પ્રભાની આંખોમાં એણે જોઈ લીધું કે પ્રભા એક જ જવાબ સાંભળવા તત્પર

હતી. એણે તાબડતોબ કહ્યું : "નહિ, કદી જ નહિ પ્રભા. આવો પ્રશ્ન જ તું મને કેમ પૂછી શકે ભલા ?"

"ના, પણ મને કહો, મને એક વાર કહો તો ખરા ! હું કેવી છું ? મારામાં શું કાંઈ ખોણી નથી ? હું શું કશી ત્રેવડ વગરની છું હેં ?"

જવાબમાં પ્રભાના કાનમાં એના ગુણગાનનાં સંગીત રેડવા સિવાય અને પ્રેમની ગઝલો દાલવવા સિવાય છૂટકો ન થયો.

પ્રભાને મોઢામોઢ રૂડું મનવતો અજીત એકલો પડતો ત્યારે એને આ પ્રશ્ન એટલો સરલ નહોતો લાગતો. શંકા અને અશ્રદ્ધાના નાનકડા નાનકડા અસુરો એને સતાવી રહેતા. ઇંદ્રમણિના દૃષ્ટિબિન્દુમાં શું થોડું ઘણું તથ્ય નહોતું ભલા ? પ્રભાનું જે મૂલ્યાંકન એકલી એની ઊર્મિઓ પરથી જ પોતે કરી રહ્યો હતો એ સાચું હતું શું ? પોતે પોતાના મોહાવેશનો દોરવ્યો વિભ્રમમાં તો નહોતો પડી ગયો ? પ્રભામાં સાચે જ કશી પ્રતિભા હતી ખરી ? પોતાને કોઈ ખરેખરી પ્રતિભાવંત સ્ત્રીઓના સાથમાં વધુ ખીલવાનો અવસર મળી શકે તે ઇંદ્રમણિની વાત સાવ નાખી દેવા જેવી હતી શું ?

પોતાના અંતરની પાસે આનો પ્રામાણિક જવાબ કઢાવવા પોતે તત્પર થતો, પોતે પોતાની જ સાથે છલની રમત રમતો હતો કે નહિ તેનો સ્પષ્ટ એકરાર માગતો. પ્રભાને ચોખ્ખું ને ચટ સત્ય કહેવાનું હોત તો પોતે શું કહેત ?

પણ આ સંશયો એનાથી ઝાઝી વાર ન સહેવાયા. એ સંશયોએ એને શરમીંદો બનાવ્યો. પોતે જાણે કે સપાટ ને સુવિશાળ ભૂમિપ્રદેશોનો પ્રવાસી હતો. માર્ગે પોતાની પ્રિય સહચરીને કોઈ લૂંટારાઓ પીડી રહ્યા હતા. અને પોતાને એ ડાકુઓએ આ પીડન–દૃશ્ય જોનારો મુશ્કેટાટ બંદીવાન બનાવ્યો હતો. આવી અવસ્થામાં ઊભેલો પુરુષ શું એવા

પ્રશ્નો પૂછતો ને સંશયો સેવતો રહી શકે, કે મારી સ્ત્રી દુર્બળ, ત્રેવડ વગરની, ને બોંણી વિનાની છે ! નહિ નહિ, એ ક્ષણે તો સ્વધર્મ એક જ હોઈ શકે—બંધનોમાંથી છટકીને પોતાનાં હથિયાર પડિયાર, પોતાની બંદૂક સમાલવાનો : પહેલી જ તક એણે પ્રભાને મુક્ત કરાવવી ઘટે ને એને તક આપવી ઘટે એની શક્તિઓ, પ્રતિભાઓ, અને ત્રેવડ કે બોંણી, એ બધાનો ક્યાસ કાઢવાને માટે તો તે પછી પૂરતો સમય મળી રહેશે.

પોતાના સંગ્રામોનાં પૂર ધમસાણો વચ્ચે, નિષ્ફળતાના ઉપરાછાપરી હુમલા આવતા હોય તે વેળા, સર્વ કોઈ પુરુષને માટે, પોતાનું પડખું નબળું હોવાની, પોતાની પત્નીમાં પૂરી બોંણી ન હોવાની જે માન્યતાની નરક ખડી થઈ જવી સહજ છે તે નરકને છેક દ્વારે પહોંચીને અજીત પાછો વળ્યો. એણે પોતાના મનને નિર્મળ બનાવવાનો પહેલો જ ઈલાજ એક બાળકને છાજે તેવો લીધો. ઈંદ્રમણિની જે જે ચોપડીઓ પોતાના ઘરમાં હતી તે ભેગી કરીને તેની તેણે હોળી કરી નાખી, તથા પ્રભાએ ઈંદ્રમણિનાં કવયિત્રી પત્નીને એક રોપભર્યો લાંબો કાગળ લખી કાઢ્યો, ને પછી તે શગડીમાં હોમી બાળી દીધો ! બસ, એ દુઃખદ પ્રસંગની પૂરેપૂરી ભસ્મ થઈ ચૂકી. એની સ્મૃતિનો એક પણ અવશેષ એ નાનકડા ઘરનાં નાનકડાં બે માણસોનાં બાલિશ અંતઃકરણમાં રહ્યો નહિ.

# છબીલભાઈ

અજીતના આર્થિક જીવનનો નવો તબક્કો આખરે ઊઘાડ પામે છે. એની કલમની કિંમત અંકાય છે. ચડેલાં બીલો,– કોલસાનાં, આટાનાં, દવાનાં ને તેલ ઘીનાં–ચૂકવાવાં શરૂ થાય છે. નોટોનાં બંડલો કાઢી કાઢીને એ દુકાનદારો પાસે જઈ ઊભો રહ્યો.

"હવે શી ઊતાવળ છે અજીતભાઈ! પૈસા ક્યાં ભાગી જવાના છે? તમારે માટે ક્યાં કાંઈ સવાલ છે ભલા આદમી?" નોટોનાં પરબીડીઆં દેખીને દુકાનદારોએ ફેરવી તોળ્યું. આગલા દિવસની સાંજ સુધી તેમની ઊઘરાણીઓ અને તેમનાં મેણાંટોણાં ચાલુ હતાં.

"ના શેઠ." અજીત નોટોના ધા કરીને કહેતો હતો: "ચોપડા તે કોણ ચીતરાવે? લઈ લો. ને બાકીનું પાછું લાવો."

"પણ અજીતભાઈ, આજ ને આજ ઊતાવળ શી આવી પડી છે?" અજીત માલદાર બન્યા પછી રખે પોતાના ચોપડામાંથી નીકળી જાય એ બ્હીકે દુકાનદારો ને દાક્તરો કહેતા: "પરચુરણ પાછું નથી."

"એ પછી લઈ જઈશ. નહિતર ભલે એટલા એડવાન્સમાં રહ્યા." એમ કહી અજીત નોટો મૂકી મૂકી ચાલતો થયો.

ને પ્રભા નવી સાડીઓ ખરીદવા નીકળી પડી. એણે છ મહિના પર

નજરમાં રાખેલું ટેબલ–ક્લોથ ખરીદ કર્યું. ને બાબાને માટે નવાં ઝભલાં કરાવ્યાં.

હાર્યો જુગારી બમણું રમે, પણ જીત્યો તો સાતગણું રમે. પોતાનાં લખાણો ચલણી થયાં એટલે તો અજીત બેવડા શુરાતન સાથે લેખન–પ્રવૃત્તિમાં લાગી પડ્યો. અને થોડા દિવસ તો નવી નવી ખરીદી વગેરેમાં ગુલ્તાન પામતી પ્રભાને આખરે વધુ કલાકોનો એકલવાસ લટકામાં મળ્યો.

અતોભ્રષ્ટ અને તતોભ્રષ્ટ પ્રભાને સોબત સાંપડવાનો પ્રશ્ન સારી પેઠે વિકટ હતો. ચાલીમાં રહેતાં પાડોશીઓની બૈરીઓ સાથે ભળવું એને અરૂચિકર હતું, કેમકે એનામાં ઉચ્ચ પ્રતિભા છુપાએલી પડી હોવા વિષેનો એનો પોતાનો ખ્યાલ એના પતિએ વધુ મજબૂત બનાવ્યો હતો. શિક્ષિત સ્ત્રીઓ સાથે એનો મેળ મળતો નહોતો કેમકે તેમની વચ્ચે એ પોતાની અવહેલના અનુભવતી હતી. વધુ ને વધુ એકાકિની બનતી જતી પ્રભા એ અજીતને મન એક અતિ કરુણ દૃશ્ય હતું. અને નિરાશામાં, વિષાદમાં ખૂંચતી પ્રભા કોઈ પણ માનવીનો ટેકો લઈ ઊંચે આવે તેમ પોતે ઝંખતો હતો.

સુભાગ્યે એને છબીલભાઈ મળ્યા.

છબીલભાઈ નામનો એક યુવાનઃ મોટી સ્વપ્નભરી આંખો, ને હવામાં રમતા ગુચ્છાદાર રેશમી વાળ : એક શાળામાં ચિત્રકામનો શિક્ષક હતો. અજીતનાં પુસ્તકોનો એ પ્રેમી કોઈ અપૂર્વ ભક્તિભાવે આ કુટુંબમાં પ્રવેશ પામ્યો. ‘આપની કૃતિઓનાં થોડાંક ચિત્રો બનાવી લાવ્યો છું” એમ કહી એણે અજીતને આશ્ચર્ય ચકિત કર્યો. પોતાની કૃતિ સાથે આવો પ્રાણસંબંધ દાખવનાર આ પહેલ વહેલો જ યુવાન નીકળ્યો. ને ચિત્રોમાં બેશક એણે અજીતની આબેહૂબ લાગણીઓ ઊતારવા યત્ન કર્યો હતો.

ઘરમાં એ આવતો જતો થયો. શાક પાંદડું પણ લાવતો થયો. એના પ્રત્યેક કાર્યમાં ને વર્તાવમાં એ ભાવનામય અને નિર્મળ હતો. ઘણું જ ઓછું બોલતો, ને બાબાને રમાડવા માટે ચિત્રો દોરી દેતો. છબીલભાઈના સહવાસે પ્રભાનું શૂન્ય જીવન ધીરે ધીરે ભરાવા માંડ્યું. અજીતને તો એટલું જ જોઈતું હતું. એના ઘરમાં રહેવાના કલાકો ઓછા ને ઓછા થતા ગયા. છબીલભાઈને ટેકે ટેકે પ્રભા ઓરડીના જીવનમાંથી બહાર પણ નીકળતી થઈ.

એણે હમેશાં અજીતને એ જ કહ્યે રાખ્યું કે "મારે તો ભાઈ નહોતો તે ભાઈ મળ્યો."

અજીત પણ સમજતો થયો હતો, કે સ્ત્રીજીવનમાં એકલા પતિની ખુંદાખુંદ અકારી બને છે. પતિ પાસે ન કહી શકાતી વાતો કહેવા ઠેકાણું કોઈ ને કોઈ તો જોઈએ જ છે. પતિ અને પત્ની પરસ્પરને માટે પૂરતાં નથી.

છબીલભાઈ બાબાના છબીલ મામા બની ગયા. છબીલભાઈ અજીતની કૃતિઓના ભક્તહૃદય ચિત્રકાર બની ગયા. છબીલભાઈથી સુનસાન ઘર ભર્યું ભર્યું બની ગયું. અને થોડા સમયમાં તો છબીલભાઈ અજીતની સાહિત્યભાવનાઓમાં એટલા બધા રંગાઈ ગયા કે શાળાની નોકરી એને કડવી ઝેર લાગતી ગઈ. રજા લઈ લઈને એ અજીતની યુગક્રાંતિકર ચોપડીઓનાં ચિત્રો આલેખવા બેસી ગયો. એણે શાળાને આખરે તિલાંજલિ દીધી. અજીતને એ પોતાના વિપ્લવ–દળનો પહેલો યોદ્ધો મળ્યો.

પ્રભાના અંતરમાં એટલી બધી નવી ભરતી આવી, કે અજીતના વહેલા મોડા આવવા વિષેનાં બૂમરાણો કરતી એ બંધ પડી. શાક પાંદડાથી માંડી સાડી સુધીની કોઈપણ ઘરખપની ચીજ લાવવાનો

બોજ અજીત પર લાદતી એ અટકી ગઈ. અજીત સામે ચાલીને કહે તો પણ પ્રભા જવાબ વાળે કે "ના, તમે તમારું યુદ્ધ કરો. એ તો હું ને છબીલભાઈ બધું પતાવી લેશું."

બહારથી કોઈ મળવા આવનાર અજીતને કલાકોના કલાકો સુધી વાતોમાં ને ચર્ચામાં રોકી રાખે, તો પણ પ્રભા છેડાય નહિ. મહેમાનનું મંડળ અંદર બેઠું હોય તો બહાર, અને બહાર બેઠું હોય તો અંદર એ અને છબીલભાઈ સાથે બેસીને ગંજીપે રમ્યા કરે.

ગંજીપો ! અજીત તો હેરત પામી ગયો, કે પરણીને આવ્યા પછી એક પણ રમતનું કદી નામ પણ ન લેનારી પ્રભા ગંજીપામાં અજબ રસ પામવા લાગી. ઘડીભર એને પ્રભાનું ગંજીપે રમવું છોકરમત જેવું લાગ્યું. એની તો એક જ કલ્પના હતી કે પ્રતિભાસંપન્ન નારી પ્રભા નિવૃત્તિ મળે તો કાં તો મોટા ગ્રંથો વાંચે, અથવા તો પોતાનું કૌમારાવસ્થામાં ત્યજાએલું સંગીત ફરી હાથ ધરી તેની ઉપાસના માંડે.

કશા જ ગંભીર ઉદ્યમને બદલે ગંજીપો ! ગંજીપાની રમતો પણ પાછી તદ્દન બાયડીશાહી ! અજીત તો મનમાં મનમાં ખૂબ હસ્યો. ને ઘેર વહેલો મોડો આવી, ચાલીમાં હોય ત્યાંથી જ એ ટોકા કરતો : "કાં, સતીઆબાજી ચાલે છે કે ફ્રાનસબાજી !"

અંદર બન્ને ગંજીપાની રમતમાં ગરકાવ હોય. છબીલભાઈ તો બિચારો પ્રભાને રમાડવા પૂરતું જ બેસતો દેખાતો. એને કાંઈ ગંજીપામાં રસ નહોતો. પણ અજીત તરફથી આ ગંજીપાને પૂરું પ્રોત્સાહન મળ્યું.

રવિવારો અને તહેવારોમાં પણ હવે અજીતને એની હરકોઈ સાહિત્યસભા, સંગીત પરિષદ, અથવા યુગક્રાંતિ સાથે સંબંધ ધરાવતા હરકોઈ સંમેલનમાં પ્રભા હસતે મુખે જવા દેતી. પોતે બિલકુલ

અંતરાયરૂપ ન બનતી. ને અજીતના ખાનપાન તેમજ પોશાક પહેર-વેશની ઝીણામાં ઝીણી સંભાળ લેતી. અજીતને માટે નવાં 'સૂટ' પોતે જ સીવડાવી લાવતી. હજામત વધી છે કે નહિ તેની ખબર પણ પોતે જ રાખીને વખતસર અજીતની સામે સર્વ ક્ષૌર–સાધનો મૂકી દેતી. નહાવણના ઉમદા સાબુ પણ એણે જ અજીતને માટે ખરીદવા શરૂ કર્યાં.

છબીલભાઈના કુટુંબ–પ્રવેશ પછી અજીતના જીવનમાં પ્રભા નવીન જ રસ લેતી થઈ હતી તેથી અજીતને તો ઊંડે ઊંડે ય કશી આશંકા નહોતી ઊગતી. શંકા સંશયો તો દૂર રહ્યા, પોતાનું હૃદય ઊલટું છબીલ પ્રત્યે આભારભાવે બાનું રહેતું.

વાત પણ સાચી જ હતી કે છબીલના દર્શનમાં કે વર્તનમાં, છબીલના બોલવામાં કે હાવભાવમાં નિર્દોષ ભક્તિભાવ વગર અણુમાત્ર અન્ય કશું નહોતું. એનામાં દંભ નહોતો, નહોતી બનાવટ. એનામાં ચાવળાઈ નહોતી, કે નહોતી ઉપર પડતા જવાની ચાલાકી.

છબીલના મોં ઉપર પણ આ કુટુંબમાં આવ્યા પછીથી નવનવા રંગોની સુરખી ઊઠતી હતી. એ જુવાન નિર્મળ મોતી જેવો આબરુ-દાર હતો. અજીતના ઘરની વાતો એ કયાંયે કરતો નહોતો. જેટલો ઓછાબોલો એ મૂળ હતો તે કરતાં પણ વધુ અબોલ બનતો ગયો. એના સંબંધને પરિણામે અજીત–પ્રભા વિષે કોઈ વક્રોક્તિ કરે કે કુટિલ હાસ્ય મલકાવે એટલું પણ આ પરામાં એ સંબંધને ચેરાવા-પણું નહોતું.

બે ચાર મહિના વીત્યા. એક દિવસ રાતે અજીત ઘેર આવ્યો. ઘેર આવે ત્યારે હમેશાં પોતાનાં નવીન સાહસો અને નવા તરંગો પ્રભા પાસે વર્ણવવાની એની આદત હતી. પણ એ દિવસે તો પ્રભા

જ પોતાનું કશુંક સાહસ કહેવા તૈયાર થઈ હતી એવું પ્રભાના મુખ-ભાવ પરથી પોતે જોઈ શક્યો.

અજીતને જમવાનું પિરસીને પ્રભા સામે બેઠી. મીટ માંડીને જોઈ રહી, પછી એણે કહ્યું :

“મારે કાંઈક કહેવું છે. પણ શરુ કેમ કરવું તેજ સમજ પડતી નથી.”

આ શિષ્ટાચાર અજીતને છેક નવીન લાગ્યો. “એવું તે વળી શું છે?”

“ભયંકર છે. મને બ્હીક લાગે છે કે તમે ગુસ્સે થશો.”

“પણ એવું તે શું છે?” અજીત કશું અનુમાન કરી શક્યો નહિ.

“મને પોતાને જ મારા પર ધિઃકાર છૂટયો હતો. પણ અત્યારે એ ઊતરી ગએલ છે. ને તમે પણ મહેરબાની કરીને સમજીને સાંભળજો હો વ્હાલા!”

“હાં, ચલાવો.”

“અજીત, વહાલા!” થોડી ખમચાઈને એ હળવે સ્વરે બોલી : “છબીલની બાબત છે.”

“છબીલની? છબીલની શું વળી!”

“એ આંહી આવતો. મને કોણ જાણે કેમ પણ એ ગમતો. મને એનામાં ઉચ્ચ સંસ્કાર અને પ્રેમાળ હૃદય લાગેલાં.”

“ને તું એની નિર્મળી સ્વપ્નભરી આંખો વિષે પણ મને કહેતી, ખરું?” અજીતે ઉમેર્યું.

“તમને બેશક મસ્કરી સૂઝશે. પણ બનાવ બહુ કરૂણ છે. તમને ખબર નથી, પણ એણે આ પહેલાં મારા જેવી કોઈ સ્ત્રી દીઠેલી નહિ.”

"એ હું ન માની શકું વહાલી."

"એટલે કે વિચારવાળી સ્ત્રી. એ મને કલાકો સુધી પ્રશ્નો પૂછ્યા કરે ને અમે તમામ બાબતો વિષે ચર્ચા કરતાં. એટલે એકવાર અમે પ્રેમનો પ્રશ્ન પણ ચર્ચેલો ને એણે મને પૂછેલું કે—કે "તમે સુખી છો ?' "

"ઓહો !" અજીતે મર્મ કર્યો. "ને તેં તો બેશક જવાબ દીધો હશે કે તું અત્યંત દુ:ખી છે."

"મેં બહુ કશું કહ્યું નહોતું. મેં ફક્ત એટલું જ કહેલું કે તમારું કામ ઘણું સખત છે, ને હું એની સામે હમેશાં પૂરી હિંમત ટકાવી શકતી નથી. મેં ખૂબ વેઠયું છે તે તો કોઈ પણ જોઈ શકે ને !"

"ખરું છે બાપુ ! હાં, પછી ?"

"પછી તો એક દિવસ, ગયા શુક્રવારે બપોરે એ એક ઘોડાગાડી લઈને મને ફરવા લઈ જવા આવ્યો. હું એની સાથે ગઈ. મને અત્યારે લાગે છે કે મારે નહોતું જવું જોઈતું, પણ તે વખતે મને સૂઝેલું નહિ. એ ચોમાસાના રૂપાળા બપોર હતા, ને એ મને કહે કે હું તમારે ખાતર જ છૂપું છૂપું એક મિત્રની ઘોડાગાડી ચલાવવાનું શીખી લાવ્યો છું. મને પણ પહેલી જ વારનો એ અનુભવ હોવાથી ખૂબ આનંદ આવ્યો. આવો આનંદ કદી નહિ આવેલો. અમે જંગલમાં નીકળી ગયાં. ત્યાં બેઉએ ફૂલો વીણ્યાં. પછી એક ઝરણાને કાંઠે બેઠાં. થાક્યા વગર કે થોભ્યા વગર અમે તો વાતો જ કરતાં રહ્યાં. વાતોમાં ને વાતોમાં, ખબર પણ ન પડી ને સૂર્યાસ્ત થઈ ગયો; ને ઘરથી તો અમે ઘણાં દૂર હતાં."

"હાં પછી ?" અજીતે એને અચકાતી જોઈને કહ્યું.

"અમે પાછાં ફર્યાં: મને તે વખતે તો ખ્યાલ નહોતો રહ્યો, પણ અત્યારે મને ચોખ્ખું યાદ આવે છે કે હું એની બાજુમાં બેઠી હતી. એનો સ્વર ધીમો પડતો હતો ને એ જે કાંઈ બોલતો હતો તેમાં સ્પષ્ટતા નહોતી. પછી ઘોડાની લગામ એણે એક જ હાથમાં લઈ લીધી, ને એનો બીજો હાથ મારી બેઠકની પાછળ લંબાયે જતો હતો. મને તો એ વાતનું ધ્યાન પણ નહોતું રહ્યું, પણ પછી તો પછી–પછી—

"પછી શું ? બેધડક કહે જા."

"એકાએક એ બન્યું." બોલતાં બોલતાં પ્રભાના ગાલ રાતાચોળ બની ગયા. "મને લાગ્યું કે એનો હાથ મારી ફરતો લપેટાઈ ગયો. એકદમ હું તો બેબાકળી બની, એની સામે ફરી, ફાટી આંખે જો રહી, એનું મોં મારા મોંની નજીક હતું, ને એની આંખો ચમક ચમક કરતી હતી."

એટલું કહીને એ અટકી ગઈ. અજીતે પૂછયું "ને તેં પછી શું કર્યું ?"

"મેં એની સામે શાંતિથી તાકીને કહ્યું, 'શું કરો છો ? આટલી મગદૂર !'

"એટલે એણે એકદમ હાથ ખેંચી લીધો. એ ટટ્ટાર બનીને બેસી ગયો, ને એણે કહ્યું: "મને માફી આપો. હું ભાન ભૂલી ગએલો." પછી ઘર આવતાં સુધી અમારા બેમાંથી કોઈ એક શબ્દ પણ બોલ્યું નહિ. ને ઘર આવતાં જ હું તો ગાડીમાંથી કૂદી જ પડી, 'આવજો' એટલું ય કહ્યા વગર હું ઘરમાં દોટ કાઢી ચાલી ગઈ."

આટલું કહીને પ્રભા પતિ સામે ફાટેલી, ઉત્સુક આંખે બેઠી રહી.

"બસ એટલેથી જ અંત આવ્યો ?" અજીતે શાંતિથી પૂછ્યું.

"આજે મારા પર એનો કાગળ આવેલ છે. લખે છે કે હું પર-ગામ જાઉં છું, ને જે બની ગયું તેને માટે મરવા જેવું થાય છે. મને માફી દેજો. બસ એટલું જ."

થોડી વાર બેઉ શાંત બેસી રહ્યાં. પછી પ્રભાએ પૂછ્યું, "હેં, તમે ગુસ્સે થયા છો ?"

"ગુસ્સે તો નથી થયો, પણ સ્વાભાવિકપણે જ આવી વાત મનને સંક્ષુબ્ધ કરે. તારે આવા અનુભવોમાં મૂકાવું પડે એ મને ગમતું નથી."

"અજબ જેવી વાત છે," પ્રભાએ કહ્યું, "પણ મને એ રોષ લાંબી વાર ચડયો નહિ. મને અતિશય દુઃખ લાગેલું, ને એને પણ ખૂબ સંતાપ થયો હશે એવું મને લાગે છે. નવાઈ જેવું તો એ છે કે હું એને ફરીવાર મળું એવું મને થયા કરે છે. આથી હું વિશેષ અકળામણ પામી છું. એક તરફથી થાય છે કે એ મને કોઈ રઝળુ છોકરીની માફક આલીંગન કરે તેથી તો હદ આવી રહી, પણ વળી પાછું—"

આ વાતની ચર્ચા એક અઠવાડિયા સુધી ચાલી. અજીત આશા રાખતો હતો કે આવા 'નિર્મળી આંખો વાળા ને ફરકતાં જુલ્ફાંવાળા' જુવાન છોકરાઓ પ્રત્યે પ્રભા પોતાનો ભાવ બદલાવી નાખે એવું કાંઈક પોતે પ્રભાને સમજાવી શકશે. પ્રભાને ગળે ઘૂંટડો ઊતરાવવા પોતે ઘણી મહેનત કરી, કે પુરુષોના મનોભાવો પોતે વિશેષ સમજી શકેલો છે, અને શું ચિત્ર–શિક્ષકોનું કે શું હરકોઈ બીજા ધંધાદારી પુરુષોનું, સૌનું આ સરખું જ લક્ષણ હોય છે.

પણ મુખ્ય મુદ્દો તો છબીલભાઈ પાછા આવે ત્યારે એના પ્રત્યેનું વર્તન નક્કી કરવાનો હતો. એક વાત તો સાફ દેખાઈ આવી કે પ્રભા છબીલભાઈને ક્ષમા આપી ચૂકી છે: એના પશ્ચાત્તાપપૂર્ણ પત્રની અસર પ્રભાના અંતર પર પડી ચૂકી છે. પ્રભાએ એવો અભિપ્રાય આપ્યો કે ગઈ ગુજરી બિલકુલ ભૂલી જવી, ને અગાઉની માફક સંબંધ ચાલુ રાખવો. પણ અજીતે મક્કમ મત જણાવ્યો કે અગાઉનો સંબંધ ફરી પાછો જેવો ને તેવો સ્થાપી શકાય જ નહિ, ને હવે એની સાથે મળવાનું પણ મુનાસબ ન ગણાય.

"પણ તો તો એ બાપડો આઘાત પામશે ને એનું જીવતર ઝેર થઈ જશે."

"ત્યારે શું તારું એમ કહેવું છે કે મારે એની સાથે મીઠો સ્નેહસંબંધ રાખવો, ને તારે એની સાથેનો તારો સુંવાળો સહચાર ચાલુ રાખવો છે માટે મારે એને આદર માન આપવાં !"

"આમ કેમ બોલો છો ?"

"ત્યારે આનો બીજો શો અર્થ થાય છે? તમારા બેઉના સંબંધ ચાલુ છે એ વાતથી મારી માનસિક શાંતિ કેવીક સચવાશે?"

જવાબમાં ઊંડો નિઃશ્વાસ નાખીને પ્રભા બોલી : "તમે તો કહેતા હતા કે તું મુક્ત છે! તું તારા દિલની મુખત્યાર સ્ત્રી છે! સ્વતંત્ર સ્ત્રીની તમારી આ કલ્પના ને ? તમે પણ જૂની ઘરેડના ઈર્ષ્યાળુ ધણીનો જ પાઠ ભજવી રહ્યા છો કે બીજું કાંઈ ?"

આ એક જ અનુભવે અજીતના જીવન–ચક્રને જુદો આંટો લેવરાવ્યો. જગતની બુદ્ધિનાં 'બીડેલાં દ્વાર' ઊઘાડવાના અહોનિશ જાપ જપનારને પોતાના સંસારનાં બીડેલાં દ્વારની ખબર પડી. પણ ચાવી પોતાની

પાસે નહોતી. ચાવીઓનો આખો ઝૂડો સાચી ચાવી વગરનો માલૂમ પડયો. પ્રભાને સુખની આ નવી ઉદ્‌ભ્રાંતિઓમાંથી બચાવી લેવા પોતે પ્રભાને પોતાની સવિશેષ સોબતમાં મૂકી. પોતો વહેલો ઘેર આવતો થયો. પોતે પ્રભા માટે ફૂલની વેણી ને થોડાં થોડાં અત્તરો લાવતો થયો. પોતે પ્રભા પાસે છાપાંનું વાંચન કરતો થયો.

પણ પ્રભાના જીવન–દ્વાર વધુ ને વધુ ભીડાતાં ગયાં. એની એક-લતા વધુ ને વધુ ઘાટી ઘૂંટાઈ. અજીત ઘણી વાર પોતાની જાતને પ્રશ્ન પૂછતો થંભી જતો, કે પ્રભાને બચાવી લેવાનો આ પ્રયત્ન છે? કે પોતાની પુરુષસહજ ઈર્ષ્યા કામ કરી રહી છે? નારીસ્વાતંત્ર્યનો પૂજારી અજીત આ પ્રશ્ન પરત્વે તો નારીનો સત્તાધીશ સ્વામી જ દેખાયો. સ્ત્રીઓના આત્માની અંદર સંઘરાએલી ગુપ્ત શકયતાઓ સંબંધમાં એનું મન ગોટાળે ચડયું.

ઘણી ઘણી વાર એણે કલ્પના કરી હતી, કે પ્રભાને પોતે અન્ય પુરુષના આલીંગનમાં ભીડાએલી નજરોનજર નિહાળે તો પણ એને ગુસ્સો ન આવે કેમકે એ તો સ્ત્રીજીવનનો સ્વાધીન ઈચ્છાપ્રદેશ છે. ઘણીવાર એણે વિચારો પ્રચારેલા કે લગ્ન તો એક કાયદેસરનું વેશ્યા-ગાર છે; સ્ત્રીની સ્વયંભૂ પુરુષભક્તિને વિકસવાનો એમાં અવકાશ નથી. સતત એની માન્યતા હતી કે પ્રભા અને પોતાની વચ્ચેનો લગ્નપાયો તો શુદ્ધ, સ્વયંસ્ફુરિત અને સદાનો સ્વતંત્ર પ્રેમ જ છે. એનાં એ ચક્ષુ–પડળો હવે ઊઘડી ગયાં. ને છબીલભાઈનો નામોચ્ચાર પણ જો કે આ ઘરમાંથી નાબૂદ થયો, પણ પ્રભા તો એકલતાની ઊંડી કંદરામાં ધકેલાઈ ગઈ.

રમૂજી વિચારો પણ અજીતની હાંસી કરી રહ્યા : સ્વતંત્રતા અને સ્વયંસ્ફુરણાના માર્ગ કરતાં ધાર્મિક શિક્ષણ અને સોળ સતીઓનાં

ચરિત્રોનો અભ્યાસ સ્ત્રીપુરુષના જીવનની શાંતિને વિશેષ સહાયકર નથી શું? દંપતિ–જીવનમાં ફરજિયાત વફાદારીનો શાસ્ત્રાદેશ બુદ્ધિપૂર્વકના બંધનમુક્ત પ્રેમની બડી બાતાં કરતાં બધુ સુખદાયી નહિ હોય શું? પત્નીઓને પંપાળ પંપાળ કર્યા વગર સખતાઈથી કામ લેતા લેતા ચુપકીદી ને ચાલાકીથી પ્રેમ સેવનારા મારા સ્નેહીમંડળ વાળા પુરુષો મારા કરતાં વધુ શાણા ને તેમની સ્ત્રીઓ પ્રભા કરતાં વધુ સુખી નહોતી શું? અને આ હુતાહુતીના અતિ વધુ પડતા આળા સંસારમાં જે સ્વાધીનતાની કલ્પના મેં કરેલી તે કરતાં વધુ સ્વસ્થતા કુટુંબીજનોની આડીવાડી વચ્ચેની થોડીક વેઠવી પડતી ગુલામીની અંદર નહિ હોય શું?

# સખી સાંપડી

એ વિચાર કરતો કરતો અજીત તો વળી પાછો ફરીથી પોતાના 'વિશ્વક્રાંતિ'ના કામમાં પડી ગયો, અને પોતાના આત્માની એકાંતે પ્રભાએ પોતાનું અંતર તપાસી જોયુંઃ "ખરેખર શું હું પ્રભાગૌરી ઊઠીને મારા પતિ સિવાયના અન્ય પરપુરુષની અંદર ઊંડો રસ ધરાવી રહી છું!"

આ પ્રશ્નની સામે પોતે ઝાઝી ઘડી ટક્કર ન ઊભી શકી. એના અંતરમાં ચોક્કસ પ્રકારની ભડક હતી. છબીલને ફરીવાર હરકોઈ પલે પ્રેમપૂર્વક મળવાનો એના મનનો તલસાટ અણગોપવ્યો રહ્યો.

થોડાક દિવસ રહીને એક સંધ્યાએ અજીતને પ્રભાએ નવા જ ખુશખબર આપ્યા. "અજીત! વહાલા! મને એક અદ્ભૂત દોસ્તી મળી ગઈ."

અજીત ભડકયો. છબીલભાઈની મૈત્રીને એ ભૂલ્યો નહોતો.

પ્રભાએ ચલાવ્યું: "તમને તો નવાઈ લાગશે પણ મને જ હજુ નવાઈ મટી નથી કે અમે બેઉ દૂધ ને સાકર જેવાં આટલાં જલદી એકબીજામાં ઓતપ્રોત થઈ જ કેમ શકયાં!"

"પણ કોણ છે એ?" અજીતનું કાળજું ફડફડ થતું હતું.

"એનું નામ સાવિત્રી છે. આજે હું બાબાને લઈ ફરતી ફરતી મંદિર તરફ ગઈ હતી ત્યાં એ એક પીપળાનું પૂજન કરતાં હતાં. ત્યાં ને ત્યાં અમારાં તો બેનપણાં થઈ ગયાં."

પીપળાનું પૂજન કરતાં સાવિત્રી બાઈ સાથે પોતાની આ નવવિચારક અને કટ્ટર ધર્મવિરોધી પત્નીનાં બહેનપણાં સાંભળીને અજીત જેટલો અજાયબ બન્યો તેટલો છૂપો છૂપો રાહત પણ અનુભવવા લાગ્યો. ઠીક છે : કોઈક એવી ધર્મપ્રેમી સ્ત્રીનો સત્સંગ સાંપડી જાય તો પ્રભા પોતાના પતિદેવનો વિશેષ આદર કરતી થાય, ને છબીલભાઈઓની છબીઓ એના અંતરમાંથી અળગી રહે.

"કાલે સવારે આંહી આવવાનાં છે સાવિત્રીબેન ! જોજો ને ! શાં એનાં તપતેજ છે ને શી એની વિભૂતિ છે."

પ્રભાએ ઉશ્કેરી મૂકેલા એ કુતૂહલ પર રાત શાંતિભેર વીતાવવી જરા આકરી હતી. વળતા દિવસે સાવિત્રીદેવી જ્યારે ઊંબરમાં આવી ઊભાં રહ્યાં ત્યારે અજીત આભો બન્યો. આ બાઈના મસ્તક પર મૂંડો હતો: એનાં કપડાં નખશિખ સફેદ અને જાડાં હતાં. અને એના લાલ ચોળ ચમકતા ચહેરાને આ સફેદ જાડાં કપડાંમાંથી વધુ ચમક મળતી હતી. સાવિત્રીબાઈની અવસ્થા થોડી લાગી, આવી ચોખ્ખી આંખો, આવી સ્વસ્થ અને ચિંતનશીલ આંખો કોઈક કોઈક માનવીના મોં ઉપર જ મળી આવે છે.

એ દેખાતી હતી સાચેસાચ સંસારત્યાગી સાધ્વી સરીખી. એણે ઓરડામાં પ્રવેશ કર્યો તે પણ સાચવતે સાચવતે. અજીત સાથે એણે પહેલો શબ્દોચ્ચાર પણ અદબપૂર્વક અને કોઈ મરજાદીની જતનાથી કર્યો.

પણ પ્રભા સાથેનું સાવિત્રીનું એ મંદ મંદ હસવું એટલી મધુરી ભાત પાડતું હતું કે એને પ્રથમ નજરે જોતાં મીરાંબાઈ જેવી સાધુડી વેરાગણનો જે ભાવ અજીતને થયેલો તે વિરમી ગયો. બેશક પ્રભા આવી વેરાગણની સોબતમાં પડી જૂનવાણી રૂઢિઓને પૂજતી થાય તેવો ભય એના મનમાંથી સાવ નાબૂદ ન થયો. પ્રભાને આવી વેરાગણ સાથે દિલસું દિલ જોડવાનું પ્રેરણાતત્ત્વ કયું હતું તે પણ અજીત કલ્પી ન શકયો. એકંદર એ મુલાકાત જ્યારે પૂરી થઈ ત્યારે અજીત નારાજ કરતાં રાજી વધારે થયો. પ્રભાને એણે સુરક્ષિત બનેલી કલ્પી. પ્રભા જે રીતે એના પર ળળતી હતી તે રીત જોઈને એણે સાવિત્રી ગયા બાદ પ્રભા પર થોડો વિનોદ પણ છાંટયો: "મને તો બ્હીક લાગતી હતી કે હમણાં જ જાણે તું એને બાઝી પડીશ પ્રભા !"

"સાચું કહો છો," પ્રભા આનંદનો જાણે ઊંડો ઘૂંટડો પીતી બોલી ઊઠી: "મને એને ભેટી પડવા મન થતું હતું, કાલે સવારે હું પણ એ સૌ સ્ત્રીઓને ગૌરીપૂજા કરાવે છે ને એવરતજીવરતની વાર્તા કહે છે તે સાંભળવા જવાની."

"કયાં ?"

"શિવ–મંદિરમાં. એ ત્યાં ઊતરેલ છે."

"કોને ઘેર ?"

"પૂજારી છે ત્યાંના, એની એ સગી થાય છે."

"હું પણ આવીશ."

કુતૂહલનો માર્યો અજીત પણ વળતા દિવસના પ્રભાતે પ્રભાની સાથે શિવમંદિરે ગયો, ત્યાં એણે પુરાણું ધરમઘેલછાનું વાતાવરણ

નિહાળી તિરસ્કારયુક્ત વિનોદ અનુભવ્યો. છતાં એણે મન વાળ્યું કે, ઠીક છે, વ્રતોપૂજનોમાં પ્રભા પણ થોડું થોડું પડી જાય તો એના મનને પ્રવૃત્તિ મળશે, ને એનો જીવ ઠેકાણે રહેશે.

બેશક, એ વિચારમાં છબીલભાઈની આકૃતિ આલેખાયા વગર રહી નહિ.

"પ્રભા બહેનને આજે એવરત–જીવરતનું જાગરણ કરવા આંહી આવવા દેશો ને?" સામનો ન કરી શકાય એવા સ્મિત સહિત સાવિત્રીએ અજીતની સામે આવીને કહ્યું.

"તમે એને શું કરી નાખવા ધારો છો?" અજીતે એ સ્મિતનો જવાબ સ્મિતભર્યા શબ્દે દીધો.

"એ તો તમને પણ ફરીવાર યજ્ઞોપવિત પહેરતા કરવા માગે છે." પ્રભાએ અજીતને કહ્યું: "જોઈ રાખજો."

"એ મને યજ્ઞોપવિત પહેરાવશે કે હું એના માથા પર પાછા કેશ ઊગડાવીશ તે તો કોને ખબર છે?" અજીતે પ્રભાને હળવેથી કહ્યું અને પછી બેઉ ઘર તરફ પાછાં ફર્યાં ત્યારે સાવિત્રીનો પૂરો પરિચય પ્રભાએ કરાવ્યો. એ વિધવા નથી, પણ બ્રહ્મચારિણી છે. એણે પોતાની જાણે જ વાળ કઢાવી નાખેલ છે. ગુજરાતના એક ગામડામાં એ રૂઢિચુસ્ત સ્ત્રીઓની અંદર જ સેવાકાર્ય કરી રહ્યાં છે. સૌને રેંટીઆ ફેરવાવે છે અને સૌને ધર્મોપદેશ આપે છે."

"પોતે સ્વભાવે તો જરીકે શુષ્ક નથી જણાતાં." અજીતે એના માથાનો મૂંડો વગેરે દેદારને ઉદ્દેશીને વિચારવા માંડ્યું. કેવી સ્વાભાવિક આત્મસ્ફુરણાથી ને સ્વતંત્ર અદાથી વર્તે છે.

"પણ વિચારો બધા જ આપણાથી ઊલટા. ચુસ્ત જ્ઞાતિભેદ પાળે છે. આપણે ઘેર ચહા પણ ન પીવે."

"વિચાર–ભેદ બહુ અગત્યના નથી," અજીતે કહ્યું: "હું તો જોઉં છું આંતરિક પ્રકૃતિના ઉમદાપણાની જરૂર."

"પણ તમને જનોઈ પહેરતા કરશે તો !"

"કાંઈ ચિંતા નહિ. ઉપરથી શુષ્ક દેખાય છે, પણ વિનોદી છે, રસજ્ઞ જણાય છે."

"એ જો મારી સાથે રહે ને, તો હું તમામ વ્યથાઓને જીતી જાઉં."

"આપણે એને મનાવીશું."

'પણ એ તો કહે કે મારે મારા ગામડાની સેવા છોડવી જ નથી."

'એને હું વટલાવીશ.'

વળતા દિવસે સાવિત્રી મળવા આવી. આજે એ એકલી નહોતી, એક પુરુષ સંગાથી પણ હતો.

"આ મારા ભાઈ છે. સંસ્કૃતના શાસ્ત્રી છે." સાવિત્રીએ ઓળખાણ આપી. "વસઈમાં એક પાઠશાળા ચલાવે છે."

શરમાળ અને સભ્ય, વિનય અને મૃદુતાની મૂર્તિ સમો એ માનવી હતો. એની ચામડીનો રંગ છોકરીશાઈ હતો. એના માથે જુલ્ફાંને બદલે છેક જ ઝીણા કતરાવેલા વાળ હતા ને જાડી ચોટલી હતી. ધાર્મિક શિક્ષણનો ઉપાસક હતો. તે દિવસના મેળાપમાં આખો સમય એક શબ્દ પણ બોલ્યા વગર એ સાવિત્રી અને અજીત વચ્ચેનો વાર્તાલાપ સાંભળતો જ બેઠો રહ્યો. ઊઠતે ઊઠતે અજીતને એણે ફક્ત એટલું જ કહ્યું, "આપના આ નવીન વિચારો ને નવયુગી કાવ્યો મારાં બાળકોને સંભળાવવા એક વખત વસઈ આવશો ?"

"પણ મારા વિચારો બહુ જલદ છે. રાવણને દસ માથાં

હોવાની કે રામચંદ્રજી સમર્થ હોવાની વાત હું માનતો નથી. એણે જબરી નબળાઈઓ બતાવી હતી.''

''જે લાગે તે કહેજો.''

એવી સારી છાપ પાડીને એ ચાલ્યો ગયો. એનું નામ દીવેશ્વર.

બન્ને સ્ત્રીઓ વચ્ચે મિત્રતાની જ્યોત ચેતાઈ ગઈ ને તેની શિખા જલતી રહી. પછી તો સાવિત્રી વારંવાર છેક વસઈથી પ્રભાને મળવા આવતી હતી, ને પ્રભા પણ સાવિત્રીના ભાઈ દીવેશ્વરને ઘેર વારંવાર જતી આવતી થઈ. બેઉએ પરસ્પર પોતાનાં અંતરની ગુપ્તમાં ગુપ્ત વાતો પ્રકટ કરતાં, અને સાંજે આવીને એ અજીતને કહેતી : ''વહાલા ! તમારે વાર્તા લખવામાં કામ લાગે એવું ઘણું બધું મને તો ત્યાંથી મળે છે. એના જીવનના આ રહસ્યભર્યા પ્રસંગો પરથી તમે અદ્દ્ભૂત કથા સરજાવી શકશો. આ સાવિત્રી કદી કોઈના પ્રેમમાં પડી જ નથી. કદી કોઈ પુરુષ પ્રત્યે એને આકર્ષણ જ નથી થયું. એની તો બસ એક જ ધૂન, ગામડાની સ્ત્રીઓને ને બાળકોને કેળવવાની ને સુધારવાની છે. ને એનો ભાઈ બાપડો; એ એનો સગો ભાઈ નથી, ધર્મભાઈ છે. એ બાપડો ક્યાંઈક મનભંગ થયો છે. પણ એને ને સાવિત્રીને તો શુદ્ધ ભાઈબહેનનો જ સ્નેહ છે.''

વાતોમાં પ્રાર્થનાની વાત પણ નીકળી પડી. ''ભાઈબહેન બેઉ સાંજે પ્રાર્થનામાં બેસે છે. મને પણ કોણ જાણે કેમ પણ, પ્રભુ અને ધર્મ વગેરેમાં શ્રદ્ધા ન હોવા છતાં તેમની પ્રાર્થનામાં બેસવાથી ખૂબ મનની શાંતિ મળી. આપણે તો પ્રાર્થનાને હસનારાં, આપણને એમાં કશી જ શ્રદ્ધા નથી, આ તો અમસ્થી એક આનંદની વાત છે.''

# મિશનરીની ધગશ

પત્નીના હૃદય–પદ્મની પાંખડીઓને આ રીતે એકાએક આનંદમાં વિકસી ઊઠેલી જોઈ અજીત તો વધુ ને વધુ વિસ્મય પામ્યો. ચીમળાએલા ફૂલરોપ ઉપર જાણે ઓચાંતી કોઈ શીતળ વાદળી વરસી. જાણે અજીતની આખાય જીવનની પ્રાર્થના ફળી. પોતાના એકલાના જ જીવન–કબાટમાં પુરાએલી પત્નીની બેહાલીથી પોતે ત્રાસી ગયો હતો. એટલે હવે પોતાના વિચારોને દબાવી રાખીને એણે એ બે સખીઓને જ એમનો આંટી–ઉકેલ કરવા દેવાનું એણે મુનાસબ માન્યું.

"ઓ અજીત ! એ જો મારી જોડે રહેને, તો હું સ્વર્ગીય સુખ પામું."

"તો એને મનાવી લેને ! આપણી સાથે રહેવા સમજાવને !"

"તમે એને ન સમજાવી શકો ? એ એકાદ ગામડાનાં લોકોનું શું દળદર ફીટાડવાની હતી ! તમારા ક્રાંતિના વિચારો એને ગળે ઊતરાવો તો તમારા કાર્યને પણ એ કેટલી મદદગાર બને."

"હા, એ સાથે રહેવા કબૂલ થાય તો આપણે એને કાંઈક પુરસ્કાર પણ આપીએ. મારી આ નવી ચોપડીમાંથી મને ચારસો રૂ. ચોક્સ મળવાના છે."

ગુજરાતના એ કોઈક ગામડાની રેંટીઆ ફેરવતી સ્ત્રીઓ, બાળકો અને છાશનાં માટલાંમાંથી સાવિત્રીના આત્માને ઉગારી લેવાની મહેનત અજીતે શરૂ કરી. પોતાના ક્રાંતિકારી વિચારોમાં સાવિત્રીનો રસ ઉત્પન્ન કરવા એણે યત્ન આદર્યો—એણે પોતાની નવલો ને નાટકો સાવિત્રીને વાંચવા આપ્યાં. એ કૃતિઓમાં ધર્મ અને ઈશ્વર વિષેની કોઈ વાતો જ નહોતી. આ કૃતિઓમાં સાવિત્રીને રસ પડયો. વિશેષ કૃતિઓ વંચાવી, ને તેમાંથી સાવિત્રી રાજી રાજી થઈ ગઈ. આ રેંટીઆ ફેંટીઆનાં ને છાશ આપવાનાં થીગડાં મારે ગામડિયાંનું કશું વળવાનું નથી એવી વાત એના મનમાં અજીતે ઠસાવવા માંડી.

એક દિવસ સાવિત્રી આવી ત્યારે પ્રભા માથાના દુઃખાવાને કારણે ઊંઘતી હતી. એ વખતે અજીત સાવિત્રીને બહાર જંગલમાં લઈ જઈ, એક શાંત સ્થળે બેસી, તેમના જીવનની કડવી આંતર–કથા કહેવા લાગ્યો.

પોતે કરવા ધારેલા મહાન કાર્યની યોજના, એને કારણે પ્રભાના જીવનમાં ચડી બેઠેલી એકલતા, અત્યાર સુધી પોતે વેઠેલી વ્યથાઓ ને એની પ્રભાના જીવન પર થએલી અસરો, સર્વનું એણે વર્ણન કરી બતાવ્યું ને કહ્યું, "સાવિત્રી બહેન, તમે એક અદ્‌ભૂત શક્તિ છો. તમે ઇચ્છો તો અમારું બેઉનું જીવન જીવવા જેવું બનાવી શકો, કેમકે પ્રભાના આત્માનાં તાળાં ઉઘાડવાની જે સુવર્ણ–ચાવી તમારી પાસે છે તે મારી પાસે નથી."

અફસોસ ! અજીતે કરવા ધારેલી અસર આ સ્ત્રીના ઉપર ન પડી. અજીતની વર્ણનશક્તિ એને સચોટ લાગી, પણ એથી તો એને પોતાને પણ પોતાનાં ગામડાંની વેદનાઓ વર્ણવવાની ચાનક ચડી. તમારે ભાઈ, તમારી ચોપડીઓ લખવાનું જરૂરનું હશે, પણ એથી વધુ જરૂરનું તો એ ગરીબ ગામડિયાંને સહાય પહોંચાડવાનું છે. એ બાપડાં ચોપડીઓ કદી ભાળવાનાં પણ નથી. ચોપડીઓ જ્યાં નહિ પહોંચી શકે, ત્યાં કોઈક

બીજાએ તો પ્રકાશ પહોંચાડવો જોશે ને! એમની માંદગીઓ, એમના પર થતા જુલમો, એને થતી વેપારીઓની ને સરકારવાળાઓની સતાવણીઓ, એમાંથી રક્ષણ આપવાની તો આ ચોપડીઓ વંચાવવા કરતાં વધુ જરૂર છે.

"અરેરે સાવિત્રીબેન! તમે જરા ઊંડાં ઊતરીને સમજો તો ખરાં! આ બધું તો મૂડીવાદને જ આભારી છે. આ બધી ગામડે ગામડે ચાલતી લૂંટનાં મૂળ તો મુંબઈ અમદાવાદ જેવાં નગરોમાં છે. એમનાં ખેતરોને લૂંટનારા તો આંહી શીવરીમાં બેઠા છે."

આવી લાંબી પારાયણની અસર સાવિત્રી બેન ઉપર કશી જ ન થઈ. "હું એ બધું સમજું છું, કબૂલ કરું છું, પણ મારી ઊર્મિ ઉપર એ કશો કાર કરી શકશે નહિ. મારી આત્મસ્ફુરણા જુદી જ દિશામાંથી જાગેલી છે. મારે તો એમને ખવરાવવું છે, નાગાંને ઢાંકવાં છે, ધર્મહીનોને ધર્મ શીખવવો છે. ખ્રિસ્તી મીશનરીઓના હાથમાંથી ને વટલાવનારા લોકોની વટાળ–પ્રવૃત્તિમાંથી મારે તો એમને બચાવી લેવાં છે. એ બધું કરવા સામે જેમ શત્રુ–શક્તિઓ વિશેષ જબરી હોય તેમ મારો નિર્ણય પણ વધુ કટ્ટર બને છે."

ક્રાંતિવાદની એકેય દલીલે સાવિત્રીના દૃઢ નિશ્ચયના નકૂચા ઢીલા ન કર્યા. ઘેર આવ્યાં ત્યારે પેલા દીવેશ્વરભાઈ રાહ જોતા બેઠા હતા. દીવેશ્વર બહાર ચાલીમાં એકાકી બેઠો હતો. અજીતને એની હાજરી જરાય ડરવા જેવી ન લાગી. બાપડો ભલો ને ભદ્રિક પુરાણી હતો. જુવાન હતો, છતાં એનામાં કોઈ આકર્ષણ નહોતું.

ઘેર આવ્યા પછી પ્રભાએ પણ સાવિત્રીને રોકવા દલીલો કરી જોઈ. સાવિત્રી ફક્ત એટલું જ ગાતી રહી, "એ જ્ઞાન મને ગમતું નથી ઋષિરાયજી રે!" અને બીજું,

"વ્રજ વહાલું રે
વૈકુંઠ નૈ આવું
ત્યાં નંદકુંવર કયાંથી લાવુ–
વ્રજ વાલું રે૦

"એ તમારી ધાર્મિક શ્રદ્ધાની વાતોમાં હું શું સમજું !" પ્રભાએ કહ્યું.

"હાં હું એજ કહું છું," કહેતી સાવિત્રી પ્રભાને ગળે ભેટી પડી : "તમારા જીવનમાં એકલતાનો સંતાપ છે, બીજી કેટલીયે વ્યગ્રતા છે, તેનું કારણ એકજ : કે તમને ઇશ્વર પર, ધર્મ પર, કશા પર શ્રદ્ધા નથી. તમે પ્રભુને ફગાવી દઈ ને પછી શાંતિ શોધો છો. જો પ્રભુ પર શ્રદ્ધા હોત તો ગામડામાં શું, આફ્રિકાનાં રણવેરાનમાં પણ તમને એકલતા ન લાગત.'

"પણ જે સાચું નથી તેના પર શી રીતે શ્રદ્ધા ટકે ?" અજીતે કહ્યું.

આના જે કડકડાટ જવાબો સાવત્રીએ દીધા તે અજીત ચુપચાપ સાંભળી રહ્યો. સાંભળતો સાંભળતો એ જીવનની આપદાઓ અને વિફલતાઓનાં ઊંડાં રહસ્યો ભેદવા મથતો હતો. સાવિત્રીને પોતાની સાથે રહેવાનું મનવવાની આશા એણે છોડી દીધી. હવે તો એ એક જ વિચારે ચડી ગયો : આવો ઉમદા આત્મા આ ઇશ્વર, કૃષ્ણગોપીઓ, ને પુરાણના પાંચસો ગપ્પાટાંમાં કેવો અટવાઈ જઇ રસ્તો ભૂલ્યો છે !

"તમે શ્રદ્ધા શ્રદ્ધા કરો છો સાવિત્રી બહેન !" અજીતના આત્માએ સાવિત્રીના આત્મા સાથે જીવ સાટેની કુસ્તી માંડી દીધીઃ "હું પણ શ્રદ્ધાની જ વાત કરી રહ્યો છું. હું પણ પ્રભુ અને ધર્મનો પ્રેમી છું. મારો પ્રભુ પ્રત્યેક માનવ–હૃદયમાં છે, મારો ધર્મ પ્રત્યેક માનવીનાં સુખશાંતિનો છે. આજે એ આખી માનવ–પ્રજા રીબાય છે ને રહેંસાય છે કેમકે આપણી શ્રદ્ધા પોતાનું સ્વરૂપ ફેરવી શકતી નથી, બુદ્ધિને

અનુસરી શકતી નથી. જે આખી સમાજ–રચના આ માનવ–પીડનનું કારણ છે, તેને ઉથલાવી પાડવાને ભુલી જઈ આપણે ખોટાં થીગડાં મારી રહ્યાં છીએ.'' વગેરે વગેરે ધોધમાર ક્રાંતિવાદી વાતો જ્યારે પૂરી થઈ ત્યારે સાવિત્રી તો જ્યાંની ત્યાં જ હતી; એની એજ હાંસી આ તમામ નવા વાદ પ્રત્યે એની આંખોમાં રમી રહી હતી.

સાવિત્રી તો પોતાનું કામ સંભાળવા ગામડામાં ચાલી ગઈ, પણ અજીતને માટે એક સારો વિચાર મૂકતી ગઈ. આ સ્ત્રીની ધગશ–બુદ્ધિપૂર્વકની કોઈ દલીલને કે સત્ય હકીકતોને ન માનતી, ન કબૂલતી એ ધગશ–એક સાચા મીશનરીની ધગશ છે. મારા ક્રાંતિવાદી વિચારો માટે મને એ ધગશ છે ખરી? હું તો લખું છું, હજુ મારી ચોપડીઓનાં મૂલ્ય વધુ મળે તેની માથાકૂટમાં પડ્યો છું, પણ આ સ્ત્રીની શ્રદ્ધા જોયા પછી સાહિત્યનું એકલાનું સેવન કેટલું ટાઢુંબોળ ને કેટલું રૂઢિગ્રસ્ત, કેટલું એકધારું અને નિષ્પ્રાણ થઈ પડયું છે! કયાં પડી છે મારે સાહિત્ય મારફત જેમનો ઉદ્ધાર કરવો છે તે જનતા, ને કયાં પડયો છું હું! મારૂં લખેલું વાંચતે વાંચતે કઈ આંખોમાં આશાનાં કિરણો રમી રહેતાં હશે ને કયા પ્રાણમાં ઊભરાતી પ્રેરણા મોં પર ચમકી ઊઠતી હશે, તે જોવાનું મને જડતું નથી. મારો ને મારી વાચક જનતાનો સીધો સમાગમ જ નથી. એ સમાગમ ગુમાવી બેઠો છું માટે તો મારી નાની નાની અગવડો દુ:ખોના જેવડી દેખાય છે, ને પ્રભાને પોતાની જ એકલતા પર રડયા કરવાનું રહે છે.

એક પ્રકાશન મંદિર ખોલું? એક મુખપત્ર ચલાવું? એક પુસ્તકાલય ઊઘાડું? કે એક નાટક મંડળી ઊભી કરૂં? નહિ નહિ, એક સંસ્થા ઊભી કરૂં, જેને અંગે એક વસાહત ખોલી શકાય, સમાન વિચારનાં બધાં એ વસાહતમાં જ સાથે રહી આદર્શ ક્રાંતિવાદી જીવન જીવી બતાવે.

એ બધી ધૂનોના ગબારા આકાશે ચડી ચડીને વિખરાઈ ગયા. આખરે એનો બધો વીરરસ એક પ્રહસનમાં પરિણમ્યો: એણે પોતાના ક્રાંતિવાદી લેખની પત્રિકાની આઠ દસ હજાર પ્રતો છપાવી એક મોટરનું ડોઠીયું ભાડે કરી, અને આસપાસના પંદરેક ગાઉ સુધીમાં ભમી એ પતાકડાં વહેંચવાનો આરંભ કર્યો. એણે પ્રભાને પણ આ પરાક્રમમાં સાથે લીધી. એ પરાક્રમ કેવળ કૃત્રિમ અને હાંસી કરાવનારૂં નીવડયું. મીશનરી અને દીક્ષિત બનવાનું રસ્તામાં નહોતું પડયું.

પ્રભાને આ પરાક્રમ દરમ્યાન એક રોમાંચક અનુભવ મળી ગયો. સાવિત્રી બહેનના ધર્મભાઈ દીવેશ્વર પોતાની શાળામાં ઉનાળાની છૂટી હોવાથી અજીતના ક્રાંતિવાદી વિચારો ઝીલવા વધુ ઘાટા સંબંધમાં આવી ચૂકયા હતા. અજીતને વશ કરી લેવાનું દીવેશ્વરનું સૌથી મોટું બળ એનું મૌન હતું. અજીતને પોતાના વિચારોની ધૂન પાગલપણની હદે લાગી હતી. એને તો કોઈક સારો શ્રોતા જોતો હતો, હોંકારો દેનારો ને 'હા ખરૂં છે' કહેનારો એકાદ જણ મળે તો પણ એને મહાન વિજય લાગતો. મહાન ક્રાંતિકારોએ એને પકડાવેલું એક નાકું આ હતું, કે વધુ નહિ, એકાદ સારો વિચાર–પલટો અનુભવનાર માણસ મળી રહેને, તો પણ આપણા 'કૉઝ'ને પરમ લાભ છે. દીવેશ્વર શાસ્ત્રી જે ચૂપકીદીથી અજીતના કલાકોના કલાકો સુધીના દલીલ–પ્રવાહો ઝીલતા હતા, ને મૂંગા મૂંગા જાણે પોતે બધું સ્વીકારતા હોય તેવો મુખભાવ દાખવતા હતા, તે એમને 'સજ્જન'માં ગણાવવા માટે બસ હતું. એને પણ અજીતના ક્રાંતિવાદમાં ગમ્મત પડી. એ શંકાશીલ બનતો ત્યાં પ્રશ્નો પણ પૂછતો, અને અજીત જયારે એને એકડે એકથી શીખવવાની સબૂરી હારી બેસતો, ત્યારે પ્રભા દીવેશ્વરને શાંતિપૂર્વક ગળે ઊતરાવી શકતી. કોણ જાણે કેમ પણ દીવેશ્વર શાસ્ત્રી પ્રભાની સમજાવવાની ફાવટની સારી કદર કરતા.

## 'એ મને ગમે છે'

આજે પ્રભા એક હૉસ્પિટાલના ઓપરેશન-થીયેટરમાં આરસની લાદી મઢેલા મેજ ઉપર સૂતી છે. એની આંખો ઉપર, નીચે અને આસપાસ ચમક ચમક થતી એ ઓરડાની મૂંગી સૃષ્ટિ પર ફરી રહી છે. ને એ મંદ મંદ મલકતી બોલે છે: "ઓહો ! વાહ રે વાહ ! કેટલું સુંદર !"

"મારાં બધાં જ દર્દીઓને અહીં સૂતાં આવી લાગણી થતી હોય તો હું કેવો ભાગ્યશાલી બની જાઉં !"

એમ બોલતા દાક્તર, ચડાવેલી બાંયે, ને હાથ ધોતે ધોતે સૂતેલી પ્રભા સામે જોતા હતા, ત્યારે પ્રભાના નેત્રો પોતાના પગ બાજુ ઊભેલા એક આદમી તરફ મંડાતાં હતાં.

એ આદમી અજીત નહોતો, એ હતા યુવાન દીવેશ્વર શાસ્ત્રી. ને દાક્તર દીવેશ્વરના મામાના દીકરા ભાઈ થતા હતા.

પ્રભાને આંતરડામાં એકાએક ક્યાંક નસ્તર મૂકવાનું હતું. અજીતને એક સીનેમા કંપનીને આપેલી વાર્તાના શૂટીંગ બાબત નછૂટકે બહારગામ જવાનું હતું. પ્રભાએ જ અજીતને પોતાના કામે જવા રાજીખુશીથી રજા આપી. કેમકે ઓપરેશન કંઈ બહુ ગંભીર નહોતું. ને દીવેશ્વરભાઈ મદદમાં જ હતા. માંદી પ્રભાને પોતાની લાગવગથી આ હૉસ્પિતાલમાં લઈ આવનાર દીવેશ્વર જ હતા.

ચાર દિવસથી એ આંહીના બિછાનામાં હતી. જાણે પોતે ડોલર કે મોગરાનાં બિછાનાં વચ્ચે જ સૂતી હતી. ફૂલ ફૂલ જેવી નર્સોએ સવારથી આવીને એને આખે શરીરે સાફ કરી હતી, પાઉડર છાંટયું હતું, માથે કોલનવોટર છાંટી એના વાળ સમાર્યા હતા. ને ઓળતે ઓળતે પૂછ્યું હતું એક નર્સે, "કેમ કઈ બાજુએ સેંથો લઉં?"

"એકે ય બાજુએ નહિ, બરાબર વચોવચ." પ્રભાએ જ્યારે એમ કહ્યું ત્યારે એની આંખોમાં એક મૂર્તિ રમી ગઈ હતી.

વચ્ચે પાડેલો સેંથો કોણે વખાણ્યો હતો થોડા દિવસ પર? દીવેશ્વરે. માટે પ્રભાએ આજે ઓપરેશનના દિવસે વચ્ચેથી સેંથો લેવરાવ્યો હતો.

સૂર્ય ઉગ્યો, કિરણોના ગજરેગજરા લઇ ને આવ્યો, તે જ વખતે યુવાન શાસ્ત્રીજી દીવેશ્વર પણ આવ્યા, સાથે સુંદર ફૂલો લાવ્યા.

કલોરોફોર્મની ટોપી જ્યારે એને સુંઘાડવાનું શરૂ થયું, ત્યારે દીવેશ્વર શાસ્ત્રી વેદનાભરી આંખે સામે જ ઊભા હતા. આત્મવિસર્જન અને આત્મવિસ્મરણની અનંત ગેબી કંદરાઓમાં જ્યારે કલોરોફોર્મની અસર પ્રભાને લસરાવી રહી હતી, ત્યારે પ્રભા પોતાની સાથે એ જ એક મોંને લેતી ચાલી; એ મોં રૂપાળું હતું, માથાના વાળની ન્યુનતા એ મોંના નિરોગી સૌંદર્યને ને એ મોં પર રમતા સમતાના પ્રભાવને વધુ તેજોમય બનાવી રહી હતી. સાદા ને શ્વેત પોશાકમાં તેજદાર તાલકાવાળા દીવેશ્વર શાસ્ત્રી ઊભા હતા, તે પણ જાણે કે પ્રભાના પ્રાણની સાથે સંગાથી બની આ બ્રહ્માંડના મધ્યબિન્દુ પર લટકતા હતા.

બેહોશીના અનંતમાં ઓગળી જતી જતી પ્રભા પોતાના અંતરમાં સમજતી નહોતી કે આ વદન શા માટે મારી સાથે આવી રહ્યું છે. શા માટે—શા માટે—શા માટે...અને જોતજોતામાં એનું અસ્તિત્વ ઓગળી ગયું.

બે કલાકની વાઢકાપ પછી પ્રભા જ્યારે આત્મભાનની નીસરણી પર ચડતી ચડતી ચાલી આવતી હતી, ત્યારે જાણે કે એનો માર્ગ રૂંધતાં આસુરી સત્ત્વો એને ભય પમાડી, એની સામે ઘૂરકાટ કરી એને પકડવા જતાં હતાં.

"નહિ નહિ, આંહી નહિ. હું આંહીની નથી." એમ કહેતી હોય તેવી પ્રભા બહાર ને બહાર આવતી હતી. બહાર નીકળી, બચી ગઈ, વારંવાર રસી તૂટતી હતી ને પોતે વારંવાર તળીએ પટકાતી હતી તે વેદના પૂરી થઈ, ને આત્મભાનના કિનારા ઉપર પહેલીજવાર એણે જ્યારે નેત્રો ખોલ્યાં ત્યારે પણ એજ મોં નજરે પડયું. આમ કેમ બન્યું ? આ હવામાં ઊડ ઊડ થતાં ઝુલ્ફાં વગરનો, ન કવિ કે ન કલાકાર એવો માનવી કેમ પ્રભાના અંતરમાં ગોખલો કોતરીને બિરાજમાન બની ગયો ?

પ્રભા નબળી હતી. ઓપરેશનનો જખ્મ રૂઝાતાં દિવસો ગયા. એ બધા દિવસો દરમ્યાન એની માતા બાબાની સાથે આવી મળી જતી.

બીજે ને ત્રીજે દિવસે દીવેશ્વરભાઈ આવતા, એની પથારી નજીક ખુરસી પર બેસીને કશુંક પુસ્તક વાંચી સંભળાવતા, ને વાતો કરતા ત્યારે દયાની મૂર્તિ જેવા જણાતા. કોઈ કોઈ વાર એ થોડી મિનિટ જ થોભતા તો ઘણી વાર કલાક સુધી બેસી પ્રભાના અંતરને ઘેરી રહેલી ઉદાસી ગમગીનીને વિખેરી નાખતા. આવે એક દિવસે પ્રભાએ એને પોતાનો ઓપરેશન-થીએટરની અંદરનો અનુભવ કહી સંભળાવ્યો : પોતે બેહોશ બનતી હતી તે વખતે દીવેશ્વરનું મુખ પોતાની સાથે અનંત પાતાળમાં ઉતરતું ઉતરતું પોતાને રક્ષતું આવતું હતું તે અનુભવ.

"મને પણ એ બધી ખબર છે." એમ કહીને એણે સ્મિત ઉમેર્યું : "તમને આંતરિક અસૂરો સાથેના સંગ્રામમાં મદદ કરતો કરતો હું ઉપર લાવતો હતો."

એ જાણે કે પ્રભાની ઝીણી મોટી પ્રત્યેક જરૂરિયાત સમજતો હતો, ને દિલસોજીભેર પ્રભાને જે કાંઈ શાતા જોઈએ તે પૂરી પાડતો હતો. પણ એને રંચમાત્ર ખબર નહોતી, કે આ દિલ-સોજીનો અર્થ પ્રભાના આત્મપ્રદેશમાં કેવો થઈ રહ્યો હતો: એની આ દિલાવર બરદાસ્ત પ્રભાના અંતરનાં ઊંડેરાં આભાર–તંતુઓને ઝણ-ઝણાવતી હતી, એટલું જ નહિ પણ પ્રભાના મનમાંથી એક ભયાનક બોલ સ્ફુરાવતી હતી: "એ મને ગમે છે."

જે સમયે દીવેશ્વર પાછા આવવાનું કહી ગયા હોય તે સમયની રાહ એ દિવસે પ્રભા કલાકો સુધી જોયા કરતી: ઘડીઆળની સામે ટીકી ટીકી કલાકો ગણ્યે જતી. અને પછી જ્યારે એનાં ધીમાં પગલાંના ધ્વનિ સંભળાતા, તેમજ એનો ઊંચો કાઠીનો દેહ દ્વાર પર દેખાતો ત્યારે એનું હૃદય ઓચીંતો ઊછાળો મારીને એના મસ્તકમાં શોણિતનાં ધસમસતાં પૂર મોકલતું.

'કાં, કેમ રહ્યું છે?' એમ પૂછીને એ ખુરસી નજીક ખેંચી બેસતો ને એનાં નેત્રોમાં નેત્રો સીંચતો; એના હૃદય–ધબકારા પોતે જાણે ત્યાં બેઠો બેઠો સાંભળી શકતો. પ્રભા પોતાનાં ઉરસ્પંદનોની અકળામણ અનુભવતી. ઘણીવાર તો એને ગૂંગળામણ થઈ જવાનો ડર લાગતો ને એના ગાલ લાલ લાલ બની જતા.

'એની નજરે આ ચડતું હશે?' પ્રભાને એ વિચારે લજ્જા થતી. પણ દીવેશ્વરભાઈ તો કેવળ પ્રભાના આરામ સગવડની જ પરવા કરતા દેખાતા. 'રાતે ઊંઘ કેવી આવેલી?' 'તાવ તો રહ્યો નહોતો ને?' 'કોલન વોટર થઈ તો નથી રહ્યું ને?' એવા એવા એની સુખા-કારી પૂરતા જ પ્રશ્નો પૂછીને એ બેઠો રહેતો.

પોતે નર્સને પૂછી જોતો, ત્યારે નર્સ પાસેથી જાણવાનું મળતું કે

એમને જોઈએ તેવો જલદી આરામ આવતો નથી, ને કારણ શું છે તે જડતું ન હોવાથી દાકતર સાહેબ મુંઝાય છે. દાકતર પણ આવીને એજ ઉદ્દગાર કાઢતા કે "દીવેશ્વર, મને અજાયબી થાય છે કે આને તાવ કેમ રહ્યા કરે છે. કેમકે એક પણ કારણ એના શરીરમાં રહેલું નથી."

પ્રભાને તો આ તાવની કશી તમા નહોતી, એને હસ્પિતાલ છોડવાની પણ ઉતાવળ નહોતી; એ તો, દીવેશ્વર જો એક કરતાં વધુવાર મુલાકાતે આવવાના હોય તો આખો દિવસ બિછાનામાં પડી રહેવા તૈયાર હતી. પણ હવે એને હૈયે ફાળ પેઠી હતી, કે પોતાની ઊર્મિના ઉશ્કેરાટ ઉપરથી પોતાનો કાબૂ હવે ઓછો ને ઓછો થતો જાય છે.

મુકરર કરેલા ચાર વાગ્યાના જાદુઈ ટકોરા રણકાર કરી ઊઠે, આશાનું દ્વાર ઊઘડી પડે, ને ઉંબરમાં ખડી થાય એ પૌરુષભરી માનવપ્રતિમા. એ દીવેશ્વર પોતાને ઘેરે આવતા તે જાણે રહ્યા જ નહોતા. ઘેરે એમની આકૃતિનાં આવા સૌંદર્ય–દર્શન આડે જડતાનું જાણે કે આવરણ હતું. અથવા તો એની આકૃતિને પ્રભાએ જગત આખાથી જુદેરી તારવીને, આટલા મમત્વભાવે કદી અવલોકી નહોતી. બોડા માથાવાળો આ ગરીબડો દેખાતો માનવી હસ્પિતાલ–રૂમના ઉંબર ઉપર પ્રભાને કોઈ હિમાલયમાંથી ઊતરી આવતો શંભુનો ગણ દેખાયો. પ્રભાએ એની સામે જોયું ત્યારે એની આંખોમાં નવલાં નૂર ઝબૂકી ઊઠયાં. દિવસે દિવસે એણે પોતાના આ વીરભદ્રને નવનવાં કલ્પનાપરિધાન ધારણ કરાવ્યાં, પોતાના સ્વપ્નની ને મનોરથોની, પોતાની આશાઓની ને ઉત્કંઠાઓની શાળ ઉપર તેજનાં તંતુઓ વણીને એણે એ વાઘા વેતરાવ્યા. એ દૃષ્ટિએ પડે તે ક્ષણે જ કલેજું ધબક ધબક કરી ઊઠતું, માથું ગરમ ગરમ બની જતું, તે એટલે સુધી કે પોતે સૂતી હતી તે બિછાનું પણ અંગારનું બની જતું.

આખરે એને ભાન થયું કે આ બધું શું બની રહ્યું હતું—પોતે દીવેશ્વરને ચાહતી હતી—પ્યાર કરતી હતી. પણ પોતાની એ લાગણી પોતાના આ વીરભદ્ર રખે ભાળી જાય, રખે કળી જાય ! એને જાણ થઈ જાય તો તો સત્યાનાશ થાય : પોતે એની દૃષ્ટિમાં સદાની કુલટા ઠરી બેસે. આટલા ખાતર પોતાના જીવનના એ નવા રહસ્યને લપાવી રાખવાની મહેનતમાં પડી ગઈ. રાત્રિએ નીંદમાં વારેવારે ચમકયા કરે, પ્રભાતે ઉજાગરાથી થાકેલી એ રૂની પૂણી જેવી બનેલી પડી હોય, પણ દીવેશ્વર આવે તે ઘડીએ જ એ તરવરાટ અને થનગનાટની મોહનમૂર્તિ બની જાય.

પ્રત્યેક રાત્રિયે ડૉક્ટર એની 'ટેમ્પરેચર' લઈને થર્મોમેટર સામે ચકિત નજરે જોઈ રહેતા. તાવ બસ ઊતરતો જ નહોતો. દીવેશ્વરભાઈએ અજીતને બહારગામ ખબર કર્યા, ને તેનો તાર આવ્યો કે હું આજ ને આજ આવું છું. આ તાર મળતાં જ પ્રભાને વિચાર આવ્યો : "આ તે હું કેવું અઘટિત કામ કરી રહી છું ! મારો જીવન રસ તો અજીતમાં સીંચાવો જોઇએ, મારે યાચના પણ અજીતની સહાનુભૂતિની કરવી જોઈએ."

## પાપછૂટી વાત

પછી પોતે પોતાના અંતરમાં અજીતનું ધ્યાન ધરવા લાગી. એની સમસ્ત આકૃતિ કલ્પનામાં ખડી કરવા મથની. પણ એને યાદ આવતી પતિના ચહેરાની તેમજ સ્વભાવની ફક્ત અણુગમતી જ રેખાઓ. આ અનુભવે એને હૈયે જખ્મ હુલાવ્યો. પોતે પોતાના હૃદયને જાણે કે જોરથી પુકારી ઊઠી, "અજીત મહાન છે, ઉદાર છે, સુંદર છે." ને અજીતે પોતાના પ્રત્યે જે જે સારો વર્તાવ કર્યો હોય, તેને તલેતલ યાદ લાવવા એ મથી રહી.

અજીત આવ્યો ત્યારે તો પ્રભા વિશેષ શરમીંદી બની. એના શરીર પર કઠિન પ્રવૃત્તિનો શ્રમ સ્પષ્ટ હતો. એ ફિક્કો ને ઉજાગરે બહાવરો બનેલો હતો. "એ મારું હૉસ્પિતાલનું બીલ ભરવા માટે જ આ મહેનત ખેંચે છે! એણે મારી નાની મોટી ઇચ્છાઓ પૂરવા માટે કેટલું કેટલું મથન ઉઠાવ્યું છે! સ્મરણોનાં મહાપુર ચડ્યાં; સાચેસાચ એ મહાન છે, મહાનુભાવ છે! એ રૂપાળો છે, રૂપરૂપનો અવતાર છે!" આવું પ્રભા ગોખવા લાગી.

અજીત આવીને એની પથારી પર બેઠો ને એણે પ્રભાના હાથ હાથમાં લીધા; પ્રભાને કપાળે ને શિરે પંજો ફેરવ્યો, ને અપરંપાર મમતાભર્યા પ્રશ્નો કર્યા, કેમ છે? હવે ઘેરે ક્યારે આવીશ? હું તો

નખરોળ, બહાર ગામ ચાલી જવું પડયું. બાપડા શાસ્ત્રીજી સારા તે એણે તારી સાર લીધી.

"કેટલો ભલો! કેટલો મહાન! શંકા ય કરતો નથી!" પ્રભાનું અંતર બોલી ઊઠયું. ને એણે આખી ઓપરેશન–કથા કહી દેખાડી કહ્યું કે "વહાલા, તમે તે વખતે મારી પાસે નહોતા તેથી તો શું નું શું થતું હતું, જાણે પાછા કદી મળશું જ નહિ."

અજીતે એના કંઠે ને એની છાતીએ હાથ ફેરવ્યો, આસપાસ કોઈ નહોતું ત્યારે ચુમી પણ ભરી લીધી. એની અસરે પ્રભાને શીતળતા અર્પી; સાંત્વન આપ્યું. અજીત ચાલ્યો ગયો તે પછી પ્રભા પડી પડી વિચારતી હતી : "મને એના ઉપર હજુય વહાલ છે—છે જ."

'પણ એકી સાથે બે પુરુષો પર વહાલ હોવું એ કેવી અજબ વાત? કેટલું પાપ? આવું હું પ્રભા કરું તે તો કદી કલ્પના પણ નહોતી.' એને છબીલ યાદ આવ્યો, છબીલની સાન્નિધ્યમાં એને જે રોમાંચ થયેલ તે યાદ આવ્યું; "અને તે જ પાછું આજે ફરીવાર!" એ વિચારી રહી : "પણ આ વખતે તો આ બધું ભયંકર છે. આ તે મને શું થવા બેઠું છે!"

અજીતે પોતાનું કામ રઝળાવીને પણ પ્રભા પાસે રહી જવા તૈયારી બતાવી. પણ પ્રભાએ આગ્રહપૂર્વક ના પાડી : "ના, અહીં કોઈની જરૂર નથી. તમારું કામ ન રઝળાવો. આપણે ઈસ્પીતાલમાં બીલ ભરવું છે તેનો આધાર તો એ કામ પૂરું થવા પરજ છે. મને આંહી કાંઈ અગવડ નથી. હવે તો બે ત્રણ દિવસમાં હું ઘેર જઈશ."

અજીતના ચાલ્યા ગયા પછી પ્રભાને એક વિચારે દંશ દીધો : "મેં એને જવા દીધો તેનું સાચું કારણ તો આજે દીવેશ્વરના આવવાનો દિવસ છે."

અજીતના પર પોતાનો પ્રેમ છે કે નહિ તેનો વિચારે એ ફરીવાર ચડી. મનને મનાવી મનાવી, ફોસલાવી પટાવી એણે પ્રત્યુત્તર કઢાવ્યો : "ખરેજ હું મારા પતિને ચાહું છું. પણ મને ચાહતાં એને યત્ન કેમ કરવો પડે છે ? એવો જ યત્ન શું મને ચાહવામાં દીવેશ્વરને પડતો હશે ? ના, ના, મને એમ નથી લાગતું."

એમ ફરી પાછા એ યુવાન શાસ્ત્રીના વિચારો પ્રભાને પજવવા લાગ્યા. ને પોતાની લાગણી વચ્ચેનો તફાવત એને પોતાને તાજ્જૂબ કરી રહ્યો. દીવેશ્વરને યાદ કરતાં તો ઊર્મિનાં ઘોડાપૂર એના અંતઃકરણ પર ચડી બેઠાં. હૈયાના ધબકારા ધમધમ ગતિએ ચાલુ થયા, અને ગાલ રાતાચોળ બની ધગધગવા લાગ્યા. આખું પ્રભાત બળું બળું થઈ રહ્યા પછી, બાલોશીઆં આમ તેમ ફગાવીને પથારીમાં તરફડયા પછી એણે મન સાથે નિશ્ચય કર્યો કે આ સંતાપમાંથી છૂટવાનો માર્ગ એક જ છે, કે પોતે પોતાની પાપછુટી વાત એની પાસે કરી નાખવી. "હું એને કહી આપીશ કે હું એને ચાહું છું: એ મને ક્ષમા આપશે, ને પછી મારું હૃદય આટલા બધા ધમધમાટ કરતું બંધ પડશે, એને જોતાં આજે જે ઉશ્કેરાટ થાય છે તે તો પછી અટકી જશે. મારો તાવ પણ ઊતરી જશે, ને મને આરામ મળશે. એક વાર મારા દિલનો ઊર્મિભાર વામી નાખવા દે.

પણ પછી જ્યારે દીવેશ્વર આવ્યો, સામે બેઠો, દિવ્ય અને સુંદર દેખયો, વાતો કરવા લાગ્યો, ત્યારે એ ધ્રૂજી ઊઠી, ને પાંચ સાત વાર એણે જીભ ખોલવાના વિફળ યત્નો કર્યા. પછી એણે મહામહેનતે કહ્યું: "તમે જરા ખુરસી નજીક લેશો ? મારે તમને એક બહુ અગત્યની વાત કહેવી છે." ને પછી થોથરાતે થોથરાતે, લોચા વાળતી જીભે, ભાંગી તૂટી વાણીમાં, ઘડીભર વેદનાભરપૂર લજ્જા પામતે પામતે ને ઘડીવાર પાછો દીવેશ્વરનો પ્રસન્ન મુખભાવ ભાળી પ્રોત્સાહનના પૂરજોશમાં આવી જઈ, એણે પોતાની વેદના તેમજ એ વેદનાનું કારણ વર્ણવી

બતાવ્યાં. ને જ્યારે પોતે "હું તમને ચાહું છું" એ શબ્દોચ્ચાર સુધી આવી પહોંચી ત્યારે એ આંખો મીંચી ગઇ, અને છૂટકારાનાં ગહરા એક નિઃશ્વાસ સાથે પથારીમાં ઢળી પડી.

આંખો જ્યારે એણે ફરીવાર ઊઘાડી ત્યારે પોતાનું મોં પોતાના હાથમાં ઢાંકીને એ હલ્યા ચલ્યા વગર બેઠો હતો.

"દીવેશ્વર !" પ્રભાએ ધીરેથી કહ્યું. "મને તમે માફ કરશો દીવેશ્વર ! તમે મને ધિઃકારતા તો નથી ને ?"

પ્રયત્ન કરીને એણે મોં ઊંચક્યું. "પ્રભા... !" એ બોલતો હતો ત્યારે એનો ચહેરો જેવો દયામણો હતો તેવો દયામણો કોઈ બીજો ચહેરો પ્રભાએ કદી દીઠો નહોતો: "માફી તો ઊલટાની તમારી જ મારે માગવી રહે છે."

એ ઊભો થયો, પ્રભાની પથારીની અડોઅડ ગયો, પ્રભાના બેઉ હાથ એણે પોતાના હાથમાં લીધા ને કહ્યું, "જે આપવીતી તમે તમારી કહી છે, તે જ આપવીતી મારી છે, પણ એ ઉચ્ચારવી ઉચિત નથી. આ બાબત ફરી આપણે શબ્દ પણ બોલવાનો નથી. આટલું મને તમે વચન આપો, એટલે કાલે જ તમને આરામ આવી જશે, તમારું હૈયું હળવું ફૂલ થઈ જશે, ને તમારા પતિ—અમે સૌ કેટલો આનંદ પામીશું."

આટલું કહીને એણે પ્રભાના હાથ જોરથી દબાવ્યા, ને એ ઓરડામાંથી ચાલ્યો ગયો. પ્રભાએ પોતાનું મોં દિવાલ તરફ ફેરવી લીધું, ને એણે પોતાના હૃદયને કહ્યું, " સાચે જ એ મને ચાહે છે ! ચાહે છે ! બસ, હવે હું વિશ્રાંતિ પામીશ. "

રાત્રિભર એને નિરાંતથી નીંદ આવી. પણ પ્રભાતના વ્હેલા પહોરે એ જાગી ગઈ. એના પડખામાં શૂળ નીકળતું હતું. જાણે કોઈ તીર

ભોંકાતું હતું. છતાં પોતે સુખમય હતી. બપોરે એ આવશે એ આશામાં ને આશામાં દર્દ ભૂલી જવાયું. પણ પીડા ફરીવાર જોર પકડવા લાગી. નર્સની દોડાદોડ થઈ રહી. છતાં પ્રભા તો દીવેશ્વરનાં જ સમણાં જોતી રહી. હમણાં આવશે, અબઘડી આવશે, આવ્યા વગર નહિ રહે.

દ્વાર ઊઘડ્યું. પ્રભાની નાડી ધબક ધબક થઈ રહી. એ આવ્યો: પણ એ નહોતો આવ્યો, દાક્તર આવ્યા હતા. એનું હૈયું ઊંડે ચાલ્યું ગયું, ને એણે વેદનાનો ઓહકારો કહીને આંખો મીંચી દીધી.

શું એ નહિ આવવાનો હોય? એની લાગણી વિષે પોતે વિભ્રમમાં તો નહોતી પડી ગઈ શું? એ શું નહિ ચાહતો હોય? એને મળવું જ જોઈએ. મળ્યા વગર છૂટકો નથી. આમ અદ્ધર શ્વાસે જીવાશે નહિ. આ બીજાં બધાં લોકો આંહી વચ્ચે શા માટે આવી રહ્યાં છે? એને કોણ દોઢડાહ્યાં કરે છે!

દાકતરે આવીને કહ્યું: 'મારે જાણવું જોશે કે તમને આરામ કેમ થતો નથી. મારે ફરીવાર તમને ઓપરેશન–થીએટરમાં લઈ જવાં પડશે."

"નહિ! નહિ!"

"ન ડરો. કંઈ નથી થવાનું."

"ડરતી નથી. મારે દીવેશ્વરભાઈને મળવું છે."

એને લઈ જઈ ફરી તપાસવામાં આવી. અંદર હજુ રસી રહી ગએલી લાગી. "બહાદૂર બનજો હાં કે? કંઈ નથી." એટલું કહીને દાક્તરે ફરીવાર એને મોંયે ક્લોરોફોર્મની ટોપી મૂકાવી. છૂરી ચાલુ થઈ.

* * *

"જલદી આવો." એવો તાર અજીતના હાથમાં મૂકાયો. એણે પહેલી જ ગાડી પકડી, પણ એની દશા તો આખી આવરદાનો અંકોડાબંધ

ચિતાર જોતા ડૂબતા માણસ જેવી હતી. મુસાફરીના એ ત્રણ કલાક દરમ્યાન, ભરચક ડબાની અંદર પણ અજીત ગાંસડી જેવો થઈને બેઠો બેઠો, પોતાની ને પ્રભાની વચ્ચેના દાંપત્ય–સંસારનું ચિત્રપટ જોતો હતો. પ્રભા મરતી હશે? કે મરી ગઈ હશે? એનું મોં જોવા મળશે કે નહિ? કદી ન અનુભવેલી વેદનાનાં જાણે કે કરવત ચાલુ થયાં. ઓ પ્રભુ! એને કેટલી બધી ચાહું છું; કેવો વિશુદ્ધ આત્મા! કેવો તેજોમય! જાણે કોઈ દિવ્યલોકનું માનવી! મારે ખાતરનું કેવું એનું આત્મસમર્પણ! ને એ સ્વાર્પણનો આ કેવો કાતિલ નતીજો! મરતી હશે—મરી ચુકી હશે. એના વિના કેમ જીવી શકાશે? ભાવિનો પંથ વેરાનમય ભાસ્યો. એ વેરાનમાં એકેય લીલું ઝાડવું ન દેખાયું.

સ્મરણોની વીજળી ઝબૂકી ઊઠી. વેદનાના લોઢ ગડગડ્યા. પ્રભાનો પ્રત્યેક હાવભાવ, પ્રભાના ચહેરા પરની પ્રત્યેક રેખા, પ્રભાના કંઠનો પ્રત્યેક ઝંકાર, પ્રભાએ ગાએલું પ્રત્યેક ગીત...સ્મરણોની અનંત અસીમ વણઝાર વહેતી થઈ. ને એના ગળામાં ડૂમો ભરાયો. છેલ્લી એને જોઈ હતી તે આકૃતિ નજરે તરવરી ઊઠી. કેટલો દુર્બુદ્ધિ હું! હું એને મરતી મૂકીને ધંધે ચાલ્યો ગયો. કેવો અંધ હું! અંતરની કેટલી કેટલી વાતો કહેવી રહી ગઈ; સહેલાઈથી કહી શકાઈ હોત તેવી કેટલી વાતો ન બોલ્યો હું! ઉમળકા અણકથ્યા રહી ગયા, ક્ષમાઓ અણયાચી રહી ગઈ. જીંદગીભર અવ્યક્ત રહી ગયેલી આકાંક્ષાઓ ને આરઝુઓ!—ઓ પ્રભુ, અશક્તિ અને નિષ્ફળતાઓની એ કેવી કરુણ પરંપરા.

પછી એની યાદદાસ્ત પર ચમચમી ઉઠ્યા ધગધગતા લોહ–ડંડાઃ રોષ અને રીસનાં જે જે વેણ પોતે બોલ્યો હતો તે તમામઃ જે જે ઘાતકી આચરણો ગુજાર્યાં હતાં તે તમામઃ એને રડાવી હતી ને છાની નહોતી રાખી તે કઠોર પ્રસંગો તમામઃ કેવો બેતમા ને બેવકૂફ બન્યો

હતો પોતે : ને હવે જો એને જીવતી પામવાને બદલે એના શબને જ જોવાનું રહ્યું હશે, પોતાની શરમના ને વેદનાના એકરારો કરવાની વેળા જો વહી ગઈ હશે, તો એ સ્મૃતિઓના રુધિર–નીતરતા જખ્મો કાળજા પર લઈ ને આખો ભવ–વાટ રઝળવાનું જ રહેશેને.

પણ એને તો જીવતી પામી શકાયું. અજીતે ઊંડો શ્વાસ લીધો ને એની સેવામાં રોકાઈ ગયો. હવે તો પ્રશ્ન એને બચાવવાનો હતો. હું જો એને નહિ પંપાળું, પ્રેમમાં નહિ નવરાવું, અશ્રુજળે નહિ ભીંજાવું, નવી હિંમત ને નૂતન આશાના હીંચોળે નહિ હીંચોળું, તો પછી એનું કોણ ? કોણ બીજું એ કરશે ? અધૂરા પ્રવાસની અવશેષ મંજલ ખેંચવા એના પ્રાણમાં ઉત્સાહ પૂરવાનો સ્વધર્મ હવે મારો છે.

મૃત્યુની અંધારી ખાઈમાંથી બેઉ સજોડે બહાર નીકળ્યાં; જ્યારે યુદ્ધ પૂરું થયું ને ડૉક્ટરે એને નિર્ભય જાહેર કરી, ત્યારે અજીતને થાકનાં તમ્મર આવતાં હતાં. ઘેર જઈ ને પડયા વગર છૂટકો નહોતો. તૂટી પડવાની તૈયારી હતી. એ જ્યારે પોતે પ્રભાને કહ્યું ત્યારે પ્રભાએ જ એને વિશ્રાંતિ લેવા ઘેર ચાલ્યા જવા કહ્યું : "તમે હવે ચિંતા કરો મા. ચાર દિવસમાં તો હું ઘેર આવીશ. દરમ્યાન આંહીં દીવેશ્વર ભાઈ મદદમાં રહેશે."

આરામ લઈને પછી અજીત પોતાના અધૂરા ધંધા–કામે બહારગામ જઈ પહોંચ્યો.

# નવી સમશ્યા

ત્રણ અઠવાડિયાં પછી એ પાછો આવ્યો ત્યારે એના હૃદયનો કટોરો પ્રભાને માટે પ્રેમ અને સહાનુકમ્પાએ છલકતો હતો. ઘેર જઈ પ્રભાને પોતાનાં સાહસોની વાતો કરી પોતાની નવી આશાઓના ખજાના પ્રભા પાસે ખુલ્લા મૂકવા હતા.

વસંતની પગલીઓ ચાલીની આગળ પાછળનાં વૃક્ષોને પાંદડે પાંદડે પડી રહી હતી. વાયુમાં વસંતનો સુગંધીમય શ્વાસ લ્હેરાતો હતો. પથારીમાં બેઠેલી પ્રભાના ગાલોમાં પણ નવવસંતનો ગુલાલ પૂરાતો હતો. એના સ્વાગત-સ્મિતની અંદર માર્દવ અને માધુરીની કટોરીઓ હતી.

બાબાને રમાડતો રમાડતો અજીત પ્રભાને પાર વગરની વાતો કહ્યે જતો હતો, પણ થોડા જ વખતમાં એને સમજાયું કે પ્રભાના હૃદયમાં કશીક કહેવા જેવી વાત ઘોળાય છે. છેવટે બાબાને બહાર રમવા મોકલી દઈને પ્રભાએ અજીતને કહ્યું : " એક વાત કહેવા જેવી બની છે."

" હા, કહો ને."

" બહુ જ મહત્ત્વની છે."

" એમ ?"

"મને સમજ નથી પડતી કે કેવી રીતે શરૂઆત કરું. ગુસ્સે તો નહિ થાઓ ને?"

"અત્યારે તો ગુસ્સે થવાનો ખ્યાલ સરખોયે હું કરી શકતો નથી." પણ એટલું બોલ્યા પછી એને આગલો એક પ્રસંગ યાદ આવ્યો, જે પ્રસંગે પણ વાતની શરૂઆત પ્રભાએ આવી જ રીતે કરેલી. એટલે એણે પૂછ્યું. "છબીલભાઈ તો હમણાં ક્યાંય મળ્યા કર્યા નથી ને?"

એના એ શબ્દો તરફ રોષભ્રૂકૂટિ ચડાવીને પ્રભાએ કહ્યું: "એ વાત શીદ કરવી પડે છે? હું કાંઈ મશ્કરી કરવા નથી બેઠી."

એને ઉશ્કેરાએલી દેખીને અજીત ચૂપ રહ્યો.

"તમને કહેતાં મેં ઘણો વખત આંચકા ખાધા...પણ તમારે એ જાણવું જ જોઈએ. તમને કહી દેવું એ હું ઉચિત ધારું છું."

"ખુશીથી કહો."

"વાત તો લાંબી છે. છેક મારા પહેલા ઓપરેશનના સમયથી માંડીને મારે કહેવી પડશે."

એ પછી પ્રભાએ દીવેશ્વરને લગતા પોતાના ક્લોરોફોર્મ સુંઘતી વખતના અનુભવો કહ્યા. તે પછીના પોતાના ઉશ્કેરાટોની ને દીવેશ્વર પાસે કરેલી પ્રેમ-કબૂલાતોની વાતો કહી. એણે વાત પૂરી કરી ત્યારે એનો આખો દેહ કમ્પતો હતો ને એનું મોં તથા ગળું લાલ લાલ થઇ ગયાં હતાં.

થોડી વાર ગંભીર વદને ચૂપચાપ બેસી રહ્યા પછી અજીત બોલ્યો: "સમજ્યો."

"મારા પર તમે ગુસ્સે છો ને!"

"ના, ગુસ્સે નથી. પણ હવે મને કહી દે, તે પછીથી આગળ શું શું બની રહ્યું છે?'

"દીવેશ્વર મને મળવા અહીં આવ્યા કરે છે. મારે એની મદદની જરૂર હતી એટલે એ ના ન પાડી શકયા. આંહી આવવાની એની ફરજ થઈ પડી."

"હાં—હાં—પછી ?"

"મને એમ લાગેલું કે આ બધું મારી માંદગીમાંથી જ ઊભું થયેલું તૂત હતું, ને હું સાજી થઈ જઈશ એટલે શમી જશે."

"ને શમી ગયું છે ખરું ?"

આંખો પોતાની સામે ચોડીને પ્રભા બેસી રહી. એનો અવાજ તદ્દન હળવો પડી ગયો. એ બોલી "ના—નથી—નથી શમ્યું.'

"એને ખબર છે?"

"એ બધું જ જાણે છે. મારે એને કહેવાની જરૂર રહી નથી."

"પણ તેં એની સાથે એ વિષે વાતો કરી છે?"

"સહેજસાજ. એટલે એમ કે મારે એને બધું સમજાવવું પડેલું—મેં હસ્પિતાલમાં જે કરેલું તેની માફી માગવી પડેલી. મારે એને સમજાવવું પડયું કે જો હું માંદી ન હોત તો મેં એને એ બધું કહ્યું ન હોત."

"સમજયો."

"ને તમને પણ મારે સમજાવવું હતું કે તમારે એને દોષ ન દેવો. કેમકે એ બાપડા તો બિલોરી કાચ જેવા છે. ને મને જે કાંઈ થઇ રહ્યું છે તે બાબતમાં હું જેટલી લાઈલાજ છું તેટલા જ લાચાર એ પણ

એને જે થયું છે તે બાબત હશે ને! એટલું તો તમારે જાણવું જ જોઈએને વહાલા ! કે એનો કશો ઈલાજ નહોતો."

'હું જાણું છું પ્રભા."

"એ તો બાપડા એટલા બધા સજ્જન અને ખાનદાન છે. એ તો તમારો જ વિચાર કરી રહ્યા છે. તમારૂં તો એ શબ્દ માત્રથી યે બૂરું ન કરે તેવા છે. આ વાત એણે મને ફરી ફરી કહી છે. એને તો ફાળ જ એ પડી ગઈ છે કે અમારા બેમાંથી એકાદની કદાચ કશી ભૂલ થઈ બેસે. એ એટલા બધા લાગણીપ્રધાન છે—દરેક વાતને એ જેટલા ગંભીર અર્થમાં લે છે તેટલું બીજું કોઈ લેતું નહિ હોય."

"એ તો હું સમજ્યો." એટલું કહીને થોડી વાર થંભી ગયા પછી અજીતે કહ્યું: "પણ હવે આનું છેવટ શું છે?"

"એટલે? તમે શું કહો છો?"

"તું હવે શું કરવા માગે છે?"

"લે ! કરવાનું વળી આમાં શું હોય? કરી યે શું શકાય?"

"પણ તું એની સાથે કાયમ પ્રેમસંબંધ ચાલુ રાખવા માગે છે કે કેમ?"

"હું એ કેમ કરી ને કહી શકું અજીત ! એમાં કાંઈ વાંધો છે?"

"ના, બીજું તો કાંઈ નહિ," અજીતે સ્મિત કરતે કરતે કહ્યું, "પણ એ પ્રેમ તો પછી આગળ વધે ને ! એવું ઘણીવાર બને છે."

"ના પણ દીવેશ્વરે કહ્યું છે કે અમારે ફરીથી આ બાબત શબ્દ પણ ન ઉચ્ચારવો. ને મને એમ લાગે છે કે એ સાચું કહે છે. એણે કહેલું છે કે અમે બેઉએ પરસ્પરના આત્માને પીછેલ છે, એટલે અમારાં

જીવન હમેશાં સમૃદ્ધ બનતાં રહેશે. અમને ઉન્નત જીવન જીવવામાં મદદ કરશે.''

''સમજ્યો ! પણ શરુઆતમાં તો મારા જેવા માણસને એ લગાર મૂંઝવવા જેવું થશે. એને ટેવાઈ જવા માટે પણ મારે થોડો સમય જોશે ને !''

પ્રભા બોલી, ''દીવેશ્વરભાઈ તો તમને હજુ વિશેષ ગાઢ પરિચયથી ઓળખવા ઉત્સુક છે. પણ એ તમારાથી ડરે છે. તમે એટલા બધા સીધાસટ અને તડ ફડ કરી નાખનારા, એક ઘા ને બે કટકા કરનારા છો ખરા ને !''

''હાં—હાં—ખરું—હું એ કલ્પી શકું છું.''

''ને એ ડરે છે કે તમને એમના તરફ વિશ્વાસ નથી. કેમ કે એ જૂના વિચારના છે. પણ અજીત, હું ખરું કહું છું કે એ જુનવાણી નથી.''

''હશે.''

વળતે દિવસે બપોરે દીવેશ્વર શાસ્ત્રી મળવા આવ્યા, ત્રણે જણાં વાતો કરતાં બેઠાં. અજીતે તો ચિત્રપટ કંપનીની આંતર્ગત બાજુ જોઈ હતી તે પરથી સમાજવાદ ને ક્રાંતિનો વિષય એને હોઠે ચડવો સ્વાભાવિક હતો. બાકીના કોઈ વિષય પર એ વાત કરી શક્યો નહિ. સંકોચ અને વ્યાકુળતા એના વર્તાવમાં સ્પષ્ટ જોઈ શકતાં હતાં. કેમ કે સગી સ્ત્રીના આશક સાથે કેવી રીતે વર્તવું તેની એને ખબર નહોતી. એટલે એ બીજે મળવા જવાનું બહાનું બતાવી ત્યાંથી ચાલ્યો ગયો.

સાંજે જ્યારે દીવેશ્વર જવાની તૈયારીમાં હતો ત્યારે એ આવી પહોંચ્યો ને એણે જોયું કે દીવેશ્વરના મોં પર દુઃખ અને દર્દ હતાં. વાળુ વખતે જોયું તો પ્રભા પણ બેચેન હતી.

"કેમ, તમારી ગોઠવણમાં કાંઇ વિઘ્ન ઊભું થયું છે કે શું?" અજીતે પ્રભાને પૂછયું.

પ્રભાએ જવાબ દીધો: "દીવેશ્વરને લાગે છે કે હવે એણે આંહીં કદી ન આવવું જોઈએ."

"કદી ન આવવું જોઈએ? એ વળી શું?"

"એમ કે હવે હું સાજી થઈ ગઈ છું એટલે એની મદદની કશી જરૂર નથી. ને એને એમ પણ લાગે છે—કે—હવે ઠીક પણ ન કહેવાય. આવતાં એને બ્હીક લાગે છે."

એક અઠવાડિયું વીતી ગયું. યુવાન શાસ્ત્રીજી આવતા દેખાયા નહિ. અજીત જોતો હતો કે પત્ની પણ ચૂપચાપ હતી. ને વાત કરતી ત્યારે દીવેશ્વરભાઈની જ વાતો વિશેષ પ્રમાણમાં કરતી. એને જેવી ને તેવી દુર્બળ દિલની ને રાંક દેખી અજીતનું દિલ ઓગળતું હતું. હજુ તો એ ચાલી પણ શકતી નહોતી. તેમ એને જે વીતકોમાંથી પાર થવું પડયું હતું તે વીતકોએ એના મનને પણ ક્ષીણ કરી મૂકયું હોવાની એ ફરિયાદ કરતી હતી. વિચાર તો એ જરીયે કરી શકતી નહોતી. ને જે જ્ઞાન હતું તે પણ એ ભૂલી ગઈ હતી—કેટલીક બાબતોમાં તો એનું મન પાણી વગરના માટલા જેવું ખાલીખમ બની ગયું હતું.

પુસ્તકોના ને ક્રાંતિના વિચારો અભરાઈએ ચડયા, અજીતની સામે નવી સમસ્યાનાં બીડેલાં દ્વાર દેખાયાં, કે આ પત્નીના ઉરસંતાપનો શો ઇલાજ? જીવનને આ વમળમાંથી કાઢી લેવાની કઈ કરામત? રાત દિવસના આ લોહીઉકાળાનું છે કોઈ ઓસડ?

## મુક્તિનો નિર્ણય

અજીત વિચારે ચડયો. લગ્ન–જીવનનો એક એ નિયમ એણે ગણેલો કે પત્ની જ્યારે કશું સહન કરી રહી હોય ત્યારે પોતે પણ સહેવામાં સહભાગી બનવું જોઈએ. પત્નીની સુખદુ:ખની ઊર્મિના સાચા-ખોટાપણાનો પ્રશ્ન કરવાનું એને મંજુર નહોતું. પત્નીના હાસ્યમાં હાસ્ય ભેળવવું ને રૂદનમાં રૂદન મિલાવવું એ જ એના દાંપત્યનો કાયદો હતો. પોતે તો પોતાની સુખદુ:ખની ઊર્મિને રૂંધી, દબાવી શકતો, અમૃત કે વિષનો પ્યાલો પોતે પી પચાવી શકતો–પણ પ્રભા એમ કરવા અશક્ત હતી એટલે પછી અજીતને પણ એમ કરવા રજા નહોતી. જો અજીત કાબૂમાં રહે તો એ 'હૃદયહીન' 'પત્થર' 'કઠોર' જેવો દેખાતો. એવું પતિસ્વરૂપ પ્રભાને ભય પમાડતું, પ્રભાના ધિ:કારને પાત્ર બનતું.

આ અકળામણ પર વિચારતો એ દિવસો ગાળતો હતો. પ્રભાની પાસે પોતે જાય ત્યારે તો પ્રભાને ગમગીન ચહેરે આકાશ સામે નજર માંડીને જ બેઠેલી નિહાળવાનું હોય. એના મધુર મોં ઉપર જાણે કે વણઝર્યાં આંસુ તોળાઈ રહ્યાં છે. એને શું ઠપકો દેવો ? શું એને એના આ તલસાટ રુંધી નાખવા કહેવું ? એટલું કરીને તો એને દુ:ખની અતલ ખાઈમાં જ ધકેલી દેવી ને !

ત્યારે શું એની પાસે આવીને પોતાના પ્રેમના પ્રલાપ વહેતા મૂકી એને ફરી પાછી પોતાના તરફ ખેંચી લેવી ? એ માનતો હતો કે આમ કરવું અશક્ય નહોતું. પોતાના વાણીપ્રભાવ વડે અને આત્માના સામર્થ્ય વડે થોડા જ દિવસમાં પ્રભાના દિલમાંથી દીવેશ્વરને ઘસીભૂંસી નાખવાનું પોતાને માટે મુશ્કેલ નથી એવું એનું અભિમાન હતું. પણ એટલું કરી લીધા પછીય પોતાને જવાનું તો હતું જગતના માનસમાં ક્રાંતિકારી પલટો કરાવવા માટે. અને પાછળ પ્રભાની શી ગતિ ! પ્રભાને જોઈતો હતો સાચો અને અવિરત વહેતો પ્રેમ; પ્રેમની કેવળ 'ઈંદ્રજાળ' નહિ. એને જરૂર હતી માનવીના પ્રેમની, કલાકારના પ્રેમની નહિ. એને દીવેશ્વરનો મોહ છોડાવ્યા પછી તો ઊલટાની વધુ નિરાધાર બનાવી દેવાશે.

પોતાની સામે બે યુવાન માનવી હતાં. બેઉ પ્રેમમાં હતાં. અને નીતિના કાયદાને ધોરણે એ બેઉએ ભવ્ય ત્યાગ કરવાનો નિશ્ચય ધર્યો હતો. પરસ્પરને બેઉ મળવાનું પણ બંધ કરતાં હતાં.

પરંતુ અજીતને માટે એ બેઉનો પરસ્પર ત્યાગ જ બસ નહોતો. પ્રભાને જ્યારે જતી કરવાનો વિચાર આવતો ત્યારે જ અજીતને ભાન થતું કે પોતે પ્રભાને કેટલી બધી ચાહતો હતો. પ્રભાને મુક્ત કરવાના વિચારની સાથે જ યાદ આવતા બેઉએ પરસ્પર લીધેલ મરી ફીટવાના બોલ કોલ, ને મૃત્યુ પર્યંત સહજીવન ગાળવાની પ્રતિજ્ઞાઓ.

પ્રભાને માટેનો એ પાતાળફૂટ પ્રેમ : અને એ પ્રેમે જ અજીતને સ્વધર્મ સૂઝાડયો: પ્રભાને મુક્ત કરી દે.

ને અજીતે એ અવાજ મીઠાશથી સાંભળ્યો. પ્રભાને એ ચાહવાને ખાતર જ ચાહતો હતો, પ્રભા એને સામો પ્રેમ આપતી તેને ખાતર નહિ; એ ચાહના જો સાચી હોય તો તે પ્રભાને સુખી જોવા જ ઈચ્છે.

એ પ્રેમ સાચો હતો માટે જ એણે ઈચ્છી પ્રભાની મુક્તિ, પ્રભાની પ્રગતિ, પ્રભાની અભિવૃદ્ધિ. પ્રભાનો જો વિકાસ થતો હોય તો તેને ખાતર પોતે કહો તે કુરબાની કરવા તૈયાર હતો.

આત્મપ્રતીતિની એવી અનેક ક્ષણો આવી ગઈ હતી કે જ્યારે પોતે પ્રભાને કદી સુખી કરી નહિ શકે એ સૂઝી ગયેલું. પ્રભાના ધણી બનવાની લાયકાત પોતાનામાં નથી એ એના આત્માનો અનેક પળોનો એકરાર હતો.

આવું આવું જે પોતે બોલતો હતો, તે પોતે આચરી બતાવવા પણ ઈચ્છતો હતો એ બતાવવાની ઘડી એને આવી ગએલી ભાસી.

ઘણાય પતિઓ પોતાની પત્નીઓના વાંકમાંથી નીકળી જવાની અને વ્હાલા થવાની કરામત રૂપે બોલતા હોય છે "હું તારો ધણી થવા લાયક નથી. તું મારા કરતાં ઉચ્ચ અધિકારો વાળી છે." પણ તેઓની દાનત પોતાનો અધિકાર જતો કરવાની નથી હોતી. અજીતે તો નિશ્ચય કરી લીધો–આત્મપ્રતીતિને વળગી રહેવાનો, આચરણમાં મૂકી દેવાનો.

આમ એક દિવસના તરફડાટને અંતે અજીતે મરણિયો નિરધાર લીધો, ને રાતે જ્યારે બધાં ઊંઘતાં હતાં ત્યારે પોતે કાગળ કલમ હાથમાં લઈ પોતાની સન્મુખ દાવેશ્વરના આત્માનું આવાહન કર્યું.

**"મહાશય,**

"આવો ચોંકાવનારો ને અસામાન્ય કાગળ લખવાનો નિર્ણય મેં ઘણા આંચકા ખાધા પછી કરેલ છે અને એમાં મારી પ્રાર્થનાપૂર્ણ સચ્ચાઈ આલેખન પામી છે એટલું માનવા હું તમને વિનવું છું.

"તમારી ને મારાં પત્નીની વચ્ચે ઊભી થએલી પરિસ્થિતિની જાણ મને મારા બહારગામથી આવ્યા પછી થઈ ચૂકી છે. દુનિયામાં બીજી

બધી બાબતોના કરતાં એનું કલ્યાણ હું વધુ કિંમતી ને વહાલું ગણું છું, ને એ દૃષ્ટિએ વિચાર કરી જોયા પછી જ મેં નક્કી કર્યું છે કે મારી ને એની વચ્ચે જે સંબંધ પ્રવર્તે છે તેની મારે તમને જાણ કરવી. બીજી કોઈ રીતે તમે એ ન જાણી શકો, કેમ કે એ સંબંધ અસામાન્ય પ્રકારનો છે.

"પ્રભા દુઃખી છે એટલું તો તમને જણાવવાની જરૂર નથી એમ હું માનું છું. મારી સ્ત્રી તરીકે એ કદી સુખી થઈ નથી ને મને ભય છે કે કદાપિ થશે પણ નહિ. પ્રકૃતિથી જ એ ઉષ્માવંત હૃદયની છે, પ્રેમ અને સહવાસ માટે તલસનારી છે.

"એથી ઊલટી રીતે હું તો પ્રકૃતિથી જ અતડો, અંગત તત્ત્વથી રહિત ને આત્મનિમજ્જિત છું. મારા જીવન–કાર્યની જરૂરિયાતોએ મને મારી આસપાસના જીવનથી ને જગતથી વિચ્છિન્ન થઈ જવાની ફરજ પાડેલ છે.

"આવી આત્મપ્રતીતિ મને મારાં લગ્ન પૂર્વે જ થઈ ચૂકી હતી, પણ એમાંથી એને બચાવવાની વેળા ને વખતે નહોતી રહી.

"જે બનવું અશક્ય હતું તે કરવાની ધૂને મને ચડાવનારો જે મારો એના પ્રત્યેનો અનહદ ઉત્કટ પ્રેમ, એ તો એ બાપડીનું કમનસીબ જ હતું. એને પ્રસન્ન અને સુખી કરવાના આ અશક્ય કામમાં હું સફલ બનું છું એવી સતત આત્મભ્રમણાનો હું ભોગ બન્યો રહ્યો છું; ને એ રીતે હું પ્રભાને પણ સતત ભ્રમણામાં નાખી રહ્યો છું.

"જે કંઈ હોય તેની ચર્ચા કશો જ અંતર્પટ રાખ્યા વગર, નિઃસંકોચપણે, તલે તલ વિગતવાર કરી નાખવાનો અમારો બેઉનો નિયમ છે, પણ આ એક એવું સત્ય હતું કે જેનો ખુલ્લો નિર્દેશ કરતાં અમે બેઉએ હમેશાં આંચકા જ ખાધા કર્યા છે. ને એ ચૂપકીદી,

એ સંકોચ જ અમારા જીવનમાં અનિવાર્ય ઊગનારા વિષવૃક્ષનું એક બીજારોપણ હતું એમ મેં માનેલ છે.

"બેશક પ્રભા કોઈક દિવસ કોઈક બીજા પુરુષ સાથે પ્રેમ કરશે એવી શક્યતાનો તો મેં બેવકૂફે કદી વિચાર જ કર્યો નહોતો. પણ એ તો હવે બની ચૂક્યું છે ને મેં યથાશક્તિ તેનો ઉકેલ વિચારી કાઢ્યો છે.

"પ્રભાના પ્રેમનો જે અધિકારી હોય તે માણસ આવા સંજોગોમાં પ્રભા પ્રત્યેની પોતાની ઊર્મિઓને છૂંદી નાખવાની લાગણીમાં દોરવાઈ જાય એ સાવ સહજ છે. પરંતુ અમે જ્યારે પરણ્યાં હતાં ત્યારે અમારી વચ્ચે સ્પષ્ટ સમજપૂર્વકનો કરાર હતો કે અમારું આ લગ્ન જ્યાં સુધી ઊભયના આત્મ–કલ્યાણને સુસંગત હોય ત્યાં સુધી જ રહે. આ કરારનું અમારે સદા સર્વદા પાલન કરવું રહે છે.

"આ લખવામાં મારો ઉદ્દેશ તમને જણાવવાનો છે કે તમારી સાથેના પ્રભાના સંબંધની અટકાયત કરી શકાય એવો કોઈ પણ હક્ક પ્રભા પર મારો છે નહિ; ને જો સમય જતાં એવું દેખાય કે પ્રભા મારી સ્ત્રી કરતાં તમારી સ્ત્રી થવાથી વધુ સુખી થઈ શકે તેમ છે, તો હું મારી ફરજ તમારી બેઉની વચ્ચેથી ખસી જવાની સમજું છું.

"આટલું લખ્યા પછી મને મારો સ્વધર્મ પૂરો થયો લાગે છે. તમારી સચ્ચાઈ અને શુદ્ધ બુદ્ધિ પર સંપૂર્ણ વિશ્વાસ સાથે હું આખી વાત તમારા પર છોડું છું."

કાગળ લખાઈ રહ્યો. લખ્યા પછી અજીત એ બે વાર વાંચી ગયો. તોપણ એક રાત એના ઉપર જવા દેવાનો નિર્ણય કર્યો. રાત વીતી. વળતા પ્રભાતે જ્યારે એણે એ ફરી વાર વાંચ્યો ત્યારે એ ચોંકી ઊઠ્યો. કાગળ ભયંકર લાગ્યો. એ કાગળે પોતાની આંખો સામે ભાવિ જીવનનો પંથ ખુલ્લો કર્યો. એ પંથ પર એકલતા અને રૂદનની

કંદરાઓ આડી પડી હતી. સાથોસાથ એ પંથ પર સ્વતંત્રતા અને વિજયનાં સૂવર્ણ–શિખરો પણ ઝળહળી ઊઠ્યાં. એકવાર આ કાગળ ટપાલની પેટીમાં પડી જશે, પછી તો તીર છૂટી જશે. એના પરિણામે પ્રભાને પોતે ગુમાવી બેસશે એવી સંભાવના પણ સામે ઊભી હતી.

પ્રભાને ગુમાવવાની તૈયારી કરી શકાય તેમ છે?

એના વેગભર્યા વિચારો સુસવાટા મારતા જુદાઈની ઘડી પર જઈ ઊભા ને એની આંખોમાં આંસુ ઊભરાયાં. પ્રભાના મૃત્યુની સંભાવના વિચારતાં જે પ્રેમોર્મિ ઊમટી હતી તેજ પાછી ઊછળી.

ફરી પાછું ઉલ્લાસનો રોમાંચ આવ્યો. પોતાની અંદર પુરાએલા કેસરીસિંહે જંગલની હવાની સોડમ લીધી, કારાગારના સળિયા ખખડાવ્યા ને ત્રાડ પાડી.

કાગળ લઈને એ પોસ્ટ ઓફિસને પંથે પળ્યો. અરધે રસ્તે આવતા એ થંભ્યો. નહિ, નહિ, આ પગલું ન ભરી શકાય: ઘેલછા છે–નરી ઘેલછા. ફરી પાછો ચાલ્યો. નિશ્ચય દૃઢતર બન્યો. પોસ્ટ–ઓફિસની ટપાલ પેટી સામે એણે આમ તેમ આંટા માર્યા. એકાદ કલાક સુધી એણે હિંમતને સ્થિર કરવા યત્ન કર્યો. એક વાર તો એ પાછો પણ ફર્યો. એકાદ દિવસ હજુ વિચારી જોવા મન થયું. પણ પાછો ગયો ને કાગળ એણે ટપાલ કર્યો.

તે પછી દિલમાં એક સબાકો નીકળ્યો. આ શું કર્યું! ઘર ભણી જતાં આખી વાટ એણે પાછા જઈને પોસ્ટ માસ્તરને એ કાગળ પાછો આપવા વિનવવાની ઊર્મિ સાથે બથોબથ યુદ્ધ કર્યું.

આ કાગળ દીવશ્વરને આજે બપોરે મળવો જોઈએ, એવી ગણતરી બાંધીને વળતા દિવસ સવારની ટપાલમાં આવનારા જવાબને માટે એ

પોસ્ટ–મેનની સામે ચાલ્યો. જવાબનો કાગળ એના હાથમાં આવ્યો. ખોલીને એ વાંચવા લાગ્યો.

"તમારો કાગળ મળ્યો. જવાબ હું તત્કાળ વાળું છું. એ કાગળે મને જે મનોવેદના કરાવી છે તેનું વર્ણન હું નથી કરી શકતો. આમાં એક ભયંકર ગેરસમજ ઊભી થઈ છે, ને હું આશા રાખું છું કે એ ગેરસમજ દૂર ન થઈ શકે તેટલી બધી આગળ નથી વધી ગઈ. તમારા અનુમાનને આધારભૂત ઠરાવે તેવું મારી ને તમારાં પત્નીની વચ્ચે કશું જ નથી બન્યું તેની હું તમને ખાત્રી આપું છું. તમારાં પત્ની એક કારમી આત્મવેદનાનાં ભોગ થઈ પડયાં હતાં ને મેં તેમને મળી તેમને શાતા આપવા યત્ન કર્યો હતો. મારા જેવા ધાર્મિક માણસની એ ફરજ હતી, ને મેં એથી વિશેષ કશું જ કર્યું નથી. તમે મને તેમ જ તમારાં પત્નીને અન્યાય કર્યો છે. તમારાં પત્ની એક નિર્દોષ, સુકોમળ અને વિશ્વાસુ આત્માનાં સન્નારી છે. તમારા પ્રત્યે તે પૂર્ણપણે પ્રેમપરાયણ છે, અને મારા તેમના પ્રત્યેના સેવાભાવી વર્તનથી તમારામાં આટલી ગેરસમજ પેદા થાય એ વિચાર તો મને કલ્પનાતીત લાગે છે.

'મારું લખેલું આ સ્વીકારી લઈને ઘાતકી સંશય તમારા અંતરમાંથી અળગો કરવા હું તમને વિનવું છું. તમારા સંસારનો સર્વનાશ અને પ્રભા બહેનનો જીવન–ધ્વંસ કરવાનું જો હું નિમિત્ત બનતો હોઉં તો એ મારે માટે અસહ્ય વાત છે. લગ્ન–સંબંધના પાવિત્ર્યમાં હું માનનારો છું, અને એ લગ્નધર્મો પર આક્રમણ કરે એવો વિચાર માત્ર સેવવામાં યે હું ઘોર પાપ માનું છું. ફરી ફરી કહું છું કે તમારી કલ્પના નિર્મૂલ છે, ને તમે એ દૂર કરજો ને આટલું તો ખાત્રીપૂર્વક માનજો કે ભવિષ્યમાં કોઈ પણ સંજોગોમાં હું તમારાં પત્નીને ફરી મળીશ નહિ."

કાગળ ફરી ફરી વાંચતાં અજીતની આંખોનાં ભવાં ખેંચાઈ ગયાં. એણે ઉદ્‌ગાર કાઢ્યો : "અરે, આ માણસને તે શું થયું છે? શું એણે મારો કાગળ કેવળ કટાક્ષયુક્ત માની લીધો? એ શું મને ગુસ્સે થયેલો માને છે?"

ઘેર જઈને એણે પોતાના કાગળની મૂળ પ્રત ફરી ફરી વાંચી વિચાર કર્યો. નહિ નહિ, દીવેશ્વર આ કાગળ પરથી મને રોષે ભરાયેલો માને એવું તો કશું ય આમાં નથી. નક્કી એ માણસ મને થાપ દેવા માગે છે. સામનો કરવાની એની છાતી નથી લાગતી.

ફરી પાછો એ તાજુબીમાં પડ્યો. આ માણસ સાચો હોય એ બની શકે ખરું? એના વલણને વિષે પ્રભાને જ ગેરસમજ થવાનો સંભવ ખરો? કે પછી એની લાગણીમાં હવે કોઈ પ્રત્યાઘાત આવી ગયો હોવાથી એ ઈન્કાર જવા યત્ન કરતો હશે?

કલાકો સુધી એણે આ સમસ્યા પર વિચાર કર્યો. પછી એ પ્રભા વાંચતી હતી ત્યાં જઈ પથારી પર બેઠો ને પૂછ્યું "દીવેશ્વરના કાંઈ ખર ખબર?"

"કાંઈ જ નહિ." પ્રભાએ જવાબ દીધો.

"તને એનો શો ઇરાદો લાગે છે?"

"મને-મને ખબર નથી. એ પાછા આવવા માગતા હોય એવું લાગતું નથી."

"પણ શા માટે નહિ?"

"એને એના પોતાના ઉપર વિશ્વાસ નહિ હોય."

"પણ તને એમ તો લાગે છે ને, કે એને તારા માટે પ્રેમ છે?"

"હા—"

"તને એ ખાતરી છે? શા પરથી?"

આ પ્રશ્ન પ્રત્યે પ્રભાએ મોં મલકાવ્યું "સ્ત્રીની જાત આવી બાબ્-તમાં સાચું સમજી જવાની કેટલીક યુક્તિઓ જાણે છે."

"મને એ કહે નહિ?"

થોડા વિચાર બાદ એણે કહ્યું, "આજે નહિ, કોઈક દિવસ કહીશ. આજે એ કહેવું તે એમને અન્યાય કર્યા જેવું થશે. ને હવે તો આ વાત આગળ વધવાની નથી એટલું જ તમારે જાણવું બસ છે."

"એ દુઃખી હશે, ખરું?"

"હા, મને ખાત્રી છે કે એ દુઃખી છે. આવી વાતોને એ ગંભીર ભાવે મન પર લેનારા છે."

ક્ષણેક થોભ્યા પછી અજીતે પૂછ્યું, "એણે તને કહેલું ખરું કે પોતે તને ચાહે છે?"

"ના, એવું એ પોતાની જીભે બોલે જ કેમ?"

"તો પછી એણે કરેલું શું ?"

"મારી સામે મીટ માંડેલી."

"તે દિવસે એ એ ચાલ્યા ગયા ત્યારે એને ખબર હતી ખરી, કે હજુ ય તારી લાગણી કેવી છે ?"

"હા હા, પણ તમે આ બધું શા માટે પૂછો છો ?'

"મને લાગેલું કે તું ભ્રમણામાં છે."

આ શબ્દો પ્રત્યે એણે મોં મલકાવીને કહ્યું, "એવું હોત તો મેં તમને આ કથની કહેવાની તકલીફ જ ન લીધી હોત."

આટલા પછી અજીતે ચાલ્યા જઈને દીવેશ્વર પર ફરી વાર કાગળ લખી નાખ્યો—

"તમારો કાગળ વાંચતાં મને ઘણી મૂંઝવણ પડી. મને લાગે છે કે મેં તમારી પાસે આખી પરિસ્થિતિ સ્પષ્ટ નથી કરી. હું અને પ્રભા અમારી વચ્ચેના સંબંધમાં કેવું નિખાલસપણું ધરાવીએ છીએ એ તમે કદાચ નહિ જાણતા હો. પ્રથમથી જ તમને સ્પષ્ટ કહી દઉં કે તમારી ને પ્રભાની વચ્ચે જે કંઈ ઇતિહાસ બન્યો છે તે તેણે મને પૂરેપૂરો કહ્યો છે. એટલે હું 'ઘાતકી સંશય'ની નહિ પણ નક્કર હકીકતની જ વાત કરી રહ્યો છું. તમને પણ એમ જ કરવા હું વિનવું છું.

'તમારા અંતરમાં શું છે તે નક્કી કરવું મારે માટે મુશ્કેલ છે. પણ કૃપા કરી ખાત્રી રાખજો કે હું નથી ગુસ્સે, નથી ઈર્ષ્યાએ દોરવાઈ ગયેલો, કે નથી સંશયગ્રસ્ત. ઉપરાંત, હું દુઃખી પણ નથી—એટલો બધો દુઃખી નથી કે સહી ન શકું. મેં અને પ્રભાએ જીવનમાં પુષ્કળ દુઃખો સામે ટક્કર ઝીલી છે.

'મારી પત્ની પ્રત્યેના તમારા મનોભાવની વાત તમે લખો છો. સંભવિત છે કે તમારી ને એની વચ્ચે બની ગએલી વાતનું આજે પાછળથી નિરીક્ષણ કરતાં તમને લાગ્યું હોય કે એના પ્રત્યેની તમારી લાગણી શાશ્વત કે ઊંડી નથી, ને તેથી તમે એની સાથેનો સંબંધ કાપી નાખવાનું વધુ પસંદ કરો. એમ કરવાનો બેશક તમને હક્ક છે, કેમકે તમે કોઈ રીતે વચને બંધાયા નથી. મારે તમને જે કહેવાનું છે તે તો આટલું જ છે, કે તમારી મનોવસ્થાનો વિચાર કરવામાં તમારે મારા પ્રત્યેની કશી ફરજ વિચારવી રહે છે એમ ન માનતા. એ બાબતમાં મને કશો જ હક્ક નથી, ને હોય તો હું તે જતો કરું છું.

'મારી કલ્પના પ્રમાણે તો તમામ મુસ્કેલીનું મર્મસ્થાન તમે જેને 'લગ્ન–સંબંધના પાવિત્ર્ય વિષેની તમારી માન્યતા' કહો છો તે જ લાગે છે. એ તો બેશક, આ કાગળમાં ચર્ચી ન શકાય તેટલો બહોળો વિષય છે. હું તો આટલું જ કહી શકું છું કે મારી પણ એક વાર આવી માન્યતા હતી, પણ વિશેષ અભ્યાસને અંતે મારી એ માન્યતા હવે નથી રહી. મારે મને તો લગ્નસંસ્થા સમાજના આર્થિક વિકાસની એક ભૂમિકાનું જ સંતાન છે. આ ભૂમિકા અત્યારે ઝડપથી પસાર થઈ રહી છે. લગ્નસંસ્થા પણ એ આર્થિક ભૂમિકાનાં અનિષ્ટોથી પીડાઈ રહી છે. જ્યારે જ્યારે મને આ વિષયની ચર્ચા કરવાનું નિમંત્રણ મળે છે, ત્યારે ત્યારે આજે આ લગ્નસંસ્થાની શી વાસ્તવ–દશા છે તે પકડવાની હું હિમાયત કરું છું. આજે આ લગ્નસંસ્થા લગ્નયુક્ત વેશ્યાવૃત્તિની સંસ્થા છે.

'આપણી આર્થિક અવસ્થા આજે આપણા અમૂક ચોકસ વર્ગોને–મૂડીદારોને, વ્યાપારીઓને, વકીલોને અને ધાર્મિક પુરુષોને–સુખસાધનો, દરજ્જો, જ્ઞાનપ્રાપ્તિ, આરોગ્ય અને સદ્ગુણો સેવવાના સંજોગો પૂરા પાડે છે ખરી; પણ બીજા ઘણા મોટા સમૂહોને–ખેડૂતોને,

ખાણીઆઓને, મજૂરોને, કારીગરોને તો એ દુઃખ, અજ્ઞાન, રોગ અને અવગુણોની જ વહેંચણ કરી રહેલ છે. સ્ત્રીના સંબંધમાં પણ એ જ સ્થિતિ છે; કેટલીક સ્ત્રીઓને એ ઘરની શીતળ છાંયડી કે સુખસાધન, સૌંદર્ય અને શાંતિ આપે છે; બીજી કેટલીકને એ એકલતા ને નિષ્ક્રિયતા આપે છે; બીજી કેટલીકને એ ગૃહ-જીવનની ગુલામી આપે છે, અને બીજી અનેકને કપાળે એ વેશ્યા–જીવનની વરાળો પૂંકે છે. જો તમે તપાસમાં ઊતરો તો તફાવત ફક્ત, આ બધા કિસ્સામાં આર્થિક લાભાલાભનો જ હોય છે. વ્યાપારીને, વકીલને, ધાર્મિક પુરુષોને શિક્ષણ મળે છે, અધિકાર સાંપડે છે, એ થોભી શકે છે, ને પોતાની શર્તો સિદ્ધ કરી શકે છે; પણ ખેડુ, ખાણીઓ, લુહાર કે કુંભાર એ બધાને તો પોતાના અકકેક દિવસના પ્રાણ–ટકાવને ખાતર પોતાની શક્તિઓ વેચી નાખવી જ પડે છે. એજ રીતે સ્ત્રીઓ પૈકીની અમુક વિદ્યાસંસ્કાર અને સૌંદર્ય પ્રાપ્ત કરી શકે છે; ને પછી જ્યારે પોતાનો પ્રેમ સમર્પણ કરવાનો સમય આવે છે ત્યારે તેઓ 'લગ્ન' નામે ઓળખાતો જીવનભરનો કોન્ટ્રાક્ટ કરાવી શકે છે; પણ કંગાલિયતના કીચડમાં સબડતી સ્ત્રીઓ વિદ્યા, જ્ઞાન, સંસ્કાર કે સૌંદર્ય સંપાદન કરી શકતી નથી, તેઓ આવા કોઈ લાભદાયક ને કસદાર કોન્ટ્રાકટનો લાગ મળે ત્યાં સુધી સબૂરી રાખી શકતી નથી, પરિણામે તેમને તો પોતાના જીવનને ટકાવી રાખવા પૂરતો, રોટી ને છાપરાની છાંયા મેળવવાની કિંમત લેખે જ પ્રેમ વેચવો પડે છે.

'આંહી તો લગ્ન–સંસ્થા પર હુમલો કરવાનો પ્રશ્ન જ નથી. મને બેશક પ્રણાલિકાના જોરે એટલો હક્ક મળે છે કે જો મારી પત્ની બીજા સાથે પ્રેમમાં પડે તો હું એ બેઉને નસ્યત કરાવી શકું : પુરુષને હું બદનામ કરી શકું, સ્ત્રીને હું હલકી પાડી શકું. પણ એ હક્ક હું જતો કરવા તૈયાર છું. તો પછી મારા સ્વૈચ્છિક ત્યાગથી

કોની આબરુને હાનિ પહોંચવાની છે? કયા લગ્ન–સંબંધના પાવિત્ર્યનો લોપ થઈ જવાનો છે? કયા પુરુષનો દ્રોહ થવાનો છે?

‘લગ્નની પ્રભુતા, મૃત્યુ કાળ પર્યંતની અવિચ્છિન્નતા વગેરે વાતો આજે કોઈ બુદ્ધિશાળી માણસ સ્વીકારી શકશે નહિ. હું નપુંસક હોઉં, ગાંડો હોઉં, ઊતરી ગએલ, દારુડિયો ને વ્યભિચારી હોઉં, અથવા લાંબા કાળ સુધી ગેરહાજર હોઉં તો તો પ્રભાને ફરી પરણવાનો હક્ક તમારાં શાસ્ત્રો પણ આપે છે ને? તો પછી મારી નપુંસકતા જેમ શારીરિક હોય તેમ માનસિક અને બૌદ્ધિક પણ હોવાની કલ્પના શું તમે નથી કરી શકતા? શારીરિક નપુંસક-પણા કરતાં માનસિક અને આત્મિક નપુંસકપણું સ્ત્રીજીવનને સોગણું વધુ વેરાનમય ને વાંઝીયું બનાવનારું છે એ શું તમે નહિ કલ્પી શકો?

‘દલીલને ખાતર એટલું સ્વીકારી લો કે પ્રભાની ને મારી વચ્ચેની વાતો મેં તમારી પાસે તલેતલ સાચી જ મૂકી છેઃ સ્વીકારી લો કે અમારા બેઉની વચ્ચે સ્વભાવનો જ મૂળભૂત એવો મોટો ભેદ છે કે પરસ્પરને ચાહે તેટલા સન્માનવા ને પૂજવા છતાં, અરે ચાહવા પણ છતાં, પતિપત્ની તરીકેના સંબંધમાં અમારા બેમાંથી કોઈને સુખ સાંપડી શકે તેમ નથી; આટલું સ્વીકાર્યા પછી હવે માનો કે પ્રભાને એક એવા પુરુષનો ભેટો થાય છે કે જેની સાથે પોતે સુમેળ અને શાંતિથી રહી શકે; માની લો કે એ પુરુષને પ્રભા અંતઃકરણથી ચાહે છે ને પ્રભાને એ પુરુષ ચાહે છે; માની લો કે આ વસ્તુસ્થિતિનો હું સ્વીકાર કરું છું, એ મને ત્યજી જાય તેમાં હું રાજી છું; તો પછી શું તમે આ માર્ગને લગ્નવિરોધી અથવા અસતનો માર્ગ કહી શકશો? એમ હોય તો દોષ કોને દેશો? શું પ્રભા એ જીવનભરની નિષ્ફળતાને અને કેદી દશાને પૂનિત માની પડી ન રહી તે માટે તેને? કે શું મેં

એવી અસંતુષ્ટ સ્ત્રી સાથે જીવન ઘસડીને મારી પ્રાણ–ચેતનાઓને વેડફી નાખવા ના કહી તે માટે મને ?

'પ્રભાને મેં આમાંનું કશું જ કહ્યું નથી. આવું કંઈ હું કરી રહ્યો છું એવી જો પ્રભાને ખબર પડે તો એ ચોંકી ઊઠે. આ તો મેં પોતે જ, બીજો કોઈ માર્ગ ન સૂઝવાથી મારી જવાબદારી પર તમને વિદિત કર્યું છે. લખવાથી આ બધું બરાબર નહિ સમજાય. એટલે જો આખા પ્રશ્નની શાંતિભરી છણાવટ માટે કોઈ રૂબરૂ મળવાનો સમય લઈએ તો સગવડ પડે. પરમ દિવસે મારે વલસાડ જવાનું છે, તો રસ્તે એક ગાડી વસઈ ઊતરી પડી તમને મળી લેવા માગું છું."

# નવી જંજીરો

જવાબની આશા વળતા જ દિવસે રાખીને અજીત બેઠો, પણ એ આશા રાખવી વ્યર્થ હતી. પછી વળતા દિવસે પોતે વસઈ ગયો, ને દીવેશ્વરજીનાં ઘરની ખડકી ખખડાવી.

નોકરે બારણું ભિડાવીને કહ્યું કે 'મુંબાઈ ગયા છે.'

'ક્યારે ?'

'આજે સવારે.'

'પાછા ક્યારે ફરશે ?'

'કંઈ કહી નથી ગયા. અચાનક જવાનું બન્યું છે.'

'વારુ ! આવે ત્યારે કહેજે, હું મળવા આવેલો.'

ઘેર આવીને ફરીવાર કાગળ લખી મળવાનો સમય માગ્યો. ચાર પાંચ દિવસ સુધી જવાબ ન મળ્યો.

આખરે અજીતે પ્રભાને જઈ પૂછ્યું : "દીવેશ્વરજીના કાંઈ વિશેષ સમાચાર છે. ?"

"ના રે !" પ્રભાએ જવાબ વાળ્યો; "સમાચારની આશા પણ મેં નથી રાખી."

આ જવાબ વાળતી વખતે પ્રભાની બેચેની અછતી નહોતી રહેતી. તેમ દર ટપાલના ટાણે પ્રભા જે ઉત્સુકતા ધારણ કરતી તે પણ સૂચક હતી. બીજા તો કોઇનો કાગળપત્રની રાહ પ્રભાને નહોતી.

પ્રભા સાથે કામ લેવામાં અજીતની આવડત મીંડું હતી. યુક્તિબાજ એ બની શકતો જ નહિ. અમુક બાબત તો પ્રભાથી છુપાવી રાખવી છે એવું મન સાથે નક્કી કર્યા પછી એનો માનસિક સળવળાટ શરૂ થઇ જતો. બિલાડીના પેટમાં પડેલી ખીરની પેઠે એ વાત બહાર નીકળવાના ધમપછાડા કરતી. ખાનગી રાખવું એ તો એને શરીરે કીડીઓ ચોંટયા બરોબર હતું. બહાર પાડી દેવાની, ઉઘાડે છોગ ચર્ચા નાખવાની, છેવટના નિકાલ પર આવી જવાની ચળ જ એને ઉપડતી.

એટલે એક દિવસ સાંજે એણે પ્રભા પાસે આવી બેઠક લીધી, પ્રભાનો હાથ પોતાના હાથમાં લીધો ને પછી શરૂઆત કરી નાખી—

"પ્રભા, મારે તને એક વાત કહેવી છે. દીવેશ્વરજી સાથે મેં પત્રવ્યવહાર ચલાવેલ છે."

ચોંકી ઊઠીને પ્રભાએ પૂછયું, "શાનો પત્રવ્યવહાર?"

"મેં એને બે કાગળો લખ્યા છે."

"શી બાબતના ?"

"મારે એને આપણી બાબતમાં વાકેફ કરવા હતા." ને પછી અજીતે એ બન્ને કાગળો પૈકી પહેલામાં શું લખેલું તેની સમજ પાડી અને દીવેશ્વરનો જવાબ એના હાથમાં મૂકયો. પ્રભાએ એ વાંચ્યો.

"પછી તમે શો જવાબ લખ્યો ?" ચડાપ દેતે પ્રભાએ પૂછયું. અજીત પોતાના બીજા કાગળની રૂપરેખા દોરી દેખાડવા લાગ્યો.

"લગ્ન-ધર્મ વિષે તમે એને એવું લખ્યું?" એ ચમકી ઊઠી.

"હા બાપુ હા."

"પણ એ તો એને ભયંકર લાગશે."

"તને એમ લાગે છે?"

"હા, હા, તમે એટલું તો સમજો છો ને, કે એ શાસ્ત્રાભ્યાસી છે.'

"સમજું છું, પણ સાચી વાત—"

"તમે તો લોકોને વિષે કંઈ જાણતા જ નથી." એ બરાડી ઊઠીઃ "તમને એટલું ય ભાન નથી કે તમારી રીતે એ વિચાર કરી શકે જ નહિ! એ બધી દલીલો એને ગળે ઊતરની હશે કદી?"

"તો પછી મારે શું કરવું?"

"બીજું શું વળી, આપણે એને ફરી કદી મળવું નથી, વાત ત્યાં જ પતી જાય છે ને!" બોલીને પ્રભાએ નિઃશ્વાસ નાખ્યો. પછી એણે પૂછ્યું, "તમે જે કાંઈ કરી રહ્યા છો એનો મને તો કાંઈ ખ્યાલ જ નથી એટલું તો તમે એને લખ્યું હતું ને?"

"ચોકસ, સ્પષ્ટતાપૂર્વક."

"બરાબર સ્પષ્ટ કર્યું હતું?"

"બન્યું તેટલું બરાબર. જો આવી રીતે.' એમ કહીને એ પોતે લખેલી કાગળની પંક્તિઓ લગભગ શબ્દે શબ્દ બોલી ગયો.

"આવું તમે કેમ લખી શક્યા?" એ પોકારી ઊઠી.

પછી એણે દીવેશ્વરનો કાગળ ફરી એકવાર વાંચી જોયો. ને પોતે

બોલી : "જોઈ શકો છો ને? એ બાપડા તો આભા જ બની ગયા છે. કશું બોલી કે લખી તો શું, વિચારી યે શક્યા નથી."

"કાળે કરીને એ તો ઠેકાણે આવી જશે. કોઈક રીતે એણે જાણવું તો જોતું હતું ને?"

"પણ શા માટે એણે જાણવું જોતું હતું! જેમ હતું તેમ રહેવા દેવામાં શો વાંધો હતો તમને?"

"પણ વહાલી, તું એ પુરુષ સાથે પ્રેમમાં છે એ તો ખરું છે ને?"

"પણ મારે ક્યાં એને પરણવા કે એનું ઘર માંડવા જવું હતું? એટલો બધો પ્રેમ મને ક્યાં એની ઉપર ઊભરાઈ જતો હતો?"

"એ તો થોડા વખતમાં પૂરેપૂરો પ્રેમ ખીલી ઊઠત."

"ને એ મને ઘરમાં ઘાલત તો એને એની નોકરી ચાકરી, આબરૂ ઇજ્જત, ન્યાત જાત, બધું ગુમાવવું પડત એ તો સમજો!"

"પ્રેમને ખાતર એવું તો અગાઉ ઘણાએ વેઠેલ છે."

"પણ એની દૃષ્ટિએ તો વિચારો. એની બેઆબરૂ કેટલી થઈ હોત!"

"પણ જો તારા સુખનો હેતુ સરતો હોત તો એ બેઆબરુ હું મારે માથે ઓઢી લેવા તૈયાર હતો.'

"શી રીતે?"

"તમે બન્ને મારે માટે એવી અફવા ઊડાડી શકત."

"શી અફવા?"

"કે હું પોતે દુરાચારી ને દારુડિયો છું. ને હું એ કબૂલ કરી લેત."

"મને ત્યજી દેવાનું એટલું બધું સહેલું છે?"

"સહેલું તો લવલેશ નહોતું. મારે લોહીલોહાણ લડાઈ કરવી પડી છે."

"છતાં તમે તો એ નિર્ણય પર આવી ગયા ને?"

એ શબ્દોમાં પ્રભાનો ટોણો હતો. પ્રભાનું આખરી વલણ, આખરી દૃષ્ટિબિન્દુ હમેશાં આજ હતું. એ શબ્દોમાં પ્રભાએ અજીતની બધી જ મહત્તા ધોઈ નાખી. ત્યાગ કરવાના અજીતના નિર્ણયે કેવાં કારમાં મૂલ માગ્યાં હતાં તે તો પ્રભાએ ગણતરીમાં જ લીધું નહિ.

બેઉના દાંપત્ય–સંસારની એ તો જૂની વાત હતી. હમેશાં એને પોતાનો પત્નીપ્રેમ વ્યક્ત કરવાનું કહેવામાં આવતું, ને હમેશાં અજીત એ યત્ન કરવા નારાજ રહેતો. પ્રભાની તો ઇચ્છા હતી અત્યારે અજીતન મોંયેથી સાંભળવાની, કે કાગળો ટપાલમાં નાખતા પહેલાં તેને કલેજે કેવા કેવા ચીરા પડયા હતા. આ બધું વર્ણન જો પ્રભાને સાંભળવા મળત, તો જ એને અજીતના હેતની ફરી એક વાર ખાત્રી થાત, મઝા પડત, ને થોડા દિવસ પાછો પ્રેમ જોરદાર ચાલુ રહેત.

પ્રભાએ કહ્યું :—

"પણ હું તમને છોડી જ કેમ શકું? તમને ત્યજી જવાનો વિચાર જ ગાંડપણનો છે. દીવેશ્વર પ્રત્યે મારા પ્રેમમાં ઢળવાનો એવો અર્થ તમે બેસાડી જ કેમ શકો? એવો હેતુ મારા તો સ્વપ્નમાંય નહોતો. આવા તે બેવકૂફ ને બોતડ તમે થાઓ છો જ કેમ?"

ધોવાઈ ગયું! અજીતના જીવનમાં એક તત્ત્વ રૂપે ઊગેલું લગ્ન–વિચારનું સત્ય આમ સસ્તું બનીને તરછોડાઈ ગયું. આત્માની ધગધગતી અગ્નિપરીક્ષામાંની નીકળેલું વિચાર–સૂવર્ણ વેડફાઈ ગયું.

બે ચાર વધુ દિવસો વીત્યા. પણ દીવેશ્વરનો જવાબ ફરી વળ્યો નહિ. પ્રભા અસ્વસ્થ અને આકુળ વ્યાકુળ બની ગઈ હતી. "એ શું કરતા હશે ?" પોતે વિચારતી હતી. ઓચીંતા એ બેઉ એક વાર મુંબઇ ગયા ત્યારે પેલા પ્રભાના ડૉકટરની ગાડી ભેટી ગઈ. એક બાજુ ગાડી થંભાવીને એ બધાં મળ્યાં. ડૉકટરે વાતમાં વાત કહી: "દીવેશ્વર તો ગયા."

"ક્યાં ગયા ?"

"દેશમાં : નોકરી છોડી કરીને, સરસામાન બધું જ લઈને એકાએક ચાલ્યા ગયા."

"પણ શા માટે ?"

"એ તો એના વિદ્યાલયવાળા પણ કોઈને ખબર નથી પડી. ટ્રસ્ટીઓ પર ઓચીંતો પત્ર આવ્યો."

અજીત ડૉકટરની સામે જોઈ આભો બન્યો. પ્રભાએ પણ એક થરથરાટી અનુભવી.

"રાજીનામું આપ્યું !" એ પોકારી ઊઠી.

"હા. એમ જ."

"પણ શું થયું ?"

"અમે કોઈ એ ભેદ પામી શકયા જ નથી. હું વિદ્યાલયનો એક ટ્રસ્ટી છું, ને ગઈ કાલે જ રાતે મીટીંગમાં એ કાગળ વંચાયો."

"એણે શું લખ્યું છે ?"

"લખ્યું છે કે થોડાક વખતથી પોતાને પોતાના કામથી સંતોષ

વળતો નથી, વધુ અભ્યાસ અને ચિંતનની જરૂર છે, માટે જાય છે. અમે બધા તો હેરત જ પામ્યા, કેમકે એના વિષે આવું તો કદી લાગેલું જ નહિ."

"પણ જવાના છે ક્યાં ?"

"કદાચ કાશી જ ચાલ્યા જાય."

ડૉક્ટરના ચાલી જવા પછી બેઉ ફુટપાથ પર પૂતળાંની દશામાં થંભી રહ્યાં. પછી એકાએક અજીતના મોંમાંથી શબ્દો પડ્યા, "નાસી ગયો ! ભાગી છૂટયો !"

એ શબ્દો બોલતો બોલતો અજીત ખડખડાટ હસી રહ્યો: "કાયર ! ભાગી છૂટયો. કલેજું ચાલ્યું નહિ !"

"અરે ! અરે !" પ્રભા ખસીઆણી પડીને વારવા લાગી : "એમાં મશ્કરી શું કરો છો ? હસો છો શું જોઈને !"

"હસું છું શું જોઈને !"

અજીતે શ્વાસ હેઠે મૂક્યો. ને પાછી તૂર્ત એની પાંસળીઓ હાસ્યમાં પીસાવા લાગી.

"ચુપ રહો !" પ્રભાએ પોતાની પાછળ હસતા ચાલ્યા આવતા અજીત તરફ ફરીને રોષથી કહ્યું; "ચુપ કરો. મશ્કરીની વાત નથી."

ફાટેલી આંખે એની સામે જોતી જોતી પ્રભા બોલી ઊઠી: "વિચાર તો કરો, બાપડો નોકરી છોડી ગયો ! એનું ભાવિ ધૂળમાં મળ્યું."

"એમ તો મને યે લાગે છે બાપુ !"

"હા—શ ! બચાડો ! અભાગી ! ક્યાંથી..." પ્રભા બોલે જતી હતી.

"ના," અજીતે પોતાનું અટ્ટહાસ દબાવી દઈને ગંભીરપણે કહ્યું, "એ ભાઈ સાહેબ ઊભી થએલી પરિસ્થિતિનો સામનો ન કરી શક્યા. પોતાની લાગણી પર પોતાને જ ભરોસો ન રહ્યો. એટલે નાઠા."

"હું એ નથી માની શકતી. એણે સ્વાર્પણ કર્યું છે, આપણે ખાતર એણે એનું ભાવિ જતું કર્યું છે."

"ના, ના, એની નિર્બલતાએ જ એને નસાડ્યો છે."

ને ફરીવાર અજીત હાસ્યને હીલોળે ચડયો. પણ પછી એણે પોતાની આસપાસ લોકોની તાકતી આંખો જોઈ. પોતાની ઊર્મિઓને એણે લગામમાં લીધી. લોકલ ગાડીમાં એણે માંડ માંડ મનને દબાવી રાખ્યું. પછી ઘેર જતે જતે એ જંગલમાં હસી હસી બેવડ વળ્યો.

એની કલ્પનામાં ખડો થયો હતો એ યુવાન શાસ્ત્રવેત્તા : એક બાજુથી લગ્ન-સંસ્થાનાં પાવિત્ર્યમાં શ્રદ્ધા ધરાવનાર, ને બીજી તરફથી પ્રભાની કલ્પનામૂર્તિનાં દિવસરાત સ્વપ્નમાં જોનાર, પ્રભાના ભણકારા અનુભવનાર ! કલ્પના કરી કે જાણે આ જુવાન શાસ્ત્રવેત્તા પોતાની માશુકના નફ્ફટ રૂઢિભંજક પતિ સામે ઊભો છે, ને એક પણ દલીલનો જવાબ વાળી શકતો નથી : "ભાગ્યો ! ભાગ્યો ! ભાગ્યો ! હું ત્યાં પહોંચવાનો હતો તે પ્રભાતે જ ભાગી નીકળ્યો. ન ઊભો રહી શક્યો. મોં બતાવવાની હિંમત હારી બેઠો !"

ને હસી હસી એ ઘરની ખાટ ઉપર ઢગલો થઈ ગયો.

"પણ તમે તે આ શું કરો છો ? આપણે એના જીવતરનું સત્યાનાશ વાળ્યું તે તો જુવો !" પ્રભા છણકા કરતી રહી.

"વાહ વાહ ! ખાસી વાત !" અજીતે કહ્યું: "એવું કાંઈ નથી. એના જીવનનનું સત્યાનાશ વળવાને બદલે એને તો ઊલટાનો વધુ વિચાર

કરવાનો મેં મોકો કરી આપેલ છે; લગ્નસંસ્થાના પાવિત્ર્ય વિષે એને હવે વિશેષ વાંચવા વિચારવાનું મન થશે."

પ્રભા, કે જે પતિની આ મશ્કરીની સામે પણ પેલા પ્રત્યેનો પ્રેમ ન છોડી શકી, તેણે કહ્યું: "એના અંતરમાં કેટલું દુઃખ થતું હશે!"

"દુઃખ તો ભોગવવું જ જોવે ને બાપુ!" અજીતે ઉત્તર દીધો: કોઈક નૂતન લગ્નદૃષ્ટિ લઈને એ પાછા આવશે તો બધું કોકડું ઉકલી જશે."

"ના ના," પ્રભા હજુ ય કટાક્ષ સમજ્યા વગર કહેતી હતી: "એના વિચારોમાં ફેર કદી જ નહિ પડે. હવે ફરી વાર આપણને એના સમાચાર મળવાના જ નહિ."

અજીતે પ્રભા સામે જોયું. પ્રભાની આંખોમાં આંસુ ટમટમતાં હતાં.

અજીતે વાળુ પછી બહાર ચાંદનીમાં બેસીને પ્રભાને પૂછ્યું: "વારુ પ્રભા! મને લાગે છે કે તું જેટલું માનતી હતી તેટલો બધો તો તું એને ચાહી શકી જ નથી: હેં, કહે તો, ચાહે છે?"

પ્રભા કાંઈ બોલી નહિ.

"તું એને વધુ વાર ચાહી શકત ખરી? હેં પ્રભા?" અજીતે ફરી પૂછ્યું.

થોડો વિચાર કરીને એણે જવાબ વાળ્યો: "સામા માણસનું જો મન ન હોય તો પછી સ્ત્રી એને લાંબો વખત ચાહી શકે એમ તો મને ય લાગતું નથી."

"તો તો એને બાપડાને આમ નસાડી મૂકવામાં ખોટું થયું."

"એજ—હું યે તમને એજ સમજાવવા માગતી હતી, પણ સમજાવી શકતી નહોતી."

"પણ આપણે તો વાત ખીલે બાંધવી જોઈએ ને!"

"તમારે બાંધવી હશે. મારે તો કશી જરૂર નહોતી."

અજીતે જોયું કે પ્રભા પોતાનાં આંસુની આડશે હસતી હતી.

એણે પ્રભાનો હાથ પોતાના હાથમાં લઈને કહ્યું, "ખેર પ્રભા, દુનિયા તૈયાર નથી ત્યાં આપણે શું કરીએ! દુનિયાને તૈયાર કરવી જ રહે છે. ત્યાં સુધી આપણે રાહ જોશું. આવી ઉતાવળ ફરીથી નહિ કરીએ.'

પોતાના હાથ પર અજીતે પ્રભાના અનુમોદન રૂપી દાબ અનુભવ્યો. ને પ્રભા બોલી :—

"વહાલા! મને એકવાર વચન આપો, કે આવું ઘાતકી પગલું તમે ફરી કદી નહિ જ ભરો. તમારે મને સમજી લેવી જોઈએ. હું ભલેને ધારી બેઠી હોઉં કે કોઈકના ઉપર મને પ્રેમ છે, પણ ખરી રીતે એ સાચો પ્રેમ હશે જ નહિ. તમારી જગ્યાએ બીજો કોઈ પુરુષ મારા હૃદયમાં બેસી શકે એ કદી જ બને નહિ—કદી જ નહિ. તમને હું ત્યજી શકીશ જ નહિ. આવું કદી માનશો જ નહિ."

પ્રભાને ખબર હતી કે અજીતનું અંતર કયારે પ્રબલ ઊમળકા અનુભવે છે. એ ઊમળકા અજીતને ઊછાળી રહ્યો. એણે પ્રભાને પોતાના ઉન્મુકત પ્રેમની છોળોમાં નવરાવવા માંડી.

પરંતુ પ્રેમનાં આ પરનાળા વહેતાં હતાં તે પલે પણ અજીતનું કોઈક એક આત્મ–તત્ત્વ જાણે જમીનદોસ્ત થઈ રહ્યું હતું ને હતાશાની 'હાય' ઉચ્ચારતું હતું.

મુકત થવા મથતો કેદી પોતાનાં અંગો પર વધુ બેડીબંધો મૂકાતા ભાળે છે ત્યારે નાખે છે તેવી એ હાય, તેવી એ આહ!

●

# અનુવચન

સાહિત્યકારનું એટલે કે સર્વ પ્રદેશોના કલાકારનું જીવન મોટે ભાગે સમરાંગણ સમું હોય છે. ખરું જોતાં તો પ્રત્યેક માનવીના જીવનમાં સંગ્રામો મંડાયા હોય છે. પણ સમરાંગણે સમરાંગણે વિશિષ્ઠતાઓ અને વિચિત્રતાઓ પડેલી છે. સૂક્ષ્મ સંકુલ ઊર્મિઓ જોડે કામ લેનારો કલાકાર વ્યવસાયમાં, લગ્નસંસારમાં, જીવન પ્રત્યેનાં એકેએક વલણોમાં પોતાની નિરાળી જ લડાઈઓ લડી રહ્યો હોય છે. ને એની લડાઈઓ ઉપર કાળલેખ લખાયો હોય છે મોટા ભાગે તો પરાજયનો.

એવી ખાસ વિશિષ્ઠતાઓના આકર્ષણે ખેંચાઈને જ મેં અમેરિકન ગ્રંથકાર અપ્ટન સીંકલેરનું, પોતાના જીવન–સંસાર પરથી ઊઠાવેલું આ વાર્તાપુસ્તક તપાસી જોયું, ને તેમાંથી 'બીડેલાં દ્વાર' એવા મથાળા નીચે, 'જન્મભૂમિ' દૈનિકના શનિવાર–અંકોમાં પૂર્વાર્ધ આલેખ્યો હતો. ઉત્તરાર્ધ તો હજુ હમણાં જ લખાયો.

અપ્ટન સીંકલેર પ્રચારવાદી ગ્રંથકાર છે, લડવૈયો છે, કલમના શસ્ત્રે સામાજિક સમરાંગણો લડે છે; પણ એ સાચો કલાવિધાની નથી. એની પોતાની પત્નીએ જ કબૂલ કર્યું છે કે શિલ્પી તરીકે અપ્ટન સીંકલેર 'ધ સીંગીંગ જેલ બર્ડઝ' સિવાય કયાંય પોતાની કલાને સાચવી શકયો નથી.

અમેરિકામાં અને યુરોપ ખંડની ભૂમિ ઉપર પુસ્તકોની પ્રશંસાઓ કયા ધોરણે થાયછે તે આંહી બેઠે સમજી શકાય તેમ નથી. અપ્ટન સીંકલેરના આ દળદાર પુસ્તક 'Loves Pilgrimage'ને 'એક મહાન નવલકથા' જેવા શબ્દો વડે સાતમે આકાશે શી ખૂબીઓના જોરે ચડાવી દેવામાં આવ્યું છે તેની મને સમજ નથી પડી. લેખકે પોતાના જીવનના નાના મોટા, ગણના યોગ્ય તેમજ ક્ષુદ્ર, તમામ અનુભવોનો સંગ્રહ કરીને બેશક પ્રભાવપૂર્ણ ભાષામાં આંહી ભંડારીયું ભર્યું છે.

મેં એ છસો ઉપરાંત પાનામાંથી ૨૬૦ જેટલાં પાનાંનો જ સંભાર ઉતારી મારી કથાને ખતમ કરી છે. ને આથી વધુ તારવવાની જરૂર પણ નથી તેની મને ખાત્રી થઇ છે.

'Love's Pilgrimage'ને એના પ્રકાશકોએ 'a novel' કહી છે, 'A splendid work of Art' કહી છે. એ મંતવ્ય સાથે સંમત થઈ શકાતું નથી. પણ સ્વ. જેક લન્ડન નામના લેખકે તો એટલે સુધી પ્રશસ્તિ ઢોળી છે કે 'It stands alone : there is no book like it : એ ચોપડી અદ્વિતીય છે, એનો કોઇ જોટો નથી.'

જેક લંડનની આ પ્રશસ્તિને એક જ દૃષ્ટિએ જોઈ શકાય, કે અમેરિકામાં લેખકની આસપાસ જે સંજોગો છે તેનું આવું વફાદાર નિરુપણ–કોઇ બીજે ઠેકાણે નહિ થયું હોય.

બીજી એક પ્રશસ્તિ આવી છે: "It is surely your greatest book and very nearly one of the great books of the world." કોણ જાણે ! પણ તે પછીનો ઉત્તરાર્ધ સત્યની વધુ નજીક છે :

"You give wooing, marriage, pregnancy, birth in great classic lines : તમે સંવનનને, લગ્નને, ગર્ભાધાનને, અને પ્રસવને ભવ્ય વાણીમાં આલેખ્યાં છે. આ અભિપ્રાય મને માન્ય છે."

નોવેલમાં, ખાસ કરીને 'મહાન વાર્તા'માં જે જે વિશાળ લીલાભૂમિ પર રમણ કરતાં પાત્રો ઘટનાઓનું એક કેન્દ્રસ્થ કથાપ્રસંગની ચો ફરતું ગૂંથણ જોઈએ, અનેક તાણા વાણાના છૂટક છૂટક ત્રાગોની ગૂંથણી સાથે ઊઠતો અખંડરૂપી વણાટ જોઈએ, તે આમાં નથી. આ તો ફક્ત એક ઊર્મિવંત અને આદર્શભક્ત યુવાનના જીવન–પ્રવાહ પર પ્રતિબિમ્બિત થએલા છૂટક છૂટક, અને પસાર થઈ જતા પ્રસંગોની પરંપરા છે. નોવેલમાં તો વણાટ હોય, આંહી તો પરોવેલાં મોતીની માળા છે. માળા તરીકે એ સુંદર છે. પણ એમાં મોતીની સંખ્યા તેમજ જાતો ભરચક હતી, તે મટાડીને મેં ફક્ત થોડાં પણ શોભીતાં મોતીની મેળવણી કરી છે.

સંવનન, લગ્ન, ગર્ભાધાન અને પ્રસવ : એ તો પહેલા ખંડમાં જ આવી જાય છે, ખરા અનુભવો બીજા ખંડમાં છે. કોઈના દોષ વગર ઊભી થતી કલાકારના દંપતિજીવનની વિષમતાનો આ ચિતાર વેધક છે. પૃથક્કરણમાં સત્યપરાયણતા છે. પણ સર્વ પ્રસંગોના મેર સમો તો છે પત્નીના અન્ય પ્રણયી પ્રત્યે કલાકારના ઉદાર વલણવાળો અંતિમ પ્રસંગ. આત્મવિસર્જનની એ ભાવના આ કથાના પાત્ર અજીતની અન્ય સર્વ ધૂનોના ગર્ભમાં રહેલી આદર્શનિષ્ઠતાને અજવાળી આપે છે. અસલ પુસ્તકની ત્યાં જ થઈ જતી પૂર્ણાહુતિ મને કલાત્મક

લાગે છે. કેમકે એ જ પરાકાષ્ઠા છે જીવનની તેમજ લેખનની. મેં પણ મારા સંક્ષિપ્ત પુસ્તકને ત્યાં જ વિરામ લેવરાવ્યો છે. એની પછી આગળ લખવું એ મૂળ પુસ્તકનો ભારી દ્રોહ ગણાત.

"This is general, universal, topical. It is the working of life seen by a modern temperament: બધા વિષયોનું આમાં થયેલું આલેખન સર્વગમ્ય છે, સર્વને પ્રતીતિકર છે, ને લાક્ષણિક છે. માનવીની જીવનલીલાનું નૂતનયુગી સ્વભાવદૃષ્ટિએ થએલું આ નિરીક્ષણ છે."

આ ઉદ્‌ગારો 'Love's Pilgrimage' માટે ઉચ્ચારનાર વ્યક્તિ આ પુસ્તકને યોગ્ય રૂપમાં સમજી શકેલ છે. મને પણ આ અનુભવો સાર્વજનિક, સૌને લાગુ પડી શકે તેવા, ગુજરાતમાં પણ મોજૂદ જોઇએ છીએ તેવા લાગવાથી મેં ગૂજરાતના ભાવનાભક્ત કલાકાર અજીતને ઊભો કર્યો.

મૂળે ગ્રંથકર્તાનું પોતાની છત્રીશ વર્ષની વયે લખેલું આ લખાણ ઉમ્મરની દૃષ્ટિએ જોઈએ તો એમાં વિચારપ્રાબલ્ય અને વાણીપ્રાબલ્યનો સુમેળ નિરાશ ન કરે તેવો છે.

'બીડેલાં દ્વાર'માં મૂળના અનુભવોને વફાદાર રહેવાનો યત્ન કર્યા છતાં તેનું ગુજરાતી જીવનને બંધબેસતું સંયોજન કરવામાં નવા જ આનુષંગિક પ્રસંગો આણવા પડયા છે. ને મને સંતોષ છે કે શ્રી. અપ્ટનને જે કહેવાનું છે તેનો ભાવ મેં બદલ્યો નથી તેમ તેનું જોશ મેં તોડયું નથી. રૂપાંતરો કરવામાં મારો પ્રયત્ન મૂળ લેખકની કૃતિને રજુ કરવાનો નથી હોતો, પણ આપણા પ્રાંતીય સંસારને સમાન અનુભવો દ્વારા રજુ કરવાનો હોય છે. એથી વિશેષ કશું જ કહેવાનું નથી.

આ પુસ્તકના કાગળોના બે રંગો જુદા પડતા જણાશે. એટલી વિકૃતિને માટે લેખક પોતે જ જવાબદાર છે. પ્રકાશકોએ કાગળોનો

ભેળસેળ કર્યો હોવાની શંકા કોઈ આણશો નહિ. હકીકત એ છે કે પહેલાં ૮૦ જેટલાં પાનાં છપાઈ ગયા પછી તુરત જ હું નવું લખાણ તેની સાથે ચાલુ રાખીશ એવી મારી ગણતરી, અન્ય રોકાણોના વિક્ષેપને લીધે ખોટી પડી. મૂળ પુસ્તકનો દરિયો ડોળવાની ક્રિયા બહુ અઘરી પડી, (આ કરતાં તો મૌલિક લખી કાઢવું ઘણું સહેલું!) વિક્ષેપો વધતા ચાલ્યા, નવું લખાણ લાંબા લાંબા ત્રણ સમયગાળામાં પસાર થઈને ટુકડે ટુકડે જ ઉતારી શકાયું. પ્રકાશકોની ધીરજની આવી કસોટી, કોઈ બીજો ઓછો ખમતીધર પ્રકાશક હોત તો, વધુ પડતી આકરી ગણાત. શ્રી. આર. આર. શેઠનો હું આ ધીરજ બદલ આભાર માનું છું.

રાણપુર
તા. ૨૨-૭-૩૯

ઝવેરચંદ મેઘાણી



# સંસ્કાર ગ્રંથાવલિ

| | | | |
|---|---|---|---|
| ૧ | ભારેલો અગ્નિ | ર. વ. દેસાઈ | ૩-૦-૦ |
| ૨ | ભૈરવી | શરદ્‌બાબુ | ૨-૮-૦ |
| ૩ | કુમુદિની | ટાગોર | ૩-૦-૦ |
| ૪ | પંકજ | ર. વ. દેસાઈ | ૨-૮-૦ |
| ૫ | સાવકી મા | શરદ્‌બાબુ | ૨-૮-૦ |
| ૬ | પ્રેમાશ્રમ પૂર્વાર્ધ | પ્રેમચંદજી | ૩-૦-૦ |
| ૭ | પ્રેમાશ્રમ ઉત્તરાર્ધ | પ્રેમચંદજી | ૨-૮-૦ |
| ૮ | વિપ્રદાસ | શરદ્‌બાબુ | ૩-૦-૦ |
| ૯ | ઠગ | ર. વ. દેસાઈ | ૨-૮-૦ |





# પુસ્તક ઓગણીસમું

| | | | |
|---|---|---|---|
| ૧૦ | અનુરાધા—બડદિદિ—વિ. | શરદ્‌બાબુ | ૩—૦—૦ |
| ૧૧ | શુભદા | શરદ્‌બાબુ | ૨—૦—૦ |
| ૧૨ | ચરિત્રહીન | શરદ્‌બાબુ | ૩—૮—૦ |
| ૧૩ | પ્રભાતકિરણો | પ્રભાતકુમાર મુખોપાધ્યાય | ૨—૮—૦ |
| ૧૪ | નવીના (શેષ પ્રશ્ન પૂ. ઉ. સાથે) | શરદ્‌બાબુ | ૩—૦—૦ |
| ૧૫ | ક્ષિતિજ પૂર્વાર્ધ | ર. વ. દેસાઈ | ૨—૮—૦ |
| ૧૬ | ક્ષિતિજ ઉત્તરાર્ધ | ર. વ. દેસાઈ | છપાય છે |
| ૧૭ | હરિદ્રનારાયણ પૂર્વાર્ધ | ગુ. આચાર્ય | ૨—૮—૦ |
| ૧૮ | હરિદ્રનારાયણ ઉત્તરાર્ધ | ગુ. આચાર્ય | ૩—૦—૦ |



